# ન્યાયનો નાથ

-: લેખક :-

શ્રી. મનહરનાથ માણેકનાથ ઘારેખાન

બી. એ., એલ એલ. બી.,



મળવાનું સ્થળ:

આર. આર. શેઠની કું. બુકસેલર્સ.

કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.

મૂલ્ય રૂા.૨-૮-૦ ૧૯૮૭



વીસનગરનિવાસી ઉદાર શ્રીમંત સદ્‌ગૃહસ્થ
શેઠ ડોસાભાઇ મગનલાલ

# અર્પણ પત્રિકા.

## શ્રીમાન દાતાર શેઠ ડોસાભાઈ મગનલાલ

શુભ નિવાસ—**વીસનગર**

આપશ્રી વડોદરા રાજ્યમાં વીસનગર શહેરના વતની હોઈ, મુંબઈમાં વ્યાપાર–ઉદ્યોગ કરી લક્ષ્મી દેવીની સંપૂર્ણ કૃપા મેળવી છે. ગરીબોનાં દુઃખો સમજી શકતા હોવાથી તે દુર કરવામાં આપ આપની લક્ષ્મીનો સદુપયોગ કરો છો. વીસનગરમાં રૂ. ૫૦૦૦૦) ના ખર્ચે હોસ્પીટલ બંધાવી છે અને તેને લગતું બીજું મકાન લોકોને રહેવા માટે બનાવવાનો આપનો વિચાર છે. શ્રી પુષ્કર ક્ષેત્રમાં ધર્મશાળા બંધાવી છે. વીસનગરમાં બોર્ડીંગ હાઉસ ચલાવો છો અને પાણીના દુકાળમાં આપે ઘણા ખર્ચે ગામમાં પાણીની ઉત્તમ વ્યવસ્થા કરી હતી. વળી મુંબઈમાં સ્ત્રી કેળવણીમાં મોટો ફાળો આપ આપ્યો છે. ઉપરાંત દેવલાલીમાં એક સેનેટોરીયમ લગભગ રૂ. પોણા લાખના ખર્ચે બંધાવવાની યોજના આપના હાથ પર છે અને વીસનગરના આપની જ્ઞાતિના–જે અભાવે ગામના અને તેના અભાવે ગુજરાતના આપની જ્ઞાતિના– વ્યાપારી, કળાકૌશલ્ય, ડૉક્ટરી તેમ એન્જીનીયરીંગ વગેરે શાખાઓમાં મુંબઈમાં ભણતા દસ વિદ્યાર્થીઓનું બોરડીંગ હાઉસ ખોલવા પણ હાલમાં આપે જાહેર કર્યું છે. આ શિવાય આપે ઘણાં ગુપ્ત દાનથી ગરિબોના સંકટ નિવારણ કર્યાં છે, એ વગેરે આપની અતુલીત ઉદારતાઓથી આકર્ષાઈ આ પુસ્તક આપને સહમાન અર્પણ કરું છું.

લી. આપનો સ્નેહાધીન.

રંગ પંચમી.
સં. ૧૯૮૪

**શા. માણેકલાલ અંબારામ ઠક્કર.**

મારા નમ્ર મત પ્રમાણે આ દૈવની લીલા છે. આધુનિક પરિભાષામાં આને અકસ્માત્ કહી શકાય. ગમેતેમ હોય, પણ એટલું ખરૂં કે ઇતર વિદ્યોપજીવી વર્ગના પુરુષોને મુકાબલે વકીલોને વિવિધ પ્રકૃતિનાં મનુષ્યોનાં ચાલક બળો પીછાણવાની વિશેષ તક મળે છે અને જીવનનો જેમ વધારે તલસ્પર્શી અનુભવ હોય તેમ નવલકારને સર્જનકાર્યમાં તે વધારે લાભદાયી થઈ પડે એ તો ખુલ્લું છે. એટલે આપણા એ શ્રેષ્ઠ નવલકારો અધ્યાપક કે અમલદાર નહીં પણ વકીલ છે તેમાં નવાઈ જેવું કશું નથી.

આ વાર્તાનું નામ "ન્યાયનો નાથ" છે. એ નામ સાભળી "ગુજરાતનો નાથ" નામ યાદ આવે છે: પણ એના લેખક રા. મનહરનાથ છે; રા. કનૈયાલાલ નથી ! આ નવીન લેખક પણ મુંબઇ હાઇકોર્ટના એક એડવોકેટ છે. એમણે અને "ગુણસુન્દરી" ના તંત્રી રા. વર્મા બેરિસ્ટરે મળીને હિન્દના રાજ્યતંત્ર પર એક કાયદાનું પુસ્તક અંગ્રેજીમાં લખ્યું છે; તેને સારા અભિપ્રાયો મળ્યા છે. તે ઉપરાંત રા. મનહરનાથે ગુજરાતીમાં "હિંદુ–લૉ" અથવા "કાયદાની દૃષ્ટિએ ગુજરાતની હિંદુ સ્ત્રીઓનું સ્થાન" નામક પુસ્તક ગયા માસમાં જ પ્રગટ કર્યું છે, તે પુસ્તકને પણ સારા અભિપ્રાયો મળ્યા છે. પ્રથમ પુસ્તકને પ્રગટ થયાને છ મહિના ભાગ્યે થયા હશે અને દ્વિતીય પુસ્તકને પ્રગટ થયાને ભાગ્યે એક માસ થયો હશે, એટલામાં રા. મનહરનાથે આ સાંસારિક નવલકથા લખીને છપાવી પણ નાંખી. તે પરથી એમના ઉત્સાહની ને ઉદ્યોગની સહેલાઇથી કલ્પના કરી શકાય એમ છે.

આખી વાર્તા બારીકાઇથી અવલોકું તે પહેલાં આ ઉપોદ્‌ઘાત લખવાની ફરજ મારે માથે આવી પડી છે, એટલે વિવેચકદૃષ્ટિએ અત્રે કશું નહીં કહું. પરંતુ મેં જેટલું જોયું છે તેમાં ઔચિત્યના સર્વગ્રાહ્ય નિયમોનો ભંગ થયો નથી તેમ નીતિના સર્વમાન્ય સિદ્ધાંતોનું ઉલ્લંઘન પણ થયું નથી, એટલે અંગ્રેજી ચોથા કે પાંચમા ધોરણના બાળક વિદ્યાર્થીઓના હાથમાં આ વાર્તા મૂકવામાં હરકત નથી. બ્રિટિશ અને વડોદરા સરકારના કેળવણી ખાતાં પ્રસ્તુત પુસ્તકને શાળા માટે તેમજ ઇનામ માટે મંજુર કરી, લેખકને પ્રોત્સાહન ને પ્રકાશકને ઉત્તેજન આપશે એમ આશા દર્શાવું છું.

ફાગણ સુદ ૧૫ સં. ૧૯૮૪
હવાડીઆ ચકલા
સુરત

જનાર્દન વીરભદ્ર પાઠકજી



# પ્રસ્તાવના

લાંબી નવલકથાના પ્રદેશમાં મારો આ પ્રથમ પ્રયાસ છે. આ નવલકથા મારા પરમસ્નેહી અને મુરબ્બી શ્રી માણેકલાલ અંબારામ ડૉક્ટરની આજ્ઞાને આભારી છે.

નવરાશના વખતમાં થોડું ઘણું લખવાનું મન મને થતું. તે પ્રમાણે ટુંકી વાર્તાઓ તથા ટુંકા લેખો મેં લખેલા. 'ગુજરાત,' 'ગુણસુંદરી,' 'શારદા,' 'સાહિત્ય,' 'અમો-વર્તમાન' વગેરે માસિકોએ મારી ટુંકી વાર્તાઓ પ્રગટ કરેલી. એ વાર્તાઓ વાંચીને શ્રી. માણેકલાલભાઇએ એમના 'શ્રી સયાજીવિજય' માટે વાર્ષિક ભેટનું પુસ્તક લખવા આજ્ઞા કરી. લાંબી નવલકથા કોઇ દિવસ નહિં લખેલી તેથી સાભાર એમની આજ્ઞાનો મેં પ્રથમ અસ્વીકાર કર્યો. વધારામાં, તે સમયે હું "હિંદુ-સ્તા" ગુજરાતીમાં લખતો હતો તેથી જોઇતો અવકાશ પણ નહોતો. ફરીથી આગ્રહ થયો અને પરિણામે મેં હા કહી.

આધુનિક વિચારોથી સંસારમાં અત્યારે અનેરાં દૃશ્યો દિસે છે. વિધવા-વિવાહ, શુદ્ધિ, આંગ્લ-હિંદુ લગ્ન વગેરે સાંસારિક અને સામાજીક દૃશ્યો, આધુનિક કાયદાની કોર્ટનાં દૃશ્યો અને તે ઉપરાંત રાજદ્વારી દૃશ્યો ઘણા વિચિત્ર સ્વરૂપોમાં દેખાય છે. જ્યારે નવલકથા લખવા આગ્રહ સાથે આજ્ઞા થઈ ત્યારે આવાં દૃશ્યોની ઝાંખી કરાવવા મન લલચાયું અને મેં મારી અલ્પમતિથી એવાં એવાં દૃશ્યોની ઝાંખી આ નવલકથામાં કરાવવા પ્રયત્ન કર્યો છે.

આ વાતો નવલકથા છે. તેમાંની કોઈ પણ વ્યક્તિ—સગુણ અથવા નિર્ગુણાકારે—હયાત છે એમ કલ્પવાને પણ કારણ નથી.

શ્રી સયાજીવિજય પ્રેસનો તેમજ પરમસ્નેહી શ્રી માણેકલાલભાઇનો મારે ઉપકાર માનવો જોઇએ. વાર્તા એક સામટી લખીને નહિં આપવાથી અને લખવામાં વચ્ચે થોડો વિલંબ થવાથી એમને અગવડો વેઠવી પડી હશે. એ સર્વ અગવડો સહી લેવા માટે હું એમનો આભારી છું. તેમ જ લખવામાં મારે જરા ઉતાવળ થઈ છે તેથી તેમાં દોષો પણ રહી ગયા હશે.

છાપવામાં પાછળથી જરા ઉતાવળ થવાથી, પૃષ્ઠ ૧૭૭થી છાપભૂલો રહી ગઈ છે. એમાંની કેટલીક ભૂલો અક્ષમ્ય છે; પરંતુ વાંચકો સુધારીને વાંચશે એવી પ્રાર્થના છે.

સરદાર શ્રી. જનાર્દન વીરભદ્ર પાઠકજીએ ઉપોદ્‌ઘાત લખવાનું મારું આમંત્રણ સ્વીકારી મને ઉપકૃત કર્યો છે. પોતે વ્યવસાયી હોવા છતાં એ આમંત્રણ સ્વીકાર્યું તે માટે હું એમનો આભાર માનું છું.

પરમસ્નેહી ભાઇ કનૈયાલાલ મુનશીએ તથા મારા મિત્ર શ્રી. ભાઇ વર્માએ વખતોવખત મને જોઈતી સૂચના આપી આભારી કર્યો છે. હું એમનો પણ આ માટે ઉપકારમાનું છું.

૮૦, એસ્પ્લેનેડ રોડ, કોટ,<br>**મુંબાઈ.**<br>રંગપંચમી, સં. ૧૯૮૪.<br>તા. ૧૧ માર્ચ ૧૯૨૮

**મનહરનાથ માણેકનાથ ધારેખાન**



શ્રી

# પ્રકાશકનું નિવેદન

"શ્રી સયાજીવિજય" પેપરના સને ૧૯૨૮ સાલના ભેટ પુસ્તક તરીકે આ પુસ્તક ગ્રાહકોને આપતાં અમને આનંદ થાય છે, કેમકે અમારાં ભેટના પુસ્તકોના વિદ્વાન લેખકોમાં ચાલુ વર્ષથી અમારા એક વિદ્વાન સ્નેહીનો આવકાર દાયક ઉમેરો થાય છે.

શ્રીયુત મનહરનાથ કેવા ઉત્સાહી અને ખંતીલા લેખક છે, તે સરદાર શ્રી. પાઠકજીએ તેમના ઉપોદ્‌ઘાતમાં જણાવેલું છે. તે ઉપરાંત તેમની લેખન શૈલીનો અનુભવ આ પુસ્તક વાંચનારને થશે જ. એટલે તે સંબંધી વધુ કાંઇ ન કહેતાં, શ્રી સયાજીવિજયની ચાલુ સાલની નવલકથાની ચોપડી લખવાની અમારી માગણી સ્વીકારી તેમણે અમને જે અનુકુળતા કરી આપી છે, તે માટે અમે પણ અમારી સંતોષની લાગણી દર્શાવ્યા વિના રહી શકતા નથી.

આ વર્ષે ગયા વર્ષની માફક ઝીણા ટાઇપ, સારા કાગળ અને ભરચક લખાણ છતાં ધાર્યા કરતાં લખાણ વધી જવાથી વાર્તાનાં ૩૦૦ પાન લગભગ થયાં છે. પેપરનાં પણ ૮ ને બદલે ૧૦-૧૨ પાનાં ચાલુ નીકળતાં હોઇ, ભેટ પુસ્તક આવું મોટું થવામાં અમારો શ્રમ-ખર્ચ પણ વધ્યો છે. તે છતાં ગ્રાહક સંખ્યા વધતી જઇ-શ્રી. સરકાર અને સુજ્ઞ પ્રજા અમારા શ્રમ અને ખર્ચની કદર કરે છે, એજ અમને સંતોષ છે. હજુ તેવી કદર ચાલુ રહે અને ગ્રાહકોને સંતોષ આપવા અમે પણ અમારૂં બનતું કરીશું, એ જ ઇચ્છા છે.

વડોદરા
શ્રી ચૈત્રી પ્રતિપદા
સને ૧૯૨૮

શા. મણીલાલ અંબારામ ઠક્કર
પ્રકાશક

# અનુક્રમણિકા



## પ્રાસ્તાવીક



## ન્યાયનો નાથ




# બી. બી. પ્રકાશ કંપની

## ચીફ એજન્ટસ—બરોડા સ્ટેટ

# ધી ગ્રામોફોન કંપની લી.

અમારે ત્યાં "હિઝ માસ્તર્સ વોઈસ" દરેક મોડલ્સના મશીનો તેમજ હીઝ માસ્તર્સ વોઇસ ગ્રામોફોન રેકોર્ડ્સ અને ઝોનોફોન રેકોર્ડસ પીન્સ, વગેરે અને તેને લગતો તમામ માલ મળશે. માટે એક વખત અમારી દુકાનની મુલાકાત લેવા ખાસ ભલામણ કરવામાં આવે છે.

**બી. બી. પ્રકાશ કંપની, રાવપુરારોડ, વડોદરા**

તા. ક.-ગ્રામોફોન મશીનો અહીં દુરસ્ત થાય છે.

# ભટ-ભટાણીનો ભયંકર ભવાડો

ભાનુમતિના ભરથાર ભવાનીશંકર ભટ. ક્યાં સોળ વર્ષની સુંદરી-ક્યાં સાઠ વર્ષનો શઠ ! કોઇ કાળ ચોઘડીએ કંકાસણી કુબજા કાળોતરીના કાળે સુકને વડોદરાની સહેલગાહે સીધારેલા. ત્યંથી પાછા ફરી પોતાનાં ઘેર આવ્યા. અને ભટાણીને ધીરે સાદે, "ભટાણી, ઓ. ભટાણી, ખીડકી ખોલોને." અરે, મજાકમાં ને મજાકમાં એ ભોળી ભવાનીએ ભડાક દઇને ભોગળો તો ખોલી. પણ યાર, થઇ ભુંડી. એ ભલી ભવાનીએ મંગાવેલી ભેટ ભટજી લાવવી ભુલ્યા. પીછે ક્યા બાત કહેના. તેની વાત ના પુછો. બીચારા ભટજી મહાશય ઘરમાં પેસી પાસમાંનું પોટલું હળવેથી હેઠું પટકી બેસવા જાય છે કે લાગલો જ મહાદેવીએ પોતાનો મીજાજ હાથથી ખોયો અને મોટા તુંબડા જેવડો તોબરો અને આખલા જેવી આંખો અને ભાલા જેવાં ભવાં ચઢાવી ભભુકી હાલ્યાં: "કયેંમ કંથડા, મેં મગાવેલી વસ્તુ વડોદરેથી ન લાવ્યા અને આમ ભુડણરાંડની માફક ભેંસા જેવા ભુંડે મોઢે હરણીયાની માફક હળી કાઢી હાલ્યા આવ્યા ? લાલા, જરાએ લજાયા નહી ? અરેરે મારા કંજુસીયા કંથ, હું કુમળી કળીના કર્મની કડણાઇ તો પાકી. બાકી તો આ ભાનુમતિ કોઇ ભાગ્યવંતા ભડવીરને નહિ મળતાં તું જેવા ભદમશી ભોટને ભેટી એ જ મારૂં દુર્ભાગ્ય. આ લીલુડી લાડીને લાડ કયેમ લડાવવા એ તું જેવા જુના જમાનાના જડભરથ જટને શી માલમ ? અહીં સુંદરા, આજની સુંદરીઓ સાથડ હાથડમાં થેલડ વીના બાથડ ભરવા બાવરો બની કોઇ સાવકો સેલાણી ઠાવકો ઠાકોર થઇ ઠાલે હાથે ઠમકો કરવા જાયે તો ઠંઠણપાલની જયેંમ ઠેંઠણો થઇ ઠોબારો ઠાલો ભુલો ઠોકરૂ ખાઇ ગોલાના ખોલાની જયેંમ ખોંખારતો લડ્ડાયો હોલાને ઘોલા જેવો હડધુત થઇ હાલ્યો આવે હાલ્યો. એમાં સુ માણ્યા મૌજ કે રાંડે વઘાર્યાં કારેલાં? અબ તો પૈસા હોય તો પટકો નહી તો સીધી સડક સટકો, એવો ઘાટ છે."

"એ છાની મર છાની, રાંડ છછુંદરી, તારા છમકલાંભર્યા છંદ મારે નથી સાંભળવા. બોલતી બંધ થાય છે કે નહિ? નહિ તો ઘરમાંથી કરી દઇશ છુ."

"બેસ બેસ મુઆ ભંગડ, વંગડની જયેમ, વળગ્યો શું આવછ. તું જેવા તીસમારખાં 'તાનસેન હોય તેજ તારૂણી ઉપર ત્રાગા કરે. કાયા કમજોર ઓર ગુસ્સા ભારી." "એમ છે? ઉભી રહે રાંડ, લેતી જા. જોયો મારો ડંડો? આને એક જ સપાટે તારો મીજાજ હાલ જ કરૂં છું ઠંડો." અરે વાહરે મારા તુંડ મીજાજી તુંબા ! હમણાં જ તારા ડંડાનો ભંડો કાઢું છું." એમ કહી સામે ખુણેથી સાંબેલું ખચકાવી નાખ્યું. ખંભે જાપરે સાંબેલુ જોતાં જ ભટજી ધુરંધરનું

ધોતીયું ઢગરેથી ઢસ્યું તે નીચે ઢગલોજ થયો. સુભાગ્યે લાંબે અંગરખે લાજ ઢાંકી છતાં હેબતથી હૈયું હાથમાં ન રહ્યું. તે બુમો પાડી ભવાનીના નામનું ભુંગળુ ફુંક્યું. કોઇ ધાજોરે. મારે ત્યાં ધોળે દહાડે ધાડ પડી. અડોસી પડોસી ધમધમાટ કરતાં ભટજી મહાશયના ધામમાં ધસી આવ્યાં. ચોર બોર ન દીઠો પણ એકજ અંગરખે અલબેલો અડીએલટટ્ટુ ડંડા ધારી ડોસલો ફાટેલે ડાકલે અવનીમાં રડવડતો દેખ્યો. બીજી તરફ ભવાનીને ભયંકર સ્વરૂપે સાંબેલામાં સજ્જ થયલાં દીઠાં કયા ખુબ ! એક મશ્કરા મશકાદાસે મેંશકો છાંટયો. ભટાણી ભટને સાંબેલે દે ઢીલ દે ઢીલ. ડરે છે શામાંટે? અરેરે આખરે બૈરીજના ? પણ બેહેનોએ સાંબેલુ પડાવી શાંત પાડી આમ થવાનુ કારણ પુછ્યું. અરેરે બહેન આ કજીયાનું મુળ પેલો **કાશીવાળા વૈષ્ણવ જે. પી. દાસનો બનારસી ચેવડો** એ સુવે આ ધમસાણ ચાલ્યું. જો બહેનપણીઓએ તેની લ્હેજત ન ચખાડી હોતે તો આવો કંકાસ ન થાત. બેહેન ગભરાવ્શ નહી એ **બનારસી ચેવડા** માટે અમારે ત્યાં તારા કરતાં જબરો જંગ મચેલો. આવ બહેન હરખી આપણે સહુએ સરખી. કહે હવે કોણ કોને શીખામણ દે દઇએ? એ ચેવડો રડયો જાદુગરો મુઓ છે. એની મોહીનીમાં ભલભલાઓ ભુલ ખાય છે. સવારમાં ઉઠી ચાહની સાથે **બનારસી ચેવડો** ખાઇએ છે તો જ ચેન પડે છે નહી તો આખોએ દહાડો આળસમાં જાય છે. રડયો ઘરનો ધંધોધાપોએ સુઝતો નથી. શું કરીએ બા ? ટેવ પડી કાંઇ જાય ? છે વળી મરી મસાલાનો એ ચેવડો બને છે. સ્વાદમાં અમૃત જેવો હોવાથી મુઆ હૈયા છોકરા હરતાં ફરતાં ખાયા જ કરે છે. નથી હોતો તો રડયા રડારોળ કરી મૂકે છે જેથી ચવડો થઇ રહે છે. કે ચટ દઇને મંગાવીએ છીએ. ચેવડા માટે છોકરાંને રડાવાય છે? કમાઇએ છીએ કોના માટે? છોકરાજ માટે ના ? સુભાગ્યે કીમતમાં સસ્તો હોવાથી ગરીબ તવંગર અદારે આલમ ખાય છે. મોંઘો હોય તો માર્યો જ જઇએના ? માટે ભટજીમામા, આના બે આના ફેર માટે બજારૂ ચેવડો ન લેશો કેમકે જે તેની અંદર સડેલા તેલો ને ઝેરી મરચાંના બીયા વગેરે ઉપર ઝેડી બાળેલાં હોવાથી કલેજા બળીને ખાખ થાય છે. જેથી ચામડીઆ ગમાગ પણ એવો સડેલ એંડવાડો આંચુતા નથી. માટે કંજુસપણું છોડી બનારસી ચેવડો મંગાવો.

બહુ સારૂં. **કાશીવાળા વૈષ્ણવ જે. પી. દાસ એન્ડ કો., ઠે. રાવપુરા-કોઠીપોળને નાકે—વડોદરા.** આપના ઘીના ચેવડો એક રૂપીએ રતલવાળો શેર પાંચ, તલના તેલનો દશ આને શેરવાળો શેર દશ ને તમારો ફરાળનો ચેવડો બટાકાની કાતરીનો જેનો ઉપવાસના દિવસોમાં લોકોને જબરો ખપ પડે છે તે રતલ પાંચ હાલ તુરત ઉપરના શરનામે વી. પી. થી મોકલો.

# [ ૧ ]

## ઓકસફર્ડમાં




હેબજી, માફ કરશો, આપનું નામ? આપની કૉલેજ? અને વર્ગ?"

"સાહેબજી; મારું નામ અમરનાથ; હું ઓક્સફર્ડ યુનીવરસીટીની 'ક્રાઇસ્ટ ચર્ચ' કોલેજમાં છું. હાલ બી. એ. ના છેલ્લા વર્ષમાં છું અને મારો ઐચ્છિક વિષય ક્લાસીકસ-ઑનર્સ છે."

"આપનો ઉપકાર માનું છું આપનાં આ સહચરીની ઓળખાણ કરાવશો?"

"ઘણી ખુશીથી; આ મીસ કાથલીન ગીલીગન. તેઓના પિતા મી. ગીલીગન આઇ. સી. એસ હતા અને હિંદમાંથી હાલ નિવૃત્ત થઇ સ્વદેશ આવ્યા છે. મીસ ગીલીગન હિંદમાં જ હતાં અને અહીં આપણી યુનીવર્સીટી જોવા આવ્યાં છે."

"સાહેબજી, મીસ ગીલીગન, આપનું ઓળખાણ થવા પ્રસંગ મળ્યો તેથી ઈશ્વરનો ઉપકાર માનું છું: આપને હરકત ન હોય તો બે સવાલ પૂછવા માંગુ છું, પૂછું?"

"ઘણી જ ખુશીથી—મને હરકત નથી."

"આપની ઉમ્મર?"

"સત્તર વર્ષ."

"ત્યારે આપ સગીર છો; આપ આપના પિતાની પરવાનગી લઇ પધાર્યાં છો?"

"જ્યારે હું સગીર છું તો પછી આપના પ્રશ્નનો પ્રત્યુત્તર પૂજ્ય પિતાજીને પૂછયા પાકી કેમ અપાય? પૂછીને પાઠવીશ."

"તસ્દી માફ કરશો—સાહેબજી—સાહેબજી."

અમરનાથ હિંદી યુવક હતો હિંદમાં પ્રતિ વર્ષ ફર્સ્ટ ક્લાસમાં પાસ થઇ-બી. એ. ની ફર્સ્ટક્લાસ સાથે ડીગ્રી લઇ, આઈ. સી. એસ.ના અભ્યાસ માટે વિલાયત ગયો હતો. ઓકસફર્ડ યુનીવર્સીટીની માનવંત ડીગ્રી લેવા ત્યાંની પ્રખ્યાત કોલેજમાં દાખલ થયો હતો.

મીસ કાસ્લીન ગીલીગનને પણ ઓળખ્યાં જ હશે. તેમના પિતા સાથે તેઓ ઘણા વર્ષ હિંદમાં જ રહ્યાં હતાં અને આઇ. સી. એસ. અથવા આઇ. સી. એસ. ના ઉમેદવાર પ્રત્યે તેમને પક્ષપાત હતો.

આ પ્રખ્યાત યુનીવર્સીટીમાં યુવકો ઉપર દેખરેખ રાખવાનો સારો રીવાજ છે. તે કાર્ય માટે એક ખાસ અધિકારી હોય છે અને તેને પ્રોક્ટર કહે છે. તેવો પ્રોક્ટર બે પોલીસ જેવા પુરૂષો સાથે સાંજના અથવા રાતના વિદ્યાર્થીઓની તપાસ માટે નીકળે અને જો કોઈ કોલેજ–યુવક કોઇ બાળા સાથે ફરતો હોય અથવા કોઇ અયોગ્ય સ્થાનમાં દેખાય તો તેનું નામ–ઠામ લઈ લે અને બીજે દીવસે પ્રીન્સીપાલને રીપોર્ટ કરી, તેને યોગ્ય શીક્ષા કરાવે. જો કોઇ સગીર ઉમરની બાળા હોય તો તેનું નામઠામ પણ જાણી લે અને તેના પિતાને ખબર આપે.

" મીસ ગીલીગન, તમને ધન્યવાદ ઘટે છે. યુક્તિપૂર્વક અને મનોજશક્તિને કસે એવો જવાબ આપ્યો."

" અરે શું ? મી. નાથ, આ તે શું જવાબ હતો ! પણ અમારા દેશની બાળાઓ આવા પ્રોક્ટરોને અદ્ધર ઉડાવે ! પુરૂષો નવી નવી યુક્તિઓ શોધે અને અમે લોકો એવી યુક્તિઓના વિનાશ કરીએ. આને જ લીધે અમારામાં એક કહેવત છે–તમને ખબર છે ? "

" ના, શી કહેવત છે ? "

" માણસ રચે અને–"

" અને ઈશ્વર તોડે ! એમાં તમે શી નવી કહેવત કહી ? "

" પુરૂષોમાં આટલી જ ધીરજ ! જો વચ્ચે ઝંપલાવ્યું ન હોત તો તમારી અજ્ઞાનતા સચવાઈ રહેત. એમ કહેવત નથી પણ–પુરૂષ રચે–અને પત્ની વિનાશે ! "

" હવે સમજ્યો ! હિંદમાં તો તમારાં લોકો આવાં જબરાં નથી; પણ અહીં તો–"

" ચાલો હવે મોડું થાય છે. આપણે ઘેર જવું જોઇએ. પણ તમે લંડન ક્યારે આવશો ? "

" હવે પછીની રજાઓમાં–ઇસ્ટર ઉપર ચોક્કસ આવીશ. "

" લંડનમાં અમારી કોલેજમાં પણ તે ઉપર રજાઓ હશે. ચાલો–રજા ઠીક ઉજવાશે. આપનો ઉપકાર માનવો જોઇએ ! "



# [ ૨ ]

## લંડનમાં



પાઠશાળા છુટવાનો સમય હતો. વિદ્યાર્થીઓને બહાર નીકળવા માટે એક મુખ્ય દાદર હતો. તેના મુખ આગળ એક વ્યક્તિ ઘણી જ આતુરતાથી ઉપર નિહાળી રહી હતી. વખતો-વખત ઘડીઆળમાં જોય-ઘડીકમાં આજુ બાજુ જોય અને ઘડીકમાં ઉદ્યાનમાં દ્રષ્ટિ નાંખે. કોઈ જો નિરખુતાથી નિહાળે તો એમ લાગે કે આપણી એક ક્ષણ એને જમાની ક્ષણ જેવી લાગતી હતી.

થોડાક જ સમયમાં શાળા છુટવાની સંજ્ઞા થઈ. દાદર ઉપરથી અવાજ સંભળાયો. જ્યારે થાકી ગયેલો હય પોતાના ઘર તરફ વળે ત્યારે તેનામાં બમણો વેગ આવે છે. તેમ વિદ્યાર્થીઓનામાં પણ ઘેર જતી વખતે નવો વેગ આવે છે. જો તેમનું ચાલે તો પહેલે પગથીએથી પડતું મૂકી નીચે પડે. ઉતરતી વખતે કેટલાક વિદ્યાર્થીઓ અભ્યાસના સંબંધમાં વાટાઘાટ કરતા હતા-કેટલાક પ્રોફેસરો પરત્વે વિચાર કરતા હતા-કેટલાક સહવિદ્યાર્થીઓ વિષે અવનવી વાતો કરતા હતા અને કેટલાક ભવિષ્યનો કાર્યક્રમ નક્કી કરતા હતા. નીચે ઉતર્યા પછી કેટલાક સાયકલ ઉપર દોડતા-કેટલાક લોકલ ટ્રેન પકડવા સ્ટેશન તરફ વિદાય થતા-કેટલાક ટ્રામ પકડવાની ધમાલમાં અને કેટલાક સુખી જીવડા મોટરમાં રસ્તો માપતા હતા.

આ ટોળામાં એણે નવીનતા નિહાળી. વિદ્યાર્થીઓમાં બાળાઓ તેમ જ યુવકો હતા. તેઓ સાથે જ ઉતરતાં હતાં. વખતે યુવકો માર્ગમાં હોય તો બાળાઓ વગર સંકોચે તેમને ધક્કો મારી પોતાનો રસ્તો કાઢી લેતી. બાળાઓ પ્રત્યે છોકરાઓ પણ ખાસ લક્ષ આપતા નહોતા-તો વક્ર દ્રષ્ટિએ તાકી રહેવાની ક્યાં વાત ?

"આપણા દેશમાં આ સુધારો કરવાની જરૂર છે" તે વ્યક્તિ બબડી. "આપણે ત્યાં તો બાળાઓ દેખાય કે બધા છોકરાઓ તેમના તરફ જ જોવા માંડે. જાણે દુનિઆમાં ન જોએલી ચીજ ! બે બાજુ હારબંધ ઉભા રહી જઇ, તેમને રસ્તો આપે ! જાણે આપણાથી જુદાં જ છે એવો દેખાવ થાય ! એવા વર્તનથી,

જાતિનો તફાવત તરફડી ઉઠે છે અને તેમનાં પ્રત્યે તોફાન કરવા કેટલાક વિદ્યાર્થીઓનું મન લલચાય છે. આ કારણને લીધે ચીઠ્ઠીઓ પડે અને વિચિત્ર મસ્તી થાય! જ્યારે કૉલેજમાં હોય ત્યારે જાતિ પ્રત્યે દુર્લક્ષ અપાય તો ઘણાં તોફાન થોડાં થઇ જાય! આ બાબતમાં બાળાઓએ પણ સુધરવું જોઇએ. બાળાઓ ઈશ્વરનું પ્રેમભર્યું પક્ષપાતી પંખીડું છે એવી માન્યતા પણ એમણે દૂર કરવી જોઇએ. બધા જ વિદ્યાર્થીઓમાં એવી માન્યતા પ્રસરવી જોઈએ. ઠીક છે; આપણે આપણા દેશમાં જઇ, આ દિશામાં સુધારો કરવા પ્રયત્ન કરીશું."

આટલેથી એકદમ વિચારમાળા અટકી. ઉપરથી બે ત્રણ વ્યતિઓ દેખાઇ. તેમાંથી એકે તેનું ધ્યાન ખેંચ્યું. હેટ ઉતારવા જાય છે તેટલામાં અન્યોન્ય દ્રષ્ટિ મળી.

"હલો, મી. નાથ, તમે આવી પહોંચ્યા! ઘણું જ સારું થયું."

"સાહેબજી, મીસ ગીલીગન ઠેરવેલા વખતે આવવું જ જોઈએ; જો આપેલાં વચન પાળીએ નહીં તો મનુષ્યમાં અને જાનવરોમાં શો તફાવત?"

"સત્ય છે; આ મારાં મિત્ર લેડી લ્યુસી ડૉર્ટન–આ મારા મિત્ર મી. નાથ."

અરસપરસ ઓળખાણનો શિષ્ટાચાર થયા પછી, ત્રણે વ્યક્તિઓ પાઠશાળાના ઉદ્યાન તરફ વળ્યાં.

"મી. નાથ, મારાં મિત્ર ઑનરેબલ લેડી લ્યુસી, પ્રખ્યાત લૉર્ડ ડૉર્ટનનાં પુત્રી છે. તેઓ હિંદુસ્થાન પ્રત્યે માયાળુ ભાવના ધરાવે છે. સ્વભાવે શાંત છે અને અભ્યાસમાં પ્રથમ સ્થાન ભોગવે છે."

"મી. નાથ, આપ ડાન્સ શીખ્યા કે નહીં?"

"જી, ના, હજી એ કળા મને આવડતી નથી."

"માફ કરશો, મી. નાથ, એ તો હું ભુલી ગઇ હતી. અહીંઆના ઉચ્ચ વર્ગના સમાજમાં ફરવું હોય તો ડાન્સની કળા જાણવી જોઇએ. તે કળામાં ખાસ ગુણ તો કસરતનો છે. તે દરેક અંગને કસરત આપે છે અને શરીરનો બાંધો મજબુત બનાવે છે. હું જ તમને તે શીખવીશ, તમને વાંધો છે?'

"ના, મને વાંધો નથી."

જરા વિચાર કરી, મીસ ગીલીગને વાત ઉપાડી, "પરમ દિવસે રાતે આપણે સેસીલ હોટેલમાં મળીએ. હું રાતે નવ વાગે આવીશ. તમે પણ તે વેળાએ આવી પહોંચશો. થોડું ઘણું તો તે જ દિવસે શીખી જશો. એક અઠવાડીઆમાં ખરેખર આવડી જશે."

"ત્યારે મીસ ગીલીગન, આપને હરકત ન હોય તો હું રજા લઉં? પરમ દિવસે રાતે નવ વાગે સેસીલ હોટેલના ડાન્સ હોલમાં મળીશું. મારે પટની જવું છે.

લેડી લ્યુસી હૅાર્ટન, આપની ઓળખાણ થઈ તેથી ઈશ્વરનો ઉપકાર માનું છું. આપની રજા છે ?"

મીસ ગીલીગને મી. નાથ પાસેથી તેનુ પટનીનું શીરનામુ માગ્યું અને મી. નાથે પોતાના વીઝીટીંગ કાર્ડ ઉપર શીરનામું લખી આપ્યું. સાથે સાથે સેસીલ હોટેલ સંબંધી લખાવી લીધું. મીસ ગીલીગને તે પોતાની હાથ-કોથળીમાં સાચવીને મૂક્યું. ત્યાર પછી સાહેબજીના શિષ્ટાચાર થયા અને મી. નાથે રજા લીધી.

જેમ મુંબાઈમાં સાંતા-ક્રુઝ, અંધેરી વિગેરે પરાંઓ છે, તેમ લંડનમાં પટની નામનું એક પરૂ છે. હાલમાં તે હિંદીઓનું મોટું નિવાસ સ્થાન છે. કારણ કે હિંદીઓ માટે ત્યાં ખાસ વેજીટેરીઅન બોર્ડીંગ હાઉસ છે.

ત્યાંથી છુટા પડયા પછી મી. નાથ ઉતાવળે પગલે સ્ટેશન તરફ વળ્યો.

"મીસ ગીલીગન, ચાલો આપણી મોટરમાં. તમારે ઘેર ઉતારીશ."

"તમારો આભાર માનું છું, પરંતુ જરા ખુલ્લી હવામાં ફરી ઘેર જવા વિચાર છે."

"ત્યારે આજ ઉધાનમાં થોડી વાર બેસીએ, પછી જઇએ. અહીં ખુલ્લું જ છે."

"તો પણ મને વાંધો નથી."

બન્ને સહચરીઓ એક બેંચ ઉપર બેઠી.

"મીસ ગીલીગન, તમે તો હિંદુસ્થાનમાં બહુ રહ્યાં છો. તમારો તે દેશના લોકો માટે શો અભિપ્રાય ?"

"લેડી લ્યુસી, સાચું કહું ? આપણું રાજ્ય જો ન થયું હોત તો તે દેશના લોકો ઘણા જ અનઘડ રહેત ! આપણા સહવાસને લીધે તેઓ સંસ્કૃતિમાં આવ્યા !"

"મને ખરૂં લાગતું નથી ! પ્રાચીન સમયનો ઈતિહાસ વાંચીએ છીએ તો એમ જણાય છે કે ત્યાં પણ સંસ્કૃતિ ઓછી નહોતી. દરેક કળા એમનામાં હતી. સ્ત્રીઓ પ્રત્યે પણ એટલો જ સદ્ભાવ હતો. સ્ત્રીઓની પ્રતિષ્ઠા જાળવવા તો મહાયુદ્ધો થયાં ! તેમ ત્યાં ચિત્ર-કામ, વણાટ-કામ વિગેરે કળાઓ પણ ઘણા જ સારા પ્રમાણમાં ખીલેલી હતી, એમ દેખાય છે. હજી આપણે તો અરધે રસ્તે પણ પહોંચ્યાં નથી. બારીકાઈથી તપાસીએ તો આપણે એમનું અનુકરણ કરી શીખીએ છીએ. આપણા કેટલાક લોકોએ ઘણી જ નીચતાથી અને નિર્દયતાથી એ લોકોની કળા કાપી નાખી. લાચાર છું, તમારા વિચાર જોડે મળતી થતી નથી. આપણે એમને અધમ અવસ્થામાં મૂક્યાં અને હવે ઉચ્ચ શ્રેણીએ લાવવાનો દેખાવ કરીએ છીએ, પણ ઈશ્વર આગળ તો આપણે ગુન્હેગાર છીએ."

"તમે હિંદમાં રહ્યા નથી તો પછી અભિપ્રાય કેમ આપી શકો? હું તો હિંદમાં રહી છું તેથી મને ખબર છે. હું તો એમ માનું છું કે હિંદ આપણે લીધે જ સંસ્કૃતિમાં આવ્યું. એમનામાં વર્ણો કેટલા? વર્ણોમાં લડાઇઓ કેટલી? આપણા રાજ્યથી જ તેમને લાભ છે!"

"એમનામાં વર્ણો છે તો આપણામાં વર્ગો ક્યાં નથી? વર્ગોમાં પણ વિભાગો નથી? અમીર વર્ગોમાં જુઓ-ડયુક-માર્ક્વીસ-અર્લ-બેરન કેટલીએ જાતના લોર્ડ! ઉંચ-નીચનો મનુષ્ય-સ્વભાવ જ છે અને જ્યાં મનુષ્યની વસ્તી હશે ત્યાં ત્યાં વર્ગો રહેવાનાં. જળચર, પંખી, જાનવર વિગેરેમાં પણ ઉંચ-નીચના પ્રકાર ખરા કે નહીં? આમ બોલવાથી શો ફાયદો? હિંદમાં સ્ત્રીઓ પ્રત્યે સન્માન નહોતું? શું તમે એ પાઠ શીખવ્યો? કે તમે ત્યાંથી શીખ્યાં?"

"લેડી હ્યુસી, તમે હિંદનાં ધારાશાસ્ત્રી લાગો છો! એમનામાં કુસંપ કેટલો! જ્યારે રજપુતોનું રાજ્ય હતું ત્યારે મુસલમાનોએ ચડાઇઓ કરી ત્યારે બધાં રાજ્ય કેવી રીતે વર્ત્યાં હતાં તે ખબર છે? મહમદ ગિઝનવી-ઘોરી-અલાઉદ્દીન અને બીજાઓએ કેટલી ચડાઈઓ કરી? પાડોશી રાજ્ય બીજાની કુમકે જવાને બદલે, તમાશાની માફક જોયાં કરે! પરીણામ શું આવ્યું? જુદા જુદા રાજ્યોને હરાવવાં રહેવાં લાગ્યાં અને પરદેશીઓએ રાજ્ય સ્થાપ્યું. એ લોકોમાં મુત્સદ્દીપણું ક્યાં છે? આપણાં લોકોએ પાછળના ઈતિહાસનું અધ્યયન કરી, તેમને કુસંપી રહેવા દીધા, તેમાં આપણા લોકનો શો વાંક?"

"મીસ ગીલીગન, તમે આ શું બોલો છો? ધારોકે એમનામાં એટલો અવગુણ હતો, તો આપણા લોકોએ એમનો અવગુણ દુર કરવા પ્રયત્ન કરવો જોઈએ કે વધારવા યત્ન કરવો જોઈએ? અત્યારે આપણે શું કરીએ છીએ? એમને અંદર અંદર લડવા દઈએ છીએ અને ન લડતા હોય તો લડવા જેવા પ્રસંગો ઉભા કરી આપીએ છીએ. શું એમાં આપણું ગૌરવ?."

"આ તો બધી જ્ઞાનની વાતો થઇ! પણ એ તમને ખબર છે કે હિંદ જો આપણી સત્તા નીચે ન હોય તો આપણા શા હાલ થાય? આપણી જાહોજલાલી શેના ઉપર? માંચેસ્ટર-લીવરપુલ શેના ઉપર? અહીંની બેંકો શાના ઉપર? ટુંકાણમાં આપણા જીવનનો આધાર જ હિંદ ઉપર ખરો કે નહિ? હિંદ જો આપણે ગુમાવીએ તો આપણી શી દશા? ખરું પુછો તો મને અહીં ગમતું જ નથી. નીચા નમી નમીને આપણને સલામો કરે. અહીં જેની બે ટકાની પણ કિંમત ન હોય તે ત્યાં બડા સાહેબ. અરે! ગવર્નર પણ આપણને એટલા સન્માનથી બોલાવે! બાય-બટલર-શોફર-ચોપ્દા

માંળી આયા વિગેરે કેટલાં તો માણસો મળે ! અહીં એક અમીર જેટલો વૈભવ ભોગવી શકે નહી તેટલો વૈભવ દરેક અંગ્રેજને હિંદમાં મળે. હું તો મારી જીંદગી હિંદમાં ગાળીશ."

"તમારી દલીલ સાંભળી હું તો અવાચક જ બની જાઉં છું. જો આપણે એ પ્રમાણે વર્તતા હોઇએ તો આપણામાં સંસ્કૃતિ જ નથી એમ કહેવું પડે. મને તો એમ લાગે છે કે તમે કોઇ હિંદીને પરણશો અને તમે એને ગુલામ તરીકે રાખશો. તમારા વિચાર સાથે કોઈ અંગ્રેજ સંમત થાય એ મને શંકા લાગે છે; તેમ જ તમારી સાથે જીંદગીભર હિંદમાં રહેવા કયો અંગ્રેજ યુવક તૈયાર થાય?"

"તમે ભવિષ્યવેત્તા છો એમ લાગે છે! હું કોઇ હિંદી યુવકને જ શોધી કાઢીશ! તે આઈ. સી. એસ. જોઇએ અથવા થાય એવો જોઇએ—જો એવો ઓધ્ધો ન હોય તો પુરેપુરો વૈભવ મળે નહીં! વખતે જો કોઇ એવો યુવક મને માંસાહાર તજવા કહે તો તે વખતને માટે હા પણ કહું! જો એમ સરત કરવા માંગે કે હિંદી ઢબના લુગડાં પહેરવાં તો તેની પણ હા કહું! કેટલીક સાડીઓ તો એવી સરસ આવે છે—ઘણી જ કિંમતી! છેક—કસબની ભરેલી! શું કરવાને ના કહીએ?"

"અને પરણ્યા પછી ફરી જવું હોય તો ફરી જઇએ." લેડી લ્યુસીએ ટકોર કરી

"ચાલો, હવે બહુ મોડું થયું. પછી મળીશું." મીસ ગીલીગને કહ્યું.

લેડી લ્યુસીની મોટરમાં બન્ને વિદાય થયાં

મીસ ગીલીગન મોટરમાંથી ઉતરી સીધી પોતાના શયનખંડમાં ગઇ. જગ્યાના સંકોચને લીધે શયનખંડને કપડાં મૂકવા—પહેરવા વિગેરેને માટે પણ વાપરવામાં આવતો હતો. હાથ કોથળીમાંથી નાથનુ વીઝીટીંગ "કાર્ડ" કાઢી પોતાના ડ્રેસીંગ ટેબલ ઉપર સંભાળથી મૂક્યું. ત્યાર પછી કપડા બદલી એક આરામ ખુરશીમાં પડી. તેમાં પડયાં પડયાં કંઇક ઉંડા વિચાર કરવા માંડી. કોઇ રાજ જીતવું હોય તો કોઇ મુત્સદ્દી એવા વિચારમાં પડે--રણસંગ્રામનો સરદાર એવા વિચારમાં પડે--અથવા કોઇ ઉસ્તાદ જુઠા સાક્ષીને ઉલટ તપાસમાં તોડવાનો વિચાર કરવા કોઈ નિષ્ણાત ધારાશાસ્ત્રી એ અવસ્થામાં આવે--એમ મીસ ગીલીગન વિચારમગ્ન હતી!

એ શા વિચારમાં પડી હશે?



# [ ૩ ]

## કૉલેજ--બાળાનો પ્રભાવ




ના કરતાં આપણા દેશનું પીતાંબર શું ખોટું ? જે સુધારકો કહે છે કે પીતાંબર કાઢી નાંખવા જોઇએ તે જ સુધારકો આવો ખર્ચાળ વિદેશી વેશ પહેરવા તૈયાર થાય છે ! આપણા દેશમાં અગ્રગણ્ય નેતા તરીકે ખપવા આવા આવા ધતીંગ કરે છે ત્યારે આવા ખર્ચાળ વિદેશી વેશ પ્રત્યે સુધારા કરાવવા કેમ નીકળતા નહીં હોય ? આપણે ત્યાં તો પીતાંબર પહેરી પાટલા ઉપર બેઠા એટલે બસ ! ખમીસ કે બીજી વસ્તુ જોઇએ નહીં. અહીંઆ તો અંડર--વેર જોઇએ--છાતી ઉપર કડક ખમીસ જોઇએ અને તે ચળકતું જોઇએ--તેના ઉપર એક જ સોનાનું કે હીરાનુ બટન જોઇએ ! તેના ઉપર ચળકતો એકવડો ચાંચીઓ કૉલર ! તેના ઉપર કાળી બો--ટાઈ ! પછી ડબલ (!) બટનનુ છાતી ઉઘાડી રહે એવું કાળું જાકીટ જોઇએ અને તે ડીનર જાકીટ કહેવાય ! તેના ઉપર કાળો કોટ--તેનો કૉલર જાકીટ ખુલ્લુ રહે એટલો મોટો જોઇએ અને તેના ઉપરનો ભાગ કાળા રેશમી કપડાનો જોઈએ ! જો સ્ત્રીઓને આમંત્રણ હોય તો ટેલ--કોટ જોઇએ ! કાળો પાટલુન ! કાળાં રેશમી મોજાં અને કાળા ચળકતા ચામડાના પંપજોડા ! કોટ પાટલુન કાળા ગરમ કપડાનાં જ જોઇએ ! આ બધાનો ખર્ચ ઓછામાં ઓછા રૂ. ૨૭૫) ! આટલા રૂપીઆ ખરચીએ--તેને પહેરવામાં વખત ગુમાવીએ ત્યારે જમવા વખતના કપડામાં સજ્જ થઇએ. અને તે જ કપડાં હોય તો ટેબલ ઉપર બેસાય ! આ કેટલું ધતીંગ ! આના કરતાં આપણું પીતાંબર શું ખોટું ? રૂ. ૧૦) માં પણ મળે અને જો રૂ. ૫૦) ખર્ચીએ તો ઉત્તમ મળે ! અને બીજો ફાયદો કેટલો ! પાટલા ઉપર પલાંઠી મારીને બેસાય ! આ તો અક્કડ ને અકારૂ ! સુધારકો આ સહેલા પોશાક ઉપર કુહાડા મારવા મથે છે ત્યારે ખર્ચાળ અને વિચિત્ર પોશાક આનંદથી પહેરવા માંગે છે! આ તે સુધારકો કે કુધારકો ? ઢોંગી કે ધુતારા કે સત્યવક્તા ? સ્વદેશપ્રેમી કે વિદેશપ્રેમી ?

એક યુવક આમ બબડતો હતો. ટેલકોટ સાથેનો પોશાક પહેરે જતો હતો ! થોડી થોડી વારે ઘડીઆળ તરફ નજર નાંખતો હતો. ચાળીસેક મીનીટ પછી પોશાક પહેરી રહ્યો અને પાછો બબડ્યો, "કેટલો બધો વખત ગયો--ચાળીસ મીનીટ થઇ ગઇ!

હજી વાળે તો બાકી રહ્યા ; ચારેક તો રૂમાલ લેવા પડશે ! તેમાં વખત જશે તે વધારામાં ! મારૂં ચાલશે તો હિંદમાં જઈ આ સંબંધમાં પ્રચાર કરીશ અને આપણાં પીતાંબર ઘણાં સારાં એમ સમજાવીશ. અત્યારે ૭-૫૦ જેટલો વખત થયો છે. હજી પટનીથી લંડન જવાનું અને ત્યાંથી સેસીલ હોટેલમાં ! ૮-૨ ની લોકલ છે—મળશે. ટ્રેસમાં ચાલતા જવાશે નહીં. બીજું વાહન પણ ચાલે નહીં. ટેકસી-કેબ જ જોઇએ ! ચાલો, થોડું વધુ ખર્ચ થશે."

સેસીલ હોટેલના ડાન્સ હૉલમાં તે યુવકે પગ મુક્યો અને નવના ટકોરા થયા ! પાછો તે બબડયો, "ત્યારે હું નિયમિત છું ! મને વખતની કેટલી કિંમત છે ! એક ક્ષણ વહેલો નહીં અને મોડો પણ નહીં. વખતને માન આપવાથી જ આ લોકો ફાવ્યા છે હિંદમાં એમાં પણ સુધારો કરવો જોઈએ છીએ. જો નવનો વખત આપ્યો હોય તો બાર વાગે બધા આવે ! પણ હજી મીસ ગીલીગન કેમ દેખાતાં નથી ? હમણાં આવતાં હશે. કોઇ રસ્તો ઓળંગવાની જગ્યાએ ગીરદીને લીધે પોલીસ-સંજ્ઞાને તાબે થવું પડયું હશે. હમણ આવશે."

ઘડીઆળમાં જોતાં-બારણા તરફ જોતાં-બારીએ જોતાં-પણ મીસ ગીલીગન નજરે પડે નહીં. દસના ટકોરા થયા પણ નિરાશા જ રહી ! છેવટે તે કોઇ નિશ્ચય ઉપર આવ્યો હોય એમ દેખાયો.

"મેનેજર સાહેબ, મીસ ગીલીગને આપને સંદેશો મોકલ્યો છે ?"

"આપનું નામ મી. નાથ ? હા, મીસ ગીલીગને મને બે ડીનર માટે ઓર્ડર આપ્યો હતો. આજે લગભગ આઠના સુમારે એમનો ટેલીફોન હતો કે એમનાથી જરા મોડું અવાશે. માટે મી. નાથ આવે તો જરા રાહ જોવા કહેશો. જરા બેસો ને, હમણાં તે આવી પહોંચશે." મેનેજરે જવાબ આપ્યો.

મી. નાથને તો ઓળખ્યા જ હશે. એક ખુણો શોધી, ચેસ્ટરફીલ્ડ ખુરશીમાં તે પડયો. વિદ્યાર્થી અવસ્થાની શરૂઆતથી તે વહેલો સુઈ જતો અને સવારે વહેલો ઉઠી અભ્યાસ કરતો. હજી પણ તેને તે જ ટેવ હતી. ચેસ્ટરફીલ્ડ ખુરશીમાં તેને ફાવ્યું અને નિદ્રા દેવીએ તેને પોતાના ખોળામાં લીધો.

"બોય, મીસ ક્યાં ? ટેબલ ઉપર આવવા કહે."

"સાહેબ, આજ મોડુ થશે એમ કહીને ગયાં છે."

"ઠીક, ત્યારે, એ આવશે ત્યારે જમશે. અમે તો જમી લઇશું."

બાર વાગ્યા પણ મીસ ગીલીગનનો પત્તો નહીં ! બોય બટલરને ચિંતા થવા માંડી. છેવટે તેઓએ વિચાર કર્યો કે મીસીસ ગીલીગનને ખબર કરવી.

મીસીસ ગીલીગનના શયનખંડના બારણા ઉપર જરા અવાજ થયો.

" અત્યારે કોણ છે ? " અંદરથી અવાજ આવ્યો.

" મેડમ, હું છુ "

" બોય, અત્યારે શું કામ છે ? " એમ પુછતી મીસીસ ગીલીગન બહાર આવી.

" મેડમ, બાર વાગી ગયા તો પણ મીસ આવ્યાં નથી, તેથી, આપને ખબર આપવા ઉઠાડયાં છે "

" શું હજી કાથ્લીન આવી નથી ? મી. ગીલીગન ગુસ્સે થશે ! કોઈ દિવસ નહીં અને આજે મોડું કેમ ? આટલાં બધાં વર્ષોમાં તે કોઇ પણ દિવસ કહ્યા સિવાય ટેબલ ઉપરથી ગેરહાજર રહી નથી, અને તે પણ બાર વાગ્યા પહેલાં તો આવી જ જતી ! આજે જ આમ થયું. થોડો વખત આપણે રાહ જોઇએ. આવી પહોંચશે. નહીં તો પછી મી. ગીલીગનને ઉઠાડીશું."

વિચાર કરતી, મીસીસ ગીલીગન એક આરામ ખુરશીમાં પડી; વિચારમાં ઝોકું આવ્યું.

ઝબકીને ઉઠી ઘડીઆળમાં જોયું તો બે વાગ્યા હતા. બોયને પુછતાં ખબર પડી કે હજી કાથ્લીન આવી નહોતી.

" ત્યારે હવે તો મી. ગીલીગનને ખબર આપવી જોઇએ. " મીસીસ ગીલીગને કહ્યું.

31,124

મી. ગીલીગને હિંદમાં હુકમ ભોગવેલો અને વધારામાં થોડી અવસ્થા પણ થએલી એટલે સ્વભાવમાં કડકતા અને ચીડીઆપણાનું મિશ્રણ થએલું હતું. એની પાસે જતાં બધાંને બીક લાગતી. મીસીસ ગીલીગનનો પણ પગ ઉપડવા માંડ્યો નહીં. હિંમત એકઠી કરી, ગીલીગનનાશયનખંડના બારણાં ઉપર ટકોરા માર્યા.

" કોણ છે ? "

" હું એમીલી, જરા બારણાં ઉઘાડો. " મીસીસ ગીલીગને જવાબ આપ્યો.

" અત્યારે આ લશ્કર શા ખાતે ? તું, બોય બટલર બધાં મારા ઉપર ચડાઈ લઇ આવ્યાં કે શુ ? " આંખો ચોળતાં મી. ગીલીગને પૂછ્યું.

" આપણી કાથ્લીન હજી આવી નથી. અત્યાર સુધી રાહ જોઇ, " મીસીસ એમીલી ગીલીગને નમ્રતાથી કહ્યું.

" શું હજી કાથ્લીન આવી નથી ? લગભગ ત્રણનો સુમાર થયો ! છોકરીને શું થયું ? કોઈ દિવસ નહીં અને આજ ગાંડછા આવી કે શું ? વખતે કંઇ અકસ્માત થયો હશે--પોલીસને પૂછીએ. " મી. ગીલીગને કહ્યું.

"હલો, લંડન–સ્ક્વૅર પોલીસ ચોકી !"

"હા, હું ઇન્સ્પેક્ટર ફર્ન."

"હલો, ઇન્સ્પેક્ટર. આજે કોઈ છોકરીને અકસ્માત થયાનું સાંભળ્યું છે ?"

"એક અગીઆર વર્ષની છોકરી લોકલ ટ્રેન નીચે આવી ગઇ હતી--બીજી એક ચાર વર્ષની છોકરી ટ્રામ નીચે આવી ગઇ હતી, અને ત્રીસેક વર્ષની યુવતી તેની એક વર્ષની છોકરી સાથે મોટર નીચે આવ્યાં હતાં. તે સિવાય બીજા સાધારણ અકસ્માતો છે."

"કોઈ સત્તર--અઢાર વર્ષની બાળાને અકસ્માત થયો સાંભળ્યો છે?"

"એવા કોઈ સમાચાર મળ્યા નથી."

"સાહેબજી, ઇન્સ્પેક્ટર તસ્દી માફ કરશો." મી. ગીલીગને ટેલીફોન બંધ કર્યો. ખુરશીમાં પડી વિચાર કરવા લાગ્યો. કંઈક વિચાર સુઝ્યો અને પાછો ટેલીફોન ઉપર ગયો.

"હલો, સ્કોટલેન્ડ યાર્ડ કે ?"

"હા, સ્કૉટલેન્ડ યાર્ડ. હું સુપ્રીન્ટેન્ડન્ટ વૉલેસ."

"સુપ્રીટેન્ડન્ટ વૉલેસ, જરા મારે ઘેર આવશો--જરૂરનું કામ છે."

"મને ટેલીફોન ઉપર જ કહો.--જરૂર હોય તો બીજા માણસોને લઇને આવું."

"ના, બીજા માણસોની જરૂર નથી. જરા વિચાર કરવાનો છે. પણ રૂબરૂમાં જ કહેવાય એવું છે."

પાંચ મીનીટમાં સુપ્રીન્ટેન્ડન્ટ વૉલેસ આવી પહોંચ્યા.

"કેમ ? શું કામ છે" વૉલેસે પુછ્યું.

મી. ગીલીગને બધી વાત કહી. અકસ્માતના સમાચાર મળ્યા હતા તે પણ કહ્યું.

વૉલેસે ઘડીઆળ જોઇ–ચાર વાગ્યા હતા.

"અત્યારે તો બધાં રેસ્ટોરાં અને નાચ–ખાનાં બંધ થઇ ગયાં હશે. પરંતુ ત્યાં તપાસ કરતાં પહેલાં, મીસ ગીલીગનનો શયન ખંડ તપાસવો જોઇએ. તમે અને તમારાં પત્ની અંદર આવજો, બીજાને અહીં જ ઉભાં રાખો. અહીંથી આઘા પાછા થાય નહીં એમ સુચવશો."

તે શયનખંડમાં ત્રણ જણ દાખલ થયાં. ઉમરા આગળ જ ઉભા રહી, વૉલેસે એક તીક્ષ્ણ નજરથી આખો ઓરડો તપાસી લીધો. પછી પથારી જોઇ–પછી ડ્રેસીંગ ટેબલ તપાસ્યું–પછી કબાટ તપાસ્યું. આ બધું તપાસ્યા પછી, પંદર મીનીટ એણે વિચાર કર્યો.

" મીસીસ ગીલીગન, તમારાં પુત્રી આજે ડાન્સ-ડ્રેસ પહેરીને ગયાં છે ? "

" મને ખબર નથી–મારા બાયને ખબર હશે. "

બાયને બોલાવીને પૂછતાં તેણે હકારમાં જવાબ આપ્યો. પાછો વૉલેસ વિચારમાં પડયો.

" હલો, સેસીલ હોટેલના મેનેજર કે ? હું સ્કોટલેંડ યાર્ડનો સુપ્રીન્ટેન્ડન્ટ વૉલેસ. તમારે ત્યાં ગઈ કાલે રાતના મીસ ગીલીગન અને મી. નાથ કરીને આવ્યાં હતાં ? "

" મીસ ગીલીગને બે જણના ડીનરની વરધી આપી હતી. પછી રાતના આઠેક વાગે ટેલીફોન ઉપર કહ્યું હતું કે મી. નાથ આવે તો કહેશો કે હું મોડી આવીશ. મી. નાથ વખતસર આવ્યા હતા–થોડો વખત રાહ જોઈ અને કંટાળીને પાછા ગયા. કોઈ જમ્યું નહોતું. "

" આભાર માનું છું. તસ્દી માફ કરશો. "

વૉલેસ પાછો વિચારમાં પડયો. પાછો ટેલીફોન ઉપર ગયો.

" પટની પોલીસ ચોકી કે ? જુઓ ઇન્સ્પેક્ટર વીલ્સનને બોલાવો, હું સ્કોટલેંડ યાર્ડનો સુપ્રીન્ટેન્ડન્ટ વૉલેસ. "

" હલો, સુપ્રીટેન્ડન્ટ વૉલેસ, શી આજ્ઞા છે ? અત્યારે કોનું ઘર ફુટયું ? કે કોઈને ઈશ્વરને ત્યાં કોઇએ મોકલી આપ્યો ? "

" મશ્કરીની વાત નથી. જુઓ તમારે ત્યાં ઘર નંબર ૫૬ માં હિંદી નિવાસ સ્થાન છે ત્યાં મી. નાથ કરીને એક યુવક રહે છે. તે ઘરમાં છે કે નહીં તે તપાસ કરીને જલદી કહો. જુઓ, યુક્તિથી તપાસ કરજો. સાદાં કપડાં પહેરીને તમે જ જજો. બળતું નામ આપશો—ઇન્સ્પેક્ટર છો એમ નહીં કહેતા. મારો ટેલીફોન નંબર લો. સંભાળથી કામ લેવાનું છે માટે તમને જ આ કામ સોંપ્યું છે. જુઓ, એ ઘરમાં હોય તો એના શયનખંડમાં એ એકલો જ છે કે કોઈ સાથે છે તે પણ તપાસશો. "

પાછો તે વિચારમાં પડયો.

" મી. વૉલેસ, આપનામાં જાદુ છે ? તમે અમને એક સવાલ પણ પૂછયો નથી. તો પણ આ બધું શી રીતે જાણ્યું ? "

" હમણાં ચુપ રહો. મારે એકચિત્તે વિચાર કરવાનો છે. "

સૌ એક એકનાં સામું જોઈ રહ્યાં. કોઈને કાંઇ સમજ પડી નહીં.

થોડી વારે ટેલીફોનની ઘંટડી વાગી. વાઘની માફક છલંગ મારી વૉલેસ ટેલીફોન ઉપર દોડયો.

"હલો, તપાસ કરતાં એમ ખબર મળે છે કે મી. નાથ ગઈ રાતે આઠ-એની લોકલમાં લંડન ગયો હતો. ત્યાં સેસીલ હોટેલમાં નવ વાગે જવાનો હતો. હજી પાછો આવ્યો નથી. એના મિત્રો પણ ચિંતામાં બેઠા છે. સવારે તપાસ કરવાનો ઇરાદો રાખે છે. લગભગ પાંચ વાગ્યા છે. આપની શી આજ્ઞા છે ? હું ત્યાં આવું ?"

"નહીં. તમારી અહીં જરૂર નથી. તમે ત્યાં તપાસ રાખજો અને નાથ આવે કે તરત મને ખબર આપજો. જો મને પત્તો મળશે તો હું તમને ખબર આપીશ."

"મી. વોલેસ, આપની તપાસનું શું પરિણામ આવ્યું ? આપ શી રીતે કામ કરો છો તે મને સમજ પડતી નથી. અમારા હિંદુસ્થાનમાં તો પોલીસને બોલાવીએ એટલે તે અમને સવાલ પુછે-કોના ઉપર શક જાય છે તે પ્રથમ પુછે-શકદારને પકડે, મારે-સતાવે; અને તમે અમને તો કાંઈ પણ પુછતાજ નથી ! તમે પુછો તો અમે તમને મદદ કરીએ." મી. ગીલીગને પુછ્યું.

"હિંદુસ્થાન તમારૂં કેવું ? ત્યાંની તે પોલીસ છે ? પોલીસના પડછાયાને પણ લાયક ખરી ? પણ અત્યારે આવી વાતથી મને વ્યગ્ર બનાવો નહીં-હું પછી તમને સમજાવીશ." વૉલેસે જણાવ્યું.

એટલામાં મોટરને ઉભા રહેવાનો અવાજ આવ્યો.

"તમે નાથના સંબંધમાં ટેલીફોન ઉપર વાત કરતા તે આ જ ! પકડો એને. હરામખોર, ક્યાં લઇ ગયો મારી પુત્રીને ? બતાવ નહીં તો જવું પડશે જેલમાં ! અહીં આવો કામ કરવા આવ્યાં છે કે ? મોટા આઈ. સી. એસ. થવું છે ?" મી. ગીલીગને ઉભરો કહાડ્યો.

"શાંત રહો, હમણાં તમને બોલાવાનો અધીકાર નથી." વૉલેસનો સત્તાદર્શક અવાજ આવ્યો.

નવો આવેલો પુરૂષ તો આભો જ બની ગયો. શું છે તેની એને સમજ જ પડી નહીં. પોલીસ કેમ ? ગીલીગન શું બબડી ગયો ?

"આપનું નામ ?"

"મારૂં નામ નાથ".

"આપ પટનીમાં હિંદી-નિવાસ સ્થાનમાં રહો છો ?"

"જી, હા."

"આપ ગઈ કાલે રાતની ૮--૨ ની લોકલમાં પટનીથી નીકળ્યા હતા ?"

"જી, હા."

" નવ વાગે સૅસીલ હોટેલના ડાન્સ હોલમાં ગયા હતા ? "

" જી, હા. "

" દસ વાગે મૅનેજર સાથે વાતચીત થઇ હતી? "

" જી, હા; પણ—"

" પણ તમે હોટલના એક એકાંત સ્થાનમાં ઉંઘી ગયા હતા તે અત્યારે જાગ્યા અને તરત અહીં આવ્યા ? "

" વાત અક્ષરેઅક્ષર સત્ય છે--આપ ભવિષ્યવેત્તા છો ? "

" હું એક સાધારણ પોલીસ ઓફીસર છું. મારી ઉપપત્તિ (theory) ખોટી પડી નહીં માટે ઈશ્વરનો ઉપકાર માનું છું. મારી તપાસની એક કડી બાકી રહે છે. પણ તે હમણાં જ જણાશે. તમે ઘરમાં આવો. "

એટલામાં બીજી મોટર આવી. તેમાંથી એક યુવતી ઉતરી અને નાથ તરફ દોડી.

"મને માફ કરો, હુ બહુ જ દીલગીર છું. તમને ઘણી જ તકલીફ પડી હશે.પણ મારી વાત સાંભળશો એટલે ખાત્રી થશે કે હું જોખમદાર નથી. "

" એ તો ગઈ કાલે એપ્રીલની પહેલી તારીખ હતી માટે તમે જોખમદાર નહીં. નહીં તો તમે જ જોખમદાર છો તમારે લીધે આ યુવકને કેટલું સાંભળવુ અને ખમવું પડ્યું તે ખબર છે? " વૉલેસે વચમાંથી પતાવ્યું.

" તમને શી રીતે ખબર પડી કે એપ્રીલની પહેલી તારીખ ખાતે જરા મશ્કરી કરી હતી? તમે કોઇ દેવ હો એમ લાગે છે. " મીસ ગીલીગને આશ્ચર્યચકિત થઇ પૂછ્યું.

" હુ દેવ નથી—"

" પણ તમે દેવ જ છો—આ બધું જાણ્યું શી રીતે તે કહેશો ? "

" મી. ગીલીગન, આમાં કંઈ જ નથી તમે હિંદુસ્થાનમાં મોટા ઓહ્દાઓ ભોગવ્યા, તેના અનુભવથી તમે બારીકાઈથી તપાસ કરી હોત તો તમે પણ જાણી શકત. પણ ચાલો આપણે બધાં દિવાનખાનામાં જઇએ. " વૉલેસે કહ્યું.

ત્યાં ગયા પછી બધાં એકી ટસે વૉલેસના સામું જોઇ રહ્યાં-જાણે ઈશ્વર જ હોય!

" મીસ ગીલીગન, મી. નાથને એપ્રીલ ફુલ બનાવવાની ધુનમાં ક્યાં મરાઇ બેઠાં હતાં ? " સત્તાદર્શક અવાજે વૉલેસે પૂછ્યું.

" ભરાઇ તો નહોતી બેઠી પણ ભૂલ થઈ—અને મારી ભૂલનો ભોગ મી. નાથ થયા તેને માટે અત્યંત દીલગીર છું. લૉર્ડ રોઝમરીને ત્યાં કાલને માટે મને ડાન્સ માટે આમંત્રણ હતું. મને ખબર હતી, પરંતુ મી નાથને કોલેજવાળાનો પ્રસાદ ચખાડવા ગઇ કાલના દિવસ માટે ડાન્સનું આમંત્રણ આપ્યું. ઈશ્વરે મને શિક્ષા કરી !

લૉર્ડ રૈઝબરીને ત્યાં મુખ્ય બની ! અમે બધા જમ્યાં. પછી ડાન્સ હોલમાં ગયાં. અમે આવીએ છીએ એમ કહ્યુ, તેઓ ગયાં. પાંચ મીનીટ–દસ મીનીટ થઇ પણ આવ્યાં નહીં. હું એક ચેસ્ટરફીલ્ડ ખુરશી પર પડી અને ઝોકું આવી ગયું. એક વાર ઉઠી ત્યારે અંધારૂં હતું અને મોટી ઘડીઆળમાં જોયું તો ત્રણ વાગ્યા હતા. તેમના ધરનાને ઉઠાડી અહીં આવી. મારા માત પિતાને ખબર આપવી ઠીક લાગ્યું નહીં. સવારે શયનખંડમાં સટકી જઈશ એમ ધારી પડી રહી, પણ ફાવી નહીં.”

“ત્યારે તમે આઠ વાગે મેનેજરને ટેલીફોન કેમ કર્યો હતો ?”

મીસ ગીલીગન તો ભડકી ! આ બધી ખબર શી રીતે પડી એમ થયું.

“મને એમ થયું કે એવી ખબર આપ્યાથી મી. નાથ તરત જતા ન રહે પણ થોડી વાર રાહ જોઇ જાય–એટલે એપ્રીલ ફર્સ્ટનું કાર્ય સધાય ! આટલી હદ સુધી આવશે તેની ખબર જ નહીં” ઘણીજ આર્દ્રતાથી મીસ ગીલીગને કહ્યું.

“એ તો ઠીક છે કે આ ગ્રહસ્થ સારા છે, નહીં તો તમારા પિતાશ્રીએ મને પોલીસ અટકમાં આપી દીધો હોત !”

“માફ કરજો મી. નાથ, હું ગુન્હેગાર છું. પણ ખરા અંતઃકરણપુર્વક આપની માફી માંગુ છું હવે મી. વોલેસ, અમને સમજાવો”

“તમારી પુત્રીના શયન ખંડમાં જઈ પ્રથમ પથારી જોઈ તે ઉપરથી એમ જણાયું કે તે વપરાએલી નથી. એટલે તમારી પુત્રી પથારીમાં સુતી નહોતી પણ તે પહેલાં બહાર ગયેલી હતી. પછી ડ્રેસીંગ ટેબલ તરફ વળ્યો. ત્યાં ઉપર જ મી. નાથનું કાર્ડ હતું તેના ઉપર પટનીનું શીરનામું હતું અને તેની પાછળ સેસીલ હોટલનો કાર્યક્રમ હતો. તે ઉપરથી થોડી વાત સમજાઈ. મારી ઉપપત્તિ (theory) ખરી છે કે નહીં તે નકકી કરવા કબાટ તપાસ્યુ–તેમાં ડાન્સ–ડ્રેસ તપાસ્યો–નહોતો એટલુંજ નહીં પણ સૂટ–કેસની સ્થિતિ ઉપરથી એમ ચોકકસ થયું કે તે પહેર્યો જ હશે. આમ નકકી થતાં સેસીલ હોટલમાં ટેલીફોન કર્યો. વખતે રઢાળાને પટની પાછા ગયા હશે એમ ધારી ત્યાંની પોલીસને ટેલીફોન કર્યો ત્યાંથી જવાબ આવ્યો તે ઉપરથી વિચાર કરતાં એપ્રીલની પહેલી તારીખ યાદ આવી–તેથી એમ ખાત્ર થઇ કે બન્ને નાસી ગયાં નથી–પણ મશ્કરી કરી છે. એટલામાં મી નાથ આવી પહોંચ્યા અને પછીની બધી હકીકત સમજી શકશો.” વૉલેસે સમજાવતા કહ્યું. પછી મીસ ગીલીગન તરફ વળીને પૂછ્યુ “મી. નાથ પાસે વીઝીટીંગ કાર્ડ લેવાનો હેતુ એમ હતો કે તેમના હસ્તાક્ષર લઈ, ટેબલ પર કાર્ડ મુકવું જેથી ઘરના માણસોને ખબર પડે–અથવા પોલીસને એમ લાગે કે તે તમને નસાડી ગયો છે–એટલે તે કેદમાં પડે–અને તમને આનંદ મળે !”

" એટલી હદ સુધી મશ્કરી કરવાનો હેતુ ન હોતો પણ તોફાનનો અંત' [illegible] ખરો."

" બૈરાંની બુધ્ધિ પાનીએ-અને શેક્સપીઅરે કહ્યું છે, ' Frailty, thy name is woman ' તે વાત ખરી ! મશ્કરી કરવા તો ગઇ પણ આવડી નહી એટલું જ નહીં-પણ તે પણ મુર્ખી બની ! " મી. ગીલીગને ઉદ્‌ગાર કાઢયા.

" પિતાજી મને માફ કરો--મી. નાથ, મને માફ કરો. મારી ગંભીર ભૂલ થઈ છે--હું ક્ષમા ચાહું છું."

" ક્ષમા જ છે; હવે હું રજા લઉં ? " મી. નાથે કહ્યું.

" સુપ્રીન્ટેન્ડન્ટ વૉલેસ માફ કરશો. તમને તસ્દી પડી. તમે ઘણા જ લાયક અધિકારી છો. આપ પરવાનગી આપો તો હિંદુસ્થાનમાં આપને કોઇ સારો હોદ્દો મળે એવી તજવીજ કરૂં."

" માફ કરશો, ત્યાં તમારાં પુત્રી જેવાં મળે નહીં માટે જવું નથી."

નમસ્કાર કરી વોલેસ અને નાથ વિદાય થયા.

નાથ દૃષ્ટિ મર્યાદાની બહાર થયો ત્યાં સુધી મીસ ગીલીગન તેના સામું જોઈ રહી. તેની આખમાં પાણી હતાં--અમી હતી, નમ્રતા દેખાતી હતી. કેટલીક વાર તે અવાક્ રહી.

શું કારણ હશે ?



# મીસ ગીલીગન સૌ. સરલા થાય છે



"પપ્પા, આજે આઇ. સી. એસ. નું પરિણામ જણાવું આપે તે વાંચ્યું ?"

"નહી, મેં નથી વાંચ્યું; એમીલી, તેં વાંચ્યું ?"

"મારે આઈ. સી. એસ ના પરિણામની દાળજી ? મેં વાંચ્યુ નથી અને મારે જાણવું પણ નથી."

"મમ્મા, તમારે જાણવું પડશે. પેલા મી૦ અ૦નાથ પાસ થયા. તમને બન્નેને આ સમાચારથી આનંદ નહીં થાય ?"

"એક હિંદી પાસ થયો તેમાં અમને શું કરવા આનંદ થાય ? હિંદીઓએ આઇ. સી. એસ. માં દાખલ થઇ આખી લાઇન બગાડી છે–તેમાં તો ફક્ત અંગ્રેજ જોઇએ."

"નહીં પપ્પા, એમ અન્યાય નહી કરો ! તે પ્રથમ નંબર મેળવે છે. કેટલા બધા હોશીઆર ? આટલા બધા અંગ્રેજ યુવકો હતા તો પણ પ્રથમ સ્થાન મેળવી શક્યો–અને વધારામાં પરીક્ષકો પણ અંગ્રેજો ! તમને સાંભરે છે, પપ્પા, ગયા એપ્રીલની પહેલી તારીખે આપણે એમનું અપમાન કર્યું હતું ? આ અવસર છે-આપણે એમને બેંક્વેટ આપીએ તો તેમના મનમાં જે જરા ખોટું આવ્યું હોય તે નીકળી જાય; કેમ મમ્મા, તમારો અભિપ્રાય ?"

"હા, એવા માટે ખર્ચ કરે છે ? અપમાન લાગ્યું હોય તો પણ શું ? ક્યાં એ આપણા અંગ્રેજમાંનો છે કે આપણને સોસાયટીની ફીકર ? આપણામાં એવાં બધાં ધતીંગ–એમનામાં કાંઈ નહીં. પણ એટલું તો ખરું કે ઓક્સફર્ડની 'ક્રાઈસ્ટ ચર્ચ' કાલેજમાં કોઇ હિંદીને દાખલ કરતા નથી અને આને કર્યો તેનું સાર્થક થયું."

આપણે ક્યાં એનું અપમાન કર્યું હતું ? તેં કર્યું હતું–તું જાણે અને એ જાણે ! મારે શું કરવા ખર્ચ કરવું પડે ? એમીલી કહે છે તે બરાબર છે."

"પપ્પા, આમ બોલો છો ? તમે પણ અપમાન નહોતું કર્યું ? તમે હરામખોર વિગેરે કહી એને અયોગ્ય સંબોધનો નહોતા કર્યા ? આપ જરા વિચાર

કરો; મેં તો મશ્કરી કરી હતી પણ આપે તો ગાલીપ્રદાન ચલાવ્યાં હતાં ! સાંભરે છે ? તે અંગ્રેજ નહીં તો મનુષ્ય તો ખરો ને ? આપને મારી ઘણી જ નમ્ર વિનંતિ છે કે આટલું કરો; એમાં ખર્ચ થશે નહીં અને આપણું ઘણું સારૂં દેખાશે !"

"જ્યારે કાશ્લીન આટલું બધું વિનવે છે તો માની જાઓ; આપો આમંત્રણ!"

"કેમ એમીલી, પીગળી ગઇ ? હવે તમે બન્ને એક થઇ ગયાં તો પછી મારાથી ન વાંધો લેવાય ?"

"હલો, લેડી લ્યુસી, તમે ક્યાંથી ? પધારો."

"મીસ ગીલીગન, તમે બધાં વાતમાં એટલાં મશગુલ હતાં કે મારા આવ્યાની તમને ખબર પણ પડી નહીં; તમે તો હિંદુઓને બહુ ધિક્કારતાં હતાં અને આજે આટલો બધો પક્ષપાત ? મને નવાઇ લાગે છે."

"એને મી૦ નાથ પ્રત્યે પ્રક્ષપાત છે-મી. નાથ પ્રત્યે બોલાતું હતું-બધા હિંદીઓ પ્રત્યે નહીં."

"મીસીસ ગીલીગન, તમારા કથનમાં સત્યતા ઘણી લાગે છે."

"લેડી લ્યુસીને પણ આમંત્રણ આપવાનું-બીજા કોને બોલાવીશું ?"

"પપ્પા, બહુ માણસોને આમંત્રણ આપવાની જરૂર નથી. લેડી લ્યુસીને જ બોલાવીશું-બીજા કોઇને નહીં."

"ત્યારે તું જ જઇને જાતે કહી આવજે. હું લખીશ નહી."

"પપ્પા, હું એકલી જઈશ તો એ એમ માનશે કે મશ્કરીનો આ બીજો પ્રસંગ ઉભો કર્યો છે-સાથે મમ્માને મોકલશો તો ચાલશે."

"તમારી ઇચ્છા હશે તો હું પણ જઇશ."

"મુબારકબાદી આપવા જતાં હશો તો હું પણ આવીશ."

"લેડી લ્યુસી, આપનો મોટો ઉપકાર! પ્રથમ મુબારકબાદી તો ખરી જ ને ?"

ઉપરનો વાદવિવાદ સમજાયે તો હશે જ. ત્રણે જણે મુબારકબાદી આપવા જવું અને પછી મીસીસ અને મીસ ગીલીગને બેન્કવેટ માટે આમંત્રણ આપવું એમ ઠર્યું.

"પધારો લેડી લ્યુસી, મીસ ગીલીગન, મીસીસ ગીલીગન ! આપની પધરામણી ક્યાંથી ?"

"આપને અંતઃકરણપૂર્વકની મુબારકબાદી આપવા." મીસીસ ગીલીગને કહ્યું.

"આપે પ્રથમ સ્થાન મેળવ્યું તેને માટે મારી અધિક મુબારકબાદી છે." મીસ ગીલીગને કહ્યું.

"આનો કિંઅર્થી લાગે છે-તે દિવસે વાત થઇ તે ઉપરથી જ મને શંકા હતી-અને આજે એમાં વધારો થાય છે. જોઇએ, શું થાય છે ?" લેડી લ્યુસી મનમાં બબડી.

"આપની લાગણી માટે આપનો ઉપકાર માનું છું. એમાં મેં કાંઇ વધુ કર્યું નથી. મેં તો મહેનત કરી, અને ઇશ્વરે ફળ આપ્યું. ઇશ્વરનો ઉપકાર માનવો ઘટે છે."

"આ મુબારક પ્રસંગે મારા પપ્પા આપને જમવા આમંત્રી, એમનો હર્ષ પ્રદર્શિત કરવા માગે છે. પરમ દિવસ રાતના સાડા સાતનો વખત રાખ્યો છે."

"મીસ ગીલીગન, આપના પપ્પાનો ઉપકાર માનું છું—પરંતુ તે દિવસના જેવી મશ્કરી તો નથી ને?"

"એ તો એપ્રીલની પહેલી તારીખ હતી—"

"તેને માટે તો હું સાથે આવી છું." મીસીસ ગીલીગને કહ્યું.

"હવે મને ખાત્રી થાય છે કે પાછી મશ્કરી થશે નહીં. પરંતુ આમ કરવાથી શું ફાયદો? આપની અંતઃકરણ પુર્વક લાગણી છે તે મને ખબર છે—અને તેને માટે આપનો ઉપકાર માનું છું—પછી ખર્ચ કરી બાહ્ય આડંબર કરી શો ફાયદો?"

"કેટલીક બાબતમાં આડંબરની પણ જરૂર રહે છે. આપણા સઘળાના અંતઃકરણમાં ઇશ્વર વસે છે. તેના પ્રત્યે પૂજ્યભાવ છે તો પણ આપણે બહારથી પૂજા કરીએ છીએ—આપણો રાજા પણ બાહ્ય આડંબર કરે છે—દુનિઆમાં એમ જ ચાલે!" મીસ ગીલીગને કહ્યું.

"મારી શંકા ખરી પડશે એમ લાગે છે." લેડી લ્યુસી પાછી મનમાં બબડી.

છેવટે કેટલીક વાતચીત પછી આમંત્રણ સ્વીકારાયું.

આજે એ ડીનરનો દિવસ છે. મી. ગીલીગનના ઘરમાં ધમાલ ચાલી રહી હતી. ઘરનાં સઘળાં મનુષ્યો સાફસુફ કરવા મંડી પડયાં હતાં. બધું ફરનીચર આજના દિવસ માટે ખાસ આકર્ષક રીતે ગોઠવવામાં આવતું હતું. મીસ ગીલીગન વિદ્યુત વેગથી કામ કરી રહી હતી. જમવાનો ઓરડો શણગારવાનું એણે માથે લીધું હતું. વિલાયતમાં જમવાના ઓરડા પાછળ લોક ઘેલાં થઈ જાય છે. ટેબલ ઉપરની સ્વચ્છતા અને શણગાર તરફ ખાસ ધ્યાન આપવામાં આવે છે—તેના પ્રત્યે ખાસ ખર્ચ પણ થાય છે. રસોડામાં ગમે તેમ હોય પણ ટેબલ ઉપર સ્વચ્છતામાં વાંધો આવવો જોઇએ નહીં. ટેબલ ઉપરની રીતભાત પ્રત્યે પણ ખાસ ધ્યાન આપવામાં આવે છે. છરી જમણા હાથમાં અમુક રીતે જ ઝલાય—કાંટાનો ડાબા હાથમાં અમુક રીતે જ ઉપયોગ થાય—તેમનો અમુક રીતે જ ઉપયોગ થાય—અમુક રીતે જ તેમને તાસકમાં મૂકાય—આવા આવા ઘણા નિયમો ઘણી જ તીવ્રતાથી સાચવવામાં આવે છે, અને જો કાંઇ ભૂલ કરે તો તેની ગ્રહસ્થમાં ગણત્રી થાય નહીં. જો કોઇ છીંક ખાય તો બધા ફફડી જ ઉઠે! જ્યાં ચમચાનો ઉપયોગ કરવાનો હોય ત્યાં જો કાંટાનો ઉપયોગ

કોઈ કરે તો તેમની મનુષ્યમાં ગણત્રી જ થાય નહીં. જ્યાં છરી લેવાની હોય નહીં, ત્યાં જો તેને હાથ અડાડવામાં આવે તો પણ તેમ જ !

ટુંકાણમાં ઓરડાને ઘણીજ સારી રીતે શણગાર્યો હતો. ટેબલ પણ તેટલી જ સારી અને આકર્ષક રીતે શણગાર્યું હતું. ગમે તેમ હોય, પણ ટેબલને આકર્ષક બનાવવાથી એક ફાયદો તો દ્રશ્યમાન થાય છે. અંતઃકરણને આનંદ મળવાથી-ચક્ષુને આકર્ષક દ્રષ્ય મળવાથી અને તેવા જ બીજા બનાવથી જમવાના આનંદ સાથે તૃપ્તી ઠીક થાય છે !

વખત જતાં વાર લાગતી નથી ! રળીઆમણી રાત હતી.-જમવાની વાનીઓ મનપસંદની હિંદી ઢબની હતી-ઘણા જ હેતથી જમાડવામાં આવતું અને આનંદથી જમાતું હતું. દોઢેક કલાક પછી જમણ પૂર્ણ થયું. પછી થોડી ઘણી આનંદની વાતો થઇ રહ્યા બાદ મી૦ નાથે જવાની આજ્ઞા લીધી. મીસ ગીલીગન છેલ્લા પગથીઆ સુધી વળાવવા ગઇ. ક્ષણ કાંઇ વાત થઇ. કોઇને ખબર પણ પડી નહીં. શી વાત હશે. ?

થોડા દિવસના અંતરે લંડનના હાઇડપાર્કમાં મી નાથ અને મીસ ગીલીગન એકાંત સ્થળમાં ફરતાં હતાં.

“ મી. નાથ ! તમે મને તમારી ન કરો ?, હું તમારા માટે કેટલી તલસું છું તે આપને સમજાતું નથી ? કેટલાક દીવસો થયા તો હું આપનું રટણ જ કર્યા કરૂં છું. કશામાં મારૂં ચિત જ પરોવાતું નથી. સોશીઆલોજીની મને ડીગ્રી મળશે પણ તે ઉચ્ચ વર્ગની તો નહિં જ મળે. શા વિચારમાં પડયા ? આપનો એક આશા જનક શબ્દ સાંભળીશ તો પણ મારા ચિતને શાંતિ મળશે. મને શું કરવા તલસાવો છો ? મારો જીવ અકળાય, છે-રૂંધાય છે-મને શાંત નહિં કરો ? ”

“ મીસ ગીલીગન, આપ શું કહેવા માંગો છો તે હું સમજી શક્યો છું--પરંતુ -આપણું લગ્ન કેમ સંભવે ? અંગ્રેજ-હીંદી લગ્ન સંભવે ખરૂં ? આપણો દેશ જુદો આપણા આચાર અને વિચાર જુદા--હું મારી જીંદગી હિંદમાં જ ગાળવા માગું છું જ્યારે આપને ઇંગ્લંડ છોડવું વસમું લાગે !-આપણો ખોરાક જુદો--ટુંકાણમાં પૂર્વ પશ્ચિમનો મેળાપ કેમ થાય ? ” મી. નાથે કહ્યું.

“મી. નાથ, આમાં કાંઇ જ અડચણ દેખાતી નથી. આ બધું મનનું કારણ છે. જ્યાં હૃદય એક થયાં ત્યાં આવી જુદાઇ રહેતી નથી--અદૃશ્ય થાય છે. હું તમારી સાથે હિંદમાં જ રહીશ--આ દેશમાં આવવાનું મન પણ નહીં કરૂં. ઉપરાંત તમારા આચાર તે મારા આચાર-તમારા વિચાર તે મારા વિચાર ! હું તમારાથી જરા પણ જુદો મત દર્શાવીશ નહીં-અરે, જુદો વિચાર પણ કરીશ નહીં.-”

"એ બધી વાત સાચી; તમે જુદો મત દર્શાવો નહીં–તમે જુદા વિચાર કરો નહીં–તે બધું ઠીક છે–પરંતુ જન્મથી જ આપણા આચાર–વિચાર જુદા તેનું કેમ? તમે બહાર દર્શાવશો નહીં પણ અંતરમાં તો જુદા વિચાર આવે જ–ભિન્ન વર્તન થાય જ–તેનું કેમ ?"

"મી૦ નાથ મને અકળાવો નહીં–હું ઇશ્વર સમક્ષ સોગન લઈ કહું છું કે તમારાથી ભિન્ન રહીશ નહી. હું તમારી સાથે એક જ થઇ જઇશ! હવે કાંઈ વાંધો છે?"

"પણ મને તો તમારો અહીંનો પહેરવેશ જ ગમતો નથી. અમારા દેશની સ્ત્રીઓનો પહેરવેશ કેટલો સારો? આખું અંગ ઢંકે–એટલું જ નહી પરંતુ દરેક અવયવો પણ ઢંકાય–અહીં તો—"

"જે તમારી એવી ઇચ્છા હશે તો હું હિંદી ઢબનો પોશાક પહેરીશ. પછી કંઇ છે?" મીસ ગીલીગને વચ્ચે જ પતાવવા કહ્યું.

"જો કેથ્લીન, આ વાત એવી છે કે તેમાં જલદીથી જવાબ અપાય નહીં; તેં કહ્યું છે તેનો વિચાર કરી જોઇશ–અને પછી જવાબ આપીશ."

"તું કારથી મને બોલાવવા માંડયા એટલે આશાનું ચિન્હ પ્રગટયું છે. વળી કાથ્લીન કહીને બોલાવી! પ્રત્યુત્તર હકારમાં જ મળશે." તે મનમાં બબડી અને પછી મી૦ નાથને સંબોધીને કહ્યું, "ભલે વિચાર કરીને પ્રત્યુત્તર આપશો–કયારે? કાલે?"

" અંગ્રેજોમાં ક્રીશ્ચીઅન નામથી બોલાવવાની પ્રથા નથી. કયાં તો મા–બાપ તેવા નામથી સંબોધે અથવા પતિ–પત્ની એ નામથી સંબોધે છે.

"ના, આજ બુધવાર થયો–આવતા બુધવારે સાંજના પાંચ વાગે વીકટોરીઆ સ્ટેશને મળશો–હિંદી ઢબની સાડી પહેરશો એટલે કોઇનું ધ્યાન ખેંચાશે નહીં–ત્યાંથી આપણે કોઇ સીનેમામાં જઇશું–તે વખતે તમને જવાબ આપીશ."

"ઠીક છે, આપનો આભાર માનું છું. હકારમાં જ જવાબ આપજો; નહીં તો મારાથી જીવાશે નહી. તમારા સિવાય હું બીજા કોઇનો વિચાર પણ કરી શકતી નથી. આટલો પણ આશાજનક જવાબ અત્યારે આપ્યો છે તેથી મારા આ ચાર દિવસ જશે."

હાઈડપાર્કની બહાર આવતાં સાંજનું છાપું વેચતો એક છોકરો દોડતો હતો. તેની પાસેથી મીસ ગીલીગને છાપું ખરીદ્યું. તેના પહેલા પાના ઉપર દ્રષ્ટિ નાખતાં બેરીસ્ટરની પરીક્ષાનું પરીણામ જોયું. પ્રથમ નામ અમરનાથનું હતું.

"હલ્લો, મારા નાથ, બેરીસ્ટરમાં ફર્સ્ટ કલાસ ફર્સ્ટ! મારી મુબારકબાદી."

"અને તમે સોશીઓલોજીની ડીગ્રી મેળવી તેને માટે મારી મુબારકબાદી!"

" એ તમે કેવી રીતે જાણ્યું ? "

" જ્યારે તું પેપર વાંચતી હતી ત્યારે હું પાછળનું પાનું જોતો હતો—તેમાં સોશીઓલોજીનું પરિણામ હતું, તે મેં વાંચ્યું—જો, પાછળના પાને ! "

" આ પણ એક શુભ ચિન્હ છે. "

" ચાલો બેરીસ્ટરમાં પાસ થયા તે સારૂં થયું. વખતે સરકાર સાથે તકરાર થાય અને નોકરી મૂકી દેવી પડે તો પણ સ્વતંત્ર ધંધાનો માર્ગ રહ્યો ! "

" ના, ના, નોકરી જ સારી; એવા વિચાર જ ન કરવા."

ત્યાર પછી થોડી ઘણી વાતો કરી, બન્ને છૂટાં પડયાં. નાથ પટની ગયો અને મીસ ગીલીગન તેને ઘેર ગઇ.

ઘેર પહોંચ્યા પછી નાથ ધ્યાનસ્થ થયો. એક આરામ ખુરશીમાં પડયો અને એવો વિચારમગ્ન થયો કે એને કાંઈ પણ ભાન રહ્યું નહીં.

" અંગ્રેજ—હિંદુ લગ્ન સંભવે ? સુખી થવાશે ? હું વેજીટેરીયન અને એ માંસાહારી—ફાવશે ? આચાર—વિચાર જુદા ! કેમ ફાવશે ? ના, ના, એ તો બને નહીં ........ " આમ કાંઇ બબડતો હતો.

" અલ્યા નાથ, તને થયું છે શું ? શેના વિચાર કર્યા કરે છે ? બારીસ્ટર થયો; આઈ. સી. એસ. થયો; મુંબાઇ ઇલાકામાં એસીસ્ટંટ કલેક્ટર નીમાયો, હવે શું છે ? કમાણી શરૂ થઇ ગઇ ! આના પહેલાં તો આવો વિચારમગ્ન દેખાતો નહોતો ! કાંઇ ભૂત વળગ્યું છે ? " એક મિત્રે કહ્યું.

" ના—ના, કોઇ ભુતડી વળગી હશે—નહિં તો આવો થાય જ નહીં ! " બીજા મીત્રે ટકોર મારી.

" ભાઇઓ, શું કરવા મશ્કરીઓ કરો છો ? હજી પાંચ મહીના અહીં ગાળવા પડશે હવે તો હિંદ ભેગા થઇએ તો સારૂ—આ બધા વિચાર આવે છે. " નાથે જવાબ આપ્યો.

અમરનાથના દીવસો વિચારમાં જ જતા હતા. તેનું ચિત્ત ખાવામાં પણ ચોંટતું ન હોતું—ઉંઘ પણ આવતી નહોતી; બહાર જાય ત્યારે માંદા જેવો લાગતો !

બધાને એમ થતું કે આનું શું કારણ હશે ?

રવિવારે સાંજના પાંચ વાગે વિક્ટોરીઆ સ્ટેશને એક બાળા ટ્રેનની રાહ જોતી ઉભી હતી. તેની આંખમાં તીવ્રતા હતી, પ્રેમની લાગણી હતી, ઉત્સુકતા હતી. અને બીનારા હતી. બહુ વાર એને થોભવું પડયું નહીં. ટ્રેન આવી. એક યુવક તેમાંથી ઉતર્યો અને ડાફળીઆ મારતો હતો તેટલામાં અવાજ આવ્યો.

" મી. નાથ, હું આ રહી ! "

" કોણ કાથ્લીન, મેં તો તરત ઓળખી પણ નહીં."

" કેમ ત્યારે હિંદી લાગું છું ને ! હવે તમને વાંધો આવશે નહીં."

" અત્યારે પણ કાથ્લીનના નામે સંબોધી તુંકાર પણ હતો ! આશાજનક લાગે છે." મીસ ગીલીગન મનમાં બબડી; " અત્યારે પૂછવાની જરૂર નથી. યુક્તિથી જ પૂછવામાં ઠીક છે."

" ચાલો ત્યારે, સીનેમામાં જઇએ."

બન્ને મુંગા જ રહ્યાં.

બહાર આવી ટેક્સીમાં બેઠાં. મોટર જ્યારે ચાલવા માંડી ત્યારે મીસ ગીલીગનથી રહેવાયું નહી. !

" કેમ શો વિચાર કર્યો ? "

" આપણી ભાષા ફેર તેનું કેમ ? "

" આની મને પ્રથમથી જ શંકા હતી તેથી તમારી સ્વદેશી ભાષા હું શીખી રહી છું. કહો તો તમારી ભાષામાં જ વાત કરીએ-જેથી શોફરને પણ ખબર પડે નહીં—"

" અને સીનેમામાં પણ કોઈ જાણે નહીં. ' મી. નાથે ઉમેર્યું.

" જુઓ તમારો પહેરવેશ આવડ્યો, તમારી ભાષા આવડી, "

" અમારો ખોરાક ? અમારા આચાર વિચાર ? "

" તે પણ આપણને કબુલ . આજથી માંસાહાર ત્યજીશ. તમે કહેશો તો ટેબલ ઉપર જમવાનું પણ ત્યજીશ. પાટલા ઉપર બેસી જમવાનું શીખીશ. તમારો ખોરાક રાંધતા પણ શીખીશ. પછી કાંઇ છે ? "

" હિંદમાં રહેવુ પડશે—અમારો પહેરવેશ પહેરવો પડશે—અમારો ખોરાક રાંધવો અને ખાવો પડશે. અમારા આચાર-વિચાર પાળવા પાડશે-અમે તો હિંદીઓ રહ્યા એટલે અમારા કુટુમ્બીઓ આવે, મહેમાનો આવે તો રાખવા પડશે—અમારી સાથે જ રહેવું પડશે-તમારા દેશનુ કાંઈ પણ વર્તન ચાલશે નહીં તો પછી બન્નેની જીંદગી બગડશે."

એટલામાં સીનેમાગૃહ આવ્યું. મોટરમાંથી ઉતરતાં ઉતરતાં તેણે કહ્યું. " બધું કબુલ છે. "

સીનેમામાં બેઠાં એટલીવાર મી૦ નાથે હિંદની જીંદગી સમજાવી-તેની રીતભાત આચાર-વિચાર સમજાવ્યાં. પછી કહ્યું " જો આપણે લગ્ન કરીએ તે પહેલાં તમારે શુદ્ધિ લઇ હિંદુ બનવું પડશે, પછી રીતરિવાજથી લગ્ન થશે. "

" આપણે સીવીલ મેરેજ એક્ટ પ્રમાણે લગ્ન કરીએ તો શો વાંધો ?" મીસ ગીલીગને કહ્યું.

" ના તેમ નહીં બને. તમારે હિંદુ બનવું પડશે--અને હિંદુ રીતિથી લગ્ન કરવું પડશે."

" ચાલો, તે પણ કબુલ છે."

" તે પ્રમાણે તમારા માત-પિતાએ કન્યાદાન આપવું પડશે. તેમને તે ગ્રાહ્ય છે ?"

" આ તો નવો પ્રસંગ ઉભો થયો. આનો તો મને ખ્યાલ જ નહોતો. મારા માત--પિતાને સમજાવીશ."

" તેઓને પણ હિંદુ થવું પડશે. તે સિવાય તેમનાથી કન્યાદાન અપાય નહીં."

" એમને હિંદુ થવાનું કેમ સમજાવાય ? એ તો મહાભારત વાત થઇ. તે સિવાય બીજો ઉપાય નથી ?"

" મારે ઠંડા પાણીએ ખસ કહાડવી હતી--પણ એ તો બધું કબુલ છે એમ જ કહેતી ગઈ. આ એક પથરો નાંખ્યો છે--ફાવીએ તો ઠીક !" મી૦ નાથે મન સાથે વિચાર કર્યો.

" કેમ, શું વિચારમાં પડયા ? બીજો ઉપાય નથી ?"

" ના બીજો ઉપાય નથી. હજી તમે સગીર છો. માટે કન્યાદાન તો એમને જ આપવું પડે, અને હિંદુ થાય ત્યાર પછી તે બને."

પાછાં બન્ને વિચારમાં પડયાં. થોડી વારે સીનેમા પુરું થયું. બીજી થોડી ઘણી વાતો કરી બન્ને જુદાં પડયાં. • •

" માત-પિતાને કેમ સમજાવવાં ? એમને હિંદુ થવા કહેવું એ કેમ સંભવે ? મી૦ નાથ કેટલો હોંશીઆર યુવક મારી જ પાસે ના કહેવડાવવા કેવો રસ્તો શોધી કહાડયો ? પણ એમનુ મન તો પરણવાનું લાગે છે તો પછી આમ કેમ કરતા હશે ? શું સ્વદેશાભિમાન ? ત્યારે મને દેશ્વશાભિમાન નહીં ? હું મારો દેશ તજવા તૈયાર થઇ છું--મારા આચાર--વિચાર, રીત--ભાત, પહેરવેશ, ખોરાક વિગેરે સઘળાનો ત્યાગ કરવા તૈયાર થઇ છું--ત્યારે એ ? સ્વદેશાભિમાન ! પતિ જોઇએ તો આવો જ ! આપણે સઘળાનો ત્યાગ કરશું અને માતાપિતાને સમજાવીશ. હિંદુ ધર્મ શો ખોટો છે ? જ્ઞાનના કેટલાં બધાં પુસ્તકો ? માંસાહાર શો સારો છે ? તામસી ખોરાક--તેનાથી આંખમાં વ્યગ્રતા રહે--રતાશ રહે, તેના કરતાં વેજીટેબલ ખોરાક સારો--કેટલો બધો

સાત્વિક ? આપણને તો કબુલ છે માતા પિતાને કેવી રીતે સમજાવવાં ? એ હિમાલય ઓળંગવો કઠણ કામ છે. જોઇશું." આમ વિચાર કરતી મીસ ગીલીગન ઘેર આવી પહોંચી.

મી. નાથના મગજમાં પણ જાત જાતના વિચાર આવ્યા અને ગયા એના મિત્રો તો એમ જ કહેવા લાગ્યા કે મગજ ચસકી જશે.

"હલ્લો, મી. નાથ, મારા માતા પિતાએ હિંદુ થવાનું કબૂલ્યું છે તેઓ કન્યાદાન આપશે હવે આપને કાંઈ વાંધો છે ?"

"શું તમારા માતા પિતાએ હિંદુ થવા કબુલ કર્યું ?" પછી મનમાં બબડ્યો "આ પ્રમાણે જો થોડાં ઘણાં અંગ્રેજ કુટુંબો હિંદી થાય તો સારું. શુદ્ધિની ચળવળ ચલાવવી જોઇએ. હિંદમાં જેને રહેવુ હોય તે હિંદુ થાય, નહિ તો પોતાના દેશમાં જાય હિંદુસ્થાનમાં તો હિંદુ જ."

"જી, હા." મીસ ગીલીગને પહેલાના પ્રશ્નનો પ્રત્યુત્તર આપ્યો.

નાથ પાછો વિચારમાં પડ્યો.

"આવા શા વિચારમાં પડી જાઓ છો ? હવે ના કહેશો નહીં. હા કહો એટલે મારા જીવને શાંતિ થાય. તમારો નકાર અને મારું મરણ સમજી લેજો."

"ત્યારે મારી હા છે."

"હાશ ! ત્યારે આપણે આલિંગીએ ! તમારો ઉપકાર માનું છું. હું તમારી જ થઈને રહીશ. તમે કહેશો તેમ કરીશ. તમારો શબ્દ કોઈ દિવસ પણ ઉથાપીશ નહીં ! તમારા સુખે સુખ અને દુઃખે દુઃખ.

"આલિંગવાનુ હમણાં નહીં. અમારા હિંદુ રિવાજ પ્રમાણે લગ્ન થાય નહીં ત્યાં સુધી કંઈ પણ થઈ શકે નહી."

"ત્યારે હવે અમને હિંદુ બનાવવાનું ક્યારે કરશો? જેમ બને તેમ જલદી કરો"

"મારે આર્ય સમાજીસ્ટને શોધી કહાડવો પડશે. તેના શિવાય તમને કોઈ હિંદુમાં સંઘરે નહીં. આ બધુ જેમ બનશે તેમ જલદી કરીશ. હવે ફીકર કરીશ નહી હવે તો આપણે વખતો વખત મળતા રહીશું. મારી નીમણોક મુંબાઇ ઈલાકામાં થઈ છે તેથી ભાષા પણ નવી શીખવાની નથી. તેને લીધે મને પણ વખત મળશે.

થોડી ઘણી બીજી ગોષ્ટી કરી બન્ને જુદાં પડ્યાં.

નાથે કાંઈ આર્યસમાજીસ્ટની શોધ કરવા માંડી. શુદ્ધિ કરવાની હતી તેથી તેને પણ આનંદ થતો હતો. ઘણી તપાસને અંતે એક આર્યસમાજીસ્ટ સ્વામી મળી આવ્યો. તેને બધી વાત કહી. તેણે બીડુ ઝડપ્યું અને શુદ્ધિ કરી આપવા હા કહી.

તેનું મુહુર્ત લીધા પછી ગીલીગનને ઘેર જવા ઉપડ્યો. ત્યાં જઈ બધો સવિસ્તર ગોઠવ્યો. સ્થાન તો પટનીનું હિંદુ નિવાસજ નક્કી કરવામાં આવ્યું. દરમ્યાનમાં મ.સીસ. એમીલી ગીલીગન હિંદુ ઢબછબનું લુગડું પહેરતાં શીખ્યાં

કાર્યક્રમ પ્રમાણે સ્વામી પરમાનંદજી, મી. ગીલીગન, મીસીસ ગીલીગન અને મીસ ગીલીગન આવી પહોંચ્યાં. પટનીના હિંદુ નિવાસના સભ્યો પણ હાજર હતા. તેમને પણ અનેરો આનંદ થનો હતો. શુદ્ધિનો સિદ્ધાંત એમને પણ સારો લાગ્યો અને હિંદમાં જઈ એ સંબંધમાં ચળવળ કરવા પ્રતિજ્ઞા લીધી.

આર્ય સમાજની વિધિ પુરઃસર સ્વામી પરમાનંદજીએ બધાંને શુદ્ધિ આપી. મી. ગીલીગને મદનલાલ નામ રાખ્યું અને અટક બદલી હિંદવાળા રાખી. એમસી સ.. સરોજની મદનલાલ હિંદવાળા થઈ અને મીસ કાશ્મીન કુમારી સરલા થઈ.

લગ્ન પણ સ્વામી પરમાનંદજી પાસે જ કરાવવાનું ઠર્યું. તેનું મુહુર્ત લેવાયું. ને સંબંધમાં આમંત્રણ પત્રિકાઓ કઢાવવામાં આવી અને પટનીમાં લગ્નની ધામધૂમ ચાલી રહી.

મી નાથે આઈ. સી. એસની અને બેરીસ્ટરની પરીક્ષા પાસ કરેલી હતી, તેથી ઘણા લોકોએ આમંત્રણ સ્વીકાર્યું હિંદીઓનો જમાવ મોટો રહે એમ લાગતું. આ બાજુ કન્યાપક્ષ તરફથી ઘણા ગૃહસ્થોએ આમંત્રણ સ્વીકાર્યાં. વરપક્ષનો અને કન્યા પક્ષનો બંનેના માંડવા પટનીમાં જ થવાના હતા.

મુહુર્તને દિવસે પટનીમાં ધમાલ હતી. સવારથી જ લોકોની આવજાવ વધી ગઈ. ગોરજ લગ્ન હોવાથી સંધ્યાકાળ પહેલાં બધાં આમંત્રિત ગૃહસ્થો તથા સ્ત્રીઓ હાજર થઈ ગયાં. રંગ બેરંગી હિંદી સાડીઓ પણ ફરકી રહી.

એક વખતની મીસ કાશ્મીન પણ તે વખતની કુમારી સરલા લગ્ન સમયના હિંદી પાનેતરમાં સજ્જ થઈ હતી. વરરાજાએ જામો નહોતો પહેર્યો પણ તે સુશોભિત ઢબના લગ્ન પોષાકમાં સજ્જ થયો હતો.

કન્યાદાનની વિધિ થઈ; મંગળાષ્ટક ગવાવા માંડ્યાં; પછી મુહુર્તની ઘડીકાએ કાંસાની થાળીના નાદ સાથે હસ્તમેળાપ થયો—તત્તજ સર્વપ્રિય વાદ્ય વાગવા માંડ્યાં. બધાં આશીર્વાદ આપવા માંડ્યાં. ત્યાર પછી ચોરીમાં લગ્ન-હોમ અને સપ્તપદીની વિધિ થઈ, અને પ્રતિજ્ઞાઓ લેવાઈ. મંગળફેરા ફેરાયા અને પછી વિધિ પુરી થયા બાદ લગ્ન સમાપ્ત થયું. ત્યાર પછી પાદવંદનની વિધિ થઈ.

વરકન્યાને વળાવવાનો પ્રસંગ આવ્યો. કન્યાના માતપિતાના આંખમાં જરા અશ્રુ આવ્યાં.

"બેટા સરલા, પતિને પરમેશ્વર માની પૂજજે; તેને સુખી કરજે અને સુખી થજે......" તેની માતાથી વધુ બોલાયું નહીં. એકની એક જ પુત્રી એટલે હર્ષ સાથે ગદગદિત થવાય એ પણ સ્વાભાવિક છે !

મિત્રોએ બન્નેને ચાંલ્લા આપ્યા. સ્વામી પરમાનંદજીએ શુદ્ધ ઉપર એક ચોપડી ભેટ આપી.

શુભાશિર્વાદ આપી બધાં આનંદથી વિખુટાં પડયાં. ફક્ત અમરનાથ જરા ચિંતાતુર દેખાતો હતો.

મીસ કાથ્લીન ગીલીગન સૌભાગ્યવંતી સરલા અમરનાથ થઇ.

" નાથ, સ્વામીન, સરલાનો અર્થ સમજાવશો ? "

" સરલ એટલે સીધી તેના ઉપરથી સરલા." અમર નાથે અર્થ સમજાવતાં કહ્યું.

" અર્થ તો બહુ ગૂઢ છે. "

" કેમ નામ પ્રમાણે વર્તીશ ને ? "

" હા, ચોક્કસ. "



# [ ૫ ]

## સાત વર્ષનું બાળ



"બા, તું કેમ રડે છે-કેમ દુઃખી દેખાય છે ?"

"ના સતુ, હું રડતી નથી. હું શું કરવાને દુઃખી હોઉં?"

"બા, તું મને સાચું કહેતી નથી. તું કાંઇ છુપાવે છે. તું એમ સમજે છે કે હું સાત વર્ષનું બાળક શું સમજી શકું ? પણ બા, એમ નથી. હું સમજી શકું છું. તારો છોકરો છું ને? તું મને કહે."

"તું ભાઈ, શાંત થા. મને કાંઈ દુખ નથી. હું રડતી નથી. તું છે પછી હું શું કરવાને દુખી હોઉં ? હું શાંત જ છું. જા, ભાઈ, રમવા જા."

"ના, હવે હું બહાર રમવા જવાનો નથી. હું તારી સાથે નિશાળે આવીશ. મારે તો ભણવું છે. જોની આપણી પાડોશમાં ભગવાનલાલ વકીલ રહે છે, તેનો છોકરો સાત વર્ષનો છે તો પણ ગુજરાતી બીજી ચોપડીમાં છે. કહે છે કે તારી નિશાળમાં છે. મારે પણ તારી નિશાળે આવવું છે. હું એની જોડે થઇ જઇશ. તું મને બધી વાત કર."

"ભાઇ, કાંઇ વાત કરવા જેવી નથી. તું અત્યારે તો રમવા જા. પછી વાત."

"ના, હું રમવા જવાનો જ નથી. તું કેમ રડે છે તે કહે."

"તું અમારી વાતમાં શું સમજે ? આ જીદ છોડ અને રમવા જા."

"હું બધુ સમજીશ. તુ મને વાત કર અને પછી જો હું સમજુ છું કે નહીં."

"તું શું કરવા જીદ કરે છે ? જો ત્યારે સાંભળ. હું અહીંની નિશાળમાં મહેતી છું. અમારા હેડમાસ્તર તો સારા છે પણ અમારા ડીપોટી વિચિત્ર છે. હું જરા ઉમરે નાની અને સાધારણ રૂપાળી તેથી એની નજર મારા ઉપર બગડી છે. એ અમારા જેવાં બૈરાંની પાછળ જ મંડયો છે અને એ કહે તેમ ન કરીએ તો અમારે નોકરી છોડવી પડે. ગઇ કાલે મને એણે બહુ સતાવી અને ચોખ્ખા શબ્દોમાં પણ કહી દીધું તેથી રડવું આવે છે અને દુખી દેખાઉ છું. આવતી કાલ સુધીમાં એને તાબે થવાનું છે અને જો ન થાઉં તો મારી નોકરી જશે. એમ થાય તો હું તને શી રીતે ખવડાવું અને કયાં રહું ? શું કરૂં તેની સમજ પડતી નથી. તેમ એની ખરાબ ઈચ્છાને તાબે કેમ થવાય ? આ મારૂં દુખ છે. તું શું કરી શકીશ ? ભાઇ આમાં કાંઇ ફાયદો નથી હું મારૂં ફોડી લઈશ."

" બા, ત્યારે મારા પિતા પાસે ચાલ. પછી તો કોઈ આપણને સતાવશે નહીં."

આ સાંભળી તેનાથી રડી દેવાયું. શાંત રહેવા ઘણો પ્રયત્ન કર્યો પણ શાંત થવાયું નહીં. જવાબ આપવા પ્રયત્ન કર્યો પણ જવાબ અપાયો નહીં.

" બા, કેમ બોલતી નથી? મારા પિતાજી ક્યાં છે? એમને કાગળ લખ ને, બોલાવી લેશે. પછી આપણને કોઈ સતાવશે ?"

તે વધારે રડવા માંડી. એનાથી એક અક્ષર પણ બોલાયો નહીં.

" બા, તને વધારે દુખ દઉં છું? તું મને કહીશ તો પછી બોલીશ નહીં. બા, તને શું થાય છે?"

" ભાઇ, હું તને શું કહું? તું બાળક છે. દુનિયા શું છે તેની તને શી ખબર? ભાઇ સમજ્યા વગર બોલે છે. ભાઈ, હવે મને કાંઇ પૂછીશ નહીં. તને ખાત્રી થઇ કે તું બાળક છે--તને કાંઇ સમજ પડે નહીં?" ગદ્‌ગદ કંઠે તે બોલી.

" ના, મને અત્યારે સમજ પડતી નથી. પણ તું મને બધું વિસ્તારથી કહે તો સમજ પડે. હું સમજી શકીશ તેની મને ખાત્રી છે. તું રડે છે તે મને ઘણું દુખ થાય છે. મારાથી સહન થતું નથી. મારા પિતાજીને ખબર આપ ને."

" અરે ભાઈ તારા પિતાજી ક્યાં છે તે મને ખબર નથી. પછી હું ક્યાં લખું?" ........ વધારે એનાથી બોલાયું નહીં.

" પણ મારા પિતાજી તો હોવા જ જોઇને? તારા કપાળમાં ચાંલ્લો છે અને હાથમાં કાચની બંગડીઓ છે—તને ખબર હોવી જ જોઈએ—કાગળ લખ. પછી કોઇ કાંઇ પણ કરી શકશે નહી."

" આ બધું ડહાપણ તારામાં ક્યાંથી આવ્યું? તને શી રીતે ખબર પડી કે જેના કપાળમાં ચાંલ્લો હોય અને જેના હાથમાં બંગડી હોય........"

" મને આ બધું તપાસવાની ટેવ છે. જ્યારે હું બહાર રમું છું ત્યારે મારી નજરે જે પડે છે તેનું નિરીક્ષણ કરું છું. કેટલાંક બૈરાંના હાથમાં અને કપાળમાં એ બનાવે જોયું અને કેટલાકના હાથમાં ન જોયું. પછી એક મોટો છોકરો અમારી સાથે રમતો હતો તેને પુછી જોયું. તેણે મને બધું સમજાવ્યું."

" છોકરો છે તો હોંશીઆર. વખતે તે મને બચાવે." તે મનમાં બબડી.

" ભાઇ તું આવો ડહ્યો અને શાણો છે એ જાણી મને સંતોષ થયો. તું મને બચાવીશ ખરો! ઈશ્વર તને આવો જ ડાહ્યો અને શાણો સદા રાખે--આ બાબતમાં તારા પિતા જેવો ન થાય એટલે બસ."

" કેમ એમ બોલે છે? શું મારા પિતાજી એવા ખરાબ છે? તું મને બધી વાત કર. છેવટે હું નિશાળે આવીશ અને કહીશ કે પેલો ટીપોટી તને કેમ સતાવે છે."

" મારાં કપાળમાં ચાંલ્લો અને હાથમાં બંગડીઓ છે એટલું જ--નહિં તો હું વિધવા જેવી જ છું. વિધવાનો પતિ સ્વર્ગસ્થ થયો હોય અને મારા પતિની મને ખબર નથી તેથી આ બધુ છે. ભાઈ, તારાથી રાક્ષસ ડીપોટી બદલાઈ જવાનો નથી. એ તો કાળ સ્વરૂપ છે; પણ બહારથી ડાહ્યો અને ઋષિ જેવો દેખાય છે તેથી સરકારમાં તેની સારી લગવગ છે. એ તો મારા જેવી નિરાધાર પાછળ મંડે છે. જેને કાંઈ સગું વહાલું હોય અથવા જેને ઓળખાણ પિછાણ હોય તેને સતાવતો જ નથી. તેમના પ્રત્યે તો દેવ માફક વર્તે છે. તું બાળક શું કરી શકીશ ? ચાલ, જમી લઇએ. જમેવા વખત થવા આવ્યો; મોડું થાય છે. "

" ના, આજે હું અહીંથી ઉઠવાનો નથી અને ઉઠવા દેવાનો પણ નથી. ખાતું નથી અને ખાવા દેવાનો નથી. મને બધી વાત કર. હું નિશાળમાં આવીશ એટલે ડીપોટીને પણ ખબર પડશે કે તને છોકરો છે. તેથી તને પણ સતાવતો બંધ થઈ જશે. આજે તો મે જક લીધી છે અને તે બાળહઠ છે. હવે તો મને બધી વાત વિસ્તારથી કહે જ. અને હું કાલથી તારી નીશાળે આવીશ અને એકડીઆમાં દાખલ થઈશ. છ મહીને પહેલીમાં જઈશ અને બીજે છ મહીને બીજીમાં હું બહુ જાણીશ અને તને સુખી કરીશ. તું મને બધું કહે એટલે મને ખબર પડે અને દુનિઆ સમજતો થાઉં."

" ભાઈ, મારૂં કરમ કઠણ છે; મારી કથની સાંભળી તને દુઃખ થશે અને તું પણ મારા જેવો દુખી થઇશ. આ તો હું એકલી જાણું છુ, મારા શિવાય તારા પિતાજી અને ઈશ્વર જાણે છે. વાત તો વાએ ઉડે છે. તને કહીશ તો પાછા બીજા જાણશે. માટે બાળહઠ છોડ. "

" ના, હું એકનો બે થવાનો નથી. બસ કહે જ."

" ઠીક, ત્યારે સાંભળ આપણે બ્રાહ્મણ છીએ. આપણી નાતમાં બે વિભાગ છે. એક વિભાગ ગોરપદુ કરે અને દક્ષિણા લે, અને બીજો વિભાગ દક્ષિણા લે નહીં. આપણે બીજા વર્ગના છીએ તેથી આપણે દક્ષિણા લેતા નથી. મારા પિતાનુ કુટુંબ સારૂં, ખાનદાન અને કેળવાએલું હતું. મારા પિતા પૈસે ટકે સુખી હતા. મને બે વરસની મૂકી મારી માતા ગુજરી ગએલી. મારી નાની માતા શરૂઆતમાં મારા પ્રત્યે મમતા રાખતી હતી, પણ જ્યારે એને છોકરો થયો ત્યાર પછી મારા માતપિતાની મમતા મારા ઉપરથી ઉડી ગઈ. મારા પ્રત્યે એવું ખરાબ વર્તન રાખતા હતા કે મારાથી વર્ણવાય એમ નથી. તેવામાં એક સારા ખાનદાન અને પ્રતિષ્ઠિત કુટુમ્બમાંથી મારૂં માંગું આવ્યું. તે વખતે હુ સાત વર્ષની હતી. મારી માતાના આગ્રહથી મારા પિતાએ માગું સ્વીકાર્યું અને બાળપણમાં જ મારૂં લગ્ન કરી નાંખ્યું. તે વખતે હું થોડું ઘણું ભણી હતી. પછી પાંચ વર્ષ સુધી હું

સારી રીતે ભણી. બારમે વર્ષે મને સાસરે મોકલવામાં આવી. હું સાસરે હતી તે વખતે અમારા ગામમાં લાહ્ય લાગી. કમનસીબે અમારૂં ઘર પણ બળી ગયું અને ભડકામાં મારાં માતા પિતા પણ નાશ પામ્યાં. હજી તો હું એ દુઃખ સહન કરતી હતી એટલામાં મારા સાસરીઆના ગામમાં પ્લેગ ચાલ્યો મારા પતિરાજ, સસરા અને સાસુ ઝપાટામાં આવી ગયાં. તે પણ સ્વધામ ગયાં. દુનિઆ એટલે શું તે ખબર નહોતી; પતિસુખની મને સ્વપ્ને પણ ખબર નહોતી. હું તો ઉગતામાં જ દબાઈ ગઈ. ક્યાં જવું અને શું કરવું તેનું ભાન જ રહ્યું નહીં. મારા જેઠ જેઠાણી બચી ગયાં હતાં. થોડા દિવસ સુધી તે મારા સગાં રહ્યાં. હું નોકરડોની માફક એમનું કામ કરવા લાગી. માતા પિતા માફક ગણવા લાગી, પણ મારા કમનસીબે મારી જેઠાણી તેની કદર કરી શકી નહી. હું થાકી જ મુંઝાઇ. સારા અને ખાનદાન કુટુમ્બનું હું ફરજંદ અને દુનિઆ જોએલી નહી તેથી શું કરવું તેની સમજ પડી નહી. સારૂં ઘર હતું અને પુષ્કળ જગ્યા હતી, છતાં મને ઉપર એક કાતરીઆમાં સુવાડતાં. એ માંદા હોય તો એમના પગ પણ દબાવવાના—રસોઈ અને ઘર કામ તો જાણે કરવાનાં જ. સવારના ચાર વાગે ઉઠાડે. રોજના જેટલું આનાજ મારે જ દળવાનું. ઝાડુ—રસોઇ—એઠવાડ વિગેરે પણ મારે જ કરવાનાં. એક દિવસ મારાં જેઠાણી માંદા પડયાં. રોજના નિયમ પ્રમાણે બધું કામ કર્યું; માંદા જેઠાણી માટે કાંજી વિગેરે પણ કરી આપ્યાં. એમને ઉલટી વિગેરે થતાં હતાં તે પણ મેં સાફ કર્યાં. રાતનું બધું પરવારી જરા બેઠી એટલામાં એમની ગર્જના સંભળાઈ. મને ત્યાં જતાં થોડી વાર થઇ એટલામાં તો એક નેતર લઈને આવ્યાં! જેમ એક પથારીમાંથી ધૂળ કહાડવા સોટી મરાય તેમ મારા શરીર ઉપર તેમણે નેતરનો મારો ચલાવ્યો. છેવટે રાતના કેટલાક વાગે મને મારા કાતરીઆમાં ધકેલી. મને તે દીવસે ખૂબ રડવું આવ્યું. મને એમ થયું કે શું બાળવિધવાની આ દશા થતી હશે? મારા પતિ કોલેજમાં ભણતા હતા. મને ઘણી આશાઓ હતી. હું પણ સાધારણ ભણેલી હતી. મને ગત વખત સાંભરી આવ્યો. મારાથી રડવું ખળાયું નહી.-"

"હેં બા, તું કહે છે કે બાર વર્ષની વયે વિધવા થઇ તો પછી હું ક્યાંથી? તારા કપાળમાં ચાંલ્લો છે, હાથમાં બંગડીઓ છે અને વિધવા કેવી રીતે?" સતુએ વચમાં જ પૂછ્યું.

"બાઈ ધીરજ ધર! 'ઉતાવળા સો બહાવરા, ધીરા સો ગંભીર!' હું ઉતાવળી થઈ તો બાવરી બની તેથી આ દશા છે. રાતના બે વાગેલા હતા; શિઆળાનો દિવસ હતો; આપણા દેશની ઠંડી એટલે પૂછવું જ શું? ઓઢવા માટે એક સાડુ લુગડું

અને પાથરવામાં પણ તેમજ ! આખો દીવસ કામ કરેલું અને વધારામાં માર પડેલો: તેથી મારાથી રડતું બંધ જ થવાતું નહોતું. વળી ચાર વાગે ઉઠવાનું ! પેલી મારી જેઠાણી તો ઘસઘસાટ ઉંઘતી હતી. તે શું કરવા મારૂં રૂદન સાંભળે ? એ પિશાચણીએ જ મારી જીંદગી બગાડી છે——"

"એ ક્યાં છે તે મને બતાવ–એને સીધીદોર કરી નાંખું—એની જીંદગી પણ તારા જેવી જ કરૂં.........''

"ભાઈ, તું વચમાં બોલીશ તો પછી હું આગળ કહીશ નહી ! એક તો મને પહેલાંના દુઃખના દિવસો સાંભરી આવે છે તેમાં તું વચ્ચે બોલી વધારે દુઃખી કરે છે. એ મારૂં રૂદન સાંભળી મારા એક પાડોશીનો જીવ કકળી ઉઠયો. તે જ્ઞાતિએ વાણીઓ હતો. મુંબાઇમાં વેપાર કરતો હતો. પૈસે ટકે ઘણો સુખી હતો--લક્ષાધિપતિ કહેવાતો હતો. કાંઈ કામસર દેશ આવ્યો હતો. તેણે તેની બૈરીને મારી પાસે એની અગાશીમાંથી મોકલી. ધીમેથી અવાજ આવ્યો, 'બહેન. કેમ રડે છે? શું દુઃખ છે ?" આ અવાજ સાંભળી મને એમ થયું કે શ્રી પરમેશ્વરે--અંતર્યામીએ--મારૂં રૂદન સાંભળ્યું. અજવાળીઆં હતાં એટલે જરા દેખાતું હતું. પાછો અવાજ આવ્યો 'બહેન, ધીમેથી કાતરીઆની બારી ઉઘાડ. ધીમેથી ઉઘાડજે અને ધીમેથી બોલજે.' આ અવાજથી મને તો ભાન રહ્યું નહીં. સુભાગ્યે બારી ઉઘાડી હતી તે બાઇએ બારી ઉઘાડી અને અંદર આવી. તેણે મારે વાંસે હાથ ફેરવવા માંડયો અને પાછું મને રડવું આવ્યું. તેણે મને ઘણું આશ્વાસન આપ્યું અને ધીમેથી બોલવા સુચવ્યું જેથી કોઈ સાંભળે નહીં. તે વખતે મને તેરેક વર્ષ થયાં હશે. મને કશાનું કાંઇ ભાન નહોતું. જ્યારે મને એમણે ઘણી સમજાવી ત્યારે હું બોલી શકી. ટુંકાણમાં મે એમને બધી વાત કહી. તેમને દયા આવી. એમણે કહ્યું, 'અમારી સાથે મુંબાઈ આવીશ? તારી પાસે ફક્ત રસોઈ કરાવીશું. બીજું કાંઇ કામકાજ કરાવીશું નહીં. પહેરવાને કપડાં આપીશું અને પગાર પણ આપીશું. તને કોઈ જાતનું દુઃખ નહીં પડે--અમારી પુત્રીની માફક સાચવીશું. કોઈ પણ જાતનું નીચ કામ તારી પાસે કરાવીશુ નહી .........' વિગેરે કહી એમણે મને બહુ સમજાવી. હું તો બહુ અકળાઇ હતી તેથી હા કહી દીધી. તેમણે કહ્યું "થોડા દિવસ પછી અમે મુંબાઈ જનાર છીએ ત્યારે તમને સાથે લઇ જઈશું. આ વાત કોઇને કહેશો નહીં. થોડા દીવસ છે. મુંગેમુંગે સહન કરજો. અકળાશો નહી ! હવે મને તમારી માતા તરીકે જ ગણજો. મુંબાઈ આવશો ત્યારે આ બધું દુઃખ ભૂલી જશો. એમ કહી તે ગઇ. એના ગયા પછી વિચારમાં પડી. ઇશ્વરે કોઇને મોકલ્યો કે શું ? એ સ્વપ્ન કે સાચું એમ મને થયું. વિચારમાંને વિચારમાં ઉંઘ આવી ગઇ; પણ રોજના નિયમ પ્રમાણે ઉઠી. તે દીવસે પણ મારા જેઠાણીની જીભ રોજ પ્રમાણે ચાલતી હતી. તે બાઈએ

આશા આપી હતી, તેથી હુ સહન કરી શકી. એમ કરતાં થોડા દીવસ ગયા. એક તના તે બાઈ પાછી તેની અગાસીમાંથી કાતરીઆમાં આવી. બીજે દિવસે રાતના બાઇ જવાનુ' હતુ. તેણે એમ કહ્યું કે ગાડીનો વખત થશે ત્યારે મારા ઘરનાં બારણે એક ગાડી આવીને ઉભી રહેશે; એ ગાડી આવે ત્યારે ઘરમાં કાંઇ બહાનુ કહાડી બહાર જવુ અને શેરીના નાકે થોડી વાર ઉભા રહેવું. થોડી વારમા અમારી ગાડી આવશે તેમાં લઈ જઈશું' તેના કહેવ પ્રમાણે મેં કર્યું એમની ગાડીમાં બેસી સ્ટેશને ગઇ અને ત્યાંથી એમની સાથે મુબાઇ ગઈ. મુબાઈમાં તેઓ વાલકેશ્વરના રસ્તા ઉપર રહેતા હતા. હું રસોઈ કરતી હતી અને કોઇ જાતનું મને દુખ નહોતુ. તે બાઇ તેના કહેવા પ્રમાણે જ વર્તતી હતી તેનો પતિ પણ સારો માણસ હતો અને કોઇને સતાવતો નહોતો. મને ઘણી શાંતિ મળી અને હું મારું પહેલાંનુ દુઃખ ભુલી. શાંતિથી દીવસો જવા માંડયા. પાંચેક મહીના પછી તે બાઇએ ચોપાટી ઉપર મારી ના છતાં, તેમણે ઘણો આગ્રહ કર્યો અને કહ્યુ "જુઓ ઘરમાં અકળાઇ જશો. બપોરના ચાહ કરી જરા ચોપાટી ઉપર જઈ આવો. એકાદ કલાક બેસી, પાંચેક વાગે પાછાં આવવું. પાંચ વાગ્યે ઘણા માણસો ત્યાં આવે છે માટે તે પહેલાં પાછાં આવતા રહેવું. તે દિવસથી હું ચોપાટી ઉપર જવા માંડી. ચારથી પાંચ વાગ્યા સુધી હું ત્યાં બેસતી અને પાંચેક વાગે ઘેર જતી. અમારૂ ઘર પાસે હતું તેથી ફાવતુ હતું. ત્યાં ત્રણ ચાર મહીના સુધી ગઇ પણ મને અડચણ જણાઇ નહીં. પછી ચોમાસું આવ્યું તેથી જતી બંધ થઇ. દીવાળી પછી પાછા જવાનું શરૂ કર્યું. રોજના નિયમ પ્રમાણે ચાર વાગે જતી અને પાંચ વાગે પાછી ફરતી. ત્રણેક મહીના પછી એક યુવક આવીને મારા વાળી બેન્ચ ઉપર બેઠો. હાથમાં ચોપડીઓ હતી. તે વાંચવા માંડયો. પછી રોજ આવીને એવી રીતે બેસે અને એનુ લેસન કરતો હતો એમ લાગ્યું. હું જતી તો પણ એ બેસી રહે તો અને વાંચ્યા કરતો. મહીના સુધી એમ ચાલ્યું. બન્ને માંથી કાંઈ બોલતું નહી ! આવી રીતે મહીનો થઈ ગયો હશે. પછી એક દીવસ મેં પુછયું: તમે કોઇ નિશાળમાં ભણો છો ? તેણે હા કહી. પાછું તેણે વાંચવા માંડ્યું. હું પછી બોલી નહીં. તેના વાંચવામાં અડચણ થશે એમ ધારી હુ મુંગી રહી. બે ત્રણ દિવસ એમ ગયા હશે. પછી એ પોતાના બે મિત્રો સાથે આવ્યો. તે દિવસે એમની નિશાળમાં રજા હશે એમ લાગ્યું. તે દિવસે એ લોકો વિધવા વિવાહની વાત કરવા માંડયા. બે નવા આવનાર વિરૂદ્ધ હતા અને તે યુવક તરફેણમાં હતો. એમનો વાદવિવાદ મેં સાંભળ્યો. એ તો વાદવિવાદમાં એટલા ગરકાવ થઈ ગયા હતા કે આજુ બાજુ શું થાય છે તેની એમને ખબર નહોતી. રોજનો વખત થયો એટલે હું તો ગઇ. પણ તે તો વિવાદ કર્યા જ કરતા હતા. બીજે દિવસે હું ગઇ અને થોડી

વાર પછી તે યુવક પણ આવ્યો. એ તો વાંચતો હતો તો પણ મેં એમને વિધવા વિવાહ સંબંધી પુછ્યુ. લેસન મૂકી દઇ એ વાદવિવાદમાં ઉતર્યો. પહેલાં મેં એને પુછીને જાણી લીધું કે તે બી. એ. માં અભ્યાસ કરતો હતો. વીલ્સન કોલેજમાં હતો. દરેક વર્ષે તે ફર્સ્ટ ક્લાસમાં આવતો હતો અને તે વખતે પણ પહેલા વર્ગમાં પાસ થવાની ઇચ્છા ધરાવતો હતો. અમારા બન્નેનો ત્યાં આવીને બેસવાનો કાર્યક્રમ ચાલતો હતો. થોડા દિવસ પછી તેમણે મારી કારકીર્દી પુછી. મારી કથની કહી. તેને દયા આવી. તરત જ તેણે સવાલ કર્યો--'પુનર્લગ્ન કેમ કરતાં નથી ?' મેં કહ્યુ :"કહેવું સહેલ છે પણ કોઇ લગ્ન કરવા તૈયાર થાય નહીં. તમે કહો છો પણ જો તમને કોઇ વિધવાની સાથે લગ્ન કરવા કહે તો તમે જ ના કહો.' એ યુવક વિચારમાં પડયો. થોડા દીવસ પછી મને એ કહે: "જે હું બોલું છું તે કરી બતાવવાના ઈરાદાથી. હું વિધવા સાથે લગ્ન કરવા માંગું છું.' થોડી વાર પછી અચકાતાં એ બોલ્યો 'જો તમને વાંધો ન હોય તો હું તમારી સાથે પણ લગ્ન કરવા તૈયાર છું મેં કહ્યુ 'આ બધી વાત નકામી છે-કઇ થશે નહીં.' એણે વચન આપ્યું અને કહ્યું, 'આ માર્ચ માસ ચાલે છે, હમણાં મારી પરીક્ષા આવશે. પરીક્ષા પછી લગ્ન કરીશું.' "એણે પોતાનું નામ આપ્યું—"

"શું નામ બા ?" સતુએ વચ્ચે જ પલાળ્યું.

"જો, પાછો વચ્ચે બોલ્યો. તારૂં નામ શુ ?" "સત્યેન્દ્રરાવ"

"આખુ નામ ?"

"સત્યેન્દ્રરાવ ઉપેન્દ્રરાવ."

"ત્યારે તારા નામની સાથે જે બીજું નામ છે તે એમનું નામ."

"ત્યારે એ ક્યાં છે ? એમને કાગળ લખ ને-પેલા ડીપોટીને મારી મારી હાડકાં જ ખોખરાં કરી નખે !"

"ભાઇ, એ કયાં છે તે મને ખબર નથી."

"મને પત્તો બતાવ, હું શોધી કહાડું, અથવા પેલા ડીપોટીને જઇને કહી આવું કે મારા પિતા આવા મોટા માણસ છે."

"જોજે ભાઇ એવું કાંઇ તોફાન કરતો. નહિં તો મારે વહેલાં ઘેર જવું પડશે."

"બા ત્યારે તારાં લગ્ન ક્યારે થયાં ?"

"તુ વચ્ચે બોલ્યો તેથી હું અટકી. એમણે પોતાનું નામ આપ્યું. પોતાની ચોટી ઘણી હકીકત કહી. જ્ઞાતિએ બ્રાહ્મણ હતા —"

"આપણી જ ન્યાતના ?"

"ના, બીજી ન્યાતના બ્રાહ્મણ એમણે કહ્યુ. 'અત્યારની નોકરી હમણાં ચાલુ રાખવી પડશે. પરીક્ષા પછી હું વિલાયત જવાનો છું ત્યાંથી બેરીસ્ટર થઇ પાછો

આવીશ ત્યારે બોલાવીશ. લગ્ન પણ છાનું કરવું પડશે; કારણ જો હું જાહેર કરું તો મારા મા–બાપને ન્યાત બહાર મુકે અને મારા મા–બાપ મને ઘરમાંથી કહાડી મુકે. જો એમ થાય તો પછી મારાથી બેરીસ્ટર થવાય નહીં. થોડા દિવસ દુખે કહાડવા પડશે. પછી તમે એક બેરીસ્ટરની બૈરી બની મોટું માન મેળવશો.' હુ તો એમની વાતથી લોભાઇ ગઇ. ભવિષ્યમાં ઘણું માન મળશે અને સુખી થઇશુ એ વિચારે ખુશ થઈ ગઈ. શરૂઆતમાં હું વિધવા વિવાહની બિરૂધ્ધ હતી પણ જે દુઃખ મેં જોયું તે ઉપરથી એમ થયું કે મારા જેવી વિધવાએ પુનર્લગ્ન કરવું જોઇએ. પણ નશીબે ભુલાવી! હિંદુ સંસારમાં પુનર્લગ્ન સંભવે નહીં અને એનાથી સુખી થવાય નહીં એ ભાન ભુલી. હવે અનુભવે બધું જ્ઞાન કરાવ્યું. આપણા શાસ્ત્રોની શીખામણો પણ હું તે વખતે ભુલી ગઈ. પહેલાના વખતમાં પતિ પાછળ સ્ત્રીઓ સતિ થતી હતી તેમાં ખોટું નહોતું. વિધવા થઇ આવું દુઃખ સહન કરવું તેના કરતાં સતિ થવું સહસ્ત્ર દરજ્જે સારૂં. પણ જીવતાં બળી મરવું એ દ્રશ્ય વિચિત્ર છે તેથી વૈધવ્ય પાળવું પણ પુનર્લગ્ન કરતાં પહેલાં બહુ વિચાર કરવો જોઈએ છીએ.—"

"ત્યારે બા તેં કેમ હા કહી?"

"બાઇ તે વખત એવો હતો કે ગમે તેવો કોઈ શાણો માણસ પણ લોભાઇ જાય. છાનું લગ્ન કરવા પણ હા કહી! હું તો રોજ ચોપાટી જતી હતી. થોડા દિવસ પછી તે આવ્યા અને કહ્યું, 'આપણા લગ્ન આજથી ચોથે દિવસે વીલેપારલેમાં થવાનાં છે. વિધવા વિવાહના હિમાયતી ગોર મહારાજ આવશે અને લગ્ન કરાવી આપશે. હું તમારે માટે થોડા કપડાં લાવીશ. લગ્નની યાદમાં એક ઉત્તમ સાડી અને બદન લાવીશ. એ પહેરશો ત્યારે તમે એવાં સુંદર લાગશો! આજથી ચોથે દહાડે તમે અહીં વહેલાં આવજો. કાંઇ બહાનું કહાડજો. અહીંથી બે વાગે મોટરમાં આપણે વીલેપારલે જઈશું. ત્યાં સાંજના લગ્ન કરી પાછાં આવીશું. બને તો તે દિવસની રજા લેજો. રાતના પારલામાં જ રહીશું અને બીજે દીવસે, અહીં આવીશું. તે દીવસની રજા જ લેજો, આ પ્રમાણે કહી એ ગયા અને હું વિચારમાં પડી. શી રીતે રજા લેવી?–શું કરવું? પુનર્લગ્ન કરવું? કંઇ રસ્તો સુઝ્યો નહીં. પછી એમ થયું કે જે થતું હશે તે સારાને માટે જ. પુનર્લગ્ન કરવું એવા નિશ્ચય ઉપર આવી. પરણતી વખતે લગ્ન શું તે મને ખબર નહોતી. સાસરે ગઇ હતી પણ સાસરું શું અને પતિ સુખ શું તે મને ખબર નહોતી. ઘેર જઇ પાછો વિચાર કર્યો. બધી બાબતો તપાસતાં પુનર્લગ્નના વિચાર ઉપર આવી. હવે રજાની યુક્તિ શોધવાની હતી.

વિચાર કરતાં લગ્નનો આગલો દિવસ આવી પહોંચ્યો. સાંજના ચોપાટીથી આવ્યા પછી મેં મારી શેઠાણીને કહ્યું, બાઇ, મારાં જેઠ જેઠાણી આવ્યાં છે. સાંટાક્રુઝ ઉતર્યાં છે. મને મળવાનું મન થયું છે, જાઉં ? ' મારી શેઠાણીએ કહ્યું, ' જવું હોય તો જાઓ. પણ પાછા પંઝામાં સપડાશો નહીં.' મેં કહ્યું 'ના, સપડાઇશ નહીં. વખતે રાત રાખશે તો રહીશ અને કાલે સાંજનાં પાછી આવીશ. એ બહાને મને રજા મળી. મારી તે વખતની શેઠાણીના શબ્દો હજી યાદ આવે છે. મારી જેઠાણીના પંઝામાં સપડાઇ નહીં પણ બીજાના પંઝામાં સપડાઈ. રજા મળી તેથી ખુશ થઈ લગ્ન થશે અને પછી નોકરીમાંથી મુકત થઇ ઘર માંડી ગૃહસસારનો લહાવો લેવાશે તે વિચારે આનંદમાં મહાલવા માંડી. બીજે દીવસે હું તો વહેલી ઉઠી. મારી શેઠાણીને નવાઈ લાગી કે આટલો બધો આનંદ શેનો? જેઠાણીએ આટલુ દુઃખ દીધુ તે છતાં તેને મળવા માટે આટલો આનંદ અને આટલી ઉત્સુકતા ? સગપણ એવી ચીજ છે એમ માની એણે મન વાળ્યું. બે વાગે નિર્ણિત સ્થળે ગઇ. મોટર ઉભેલી હતી જ. જેમ શેઠાણી હકથી મોટરમાં ચડે તેમ હું તો તે મોટરમાં દાખલ થઇ ગઇ. ચારે બાજુ જોયુ. કોઈ નહોતું. મને શંકા હતી કે શેઠાણી કોઈને તપાસવા મોકલશે, પણ સારે નશીબે ( ? ) કોઇ નહોતું. પારલે ગયાં. ત્યાં થોડા મિત્રો હતા. ગોર મહારાજ હતા. સંન્યાસીના જેવો સાધારણ વેષ હતો. પણ મનમાં આવ્યું કે આ તો વિધવા વિવાહ છે તેથી સાધારણ ગોર આવે નહીં. એને માટે જુદા ગોર હશે. લગ્ન થઈ ગયાં. જે રીતિથી લગ્ન થાય છે તેજ રીતિથી લગ્ન થયાં. પેલા યુવક અને હું લગ્નગ્રંથીથી જોડાયાં. રાત ત્યાં જ ગાળી. તેજ દિવસે રતિસુખ શું તે જાણ્યું—અને તેનું ફળ તે તું છે. ”

“બા, રડ નહીં. ધીરજ ધર, હું થોડું ઘણું સમજ્યો છું. હવે એ ઉપેન્દ્રરાવને આપણે શોધી કહાડીશું. આપણને ઘરમાં રાખવા કહીશું. નહિ તો એનો ફજેતો કરીશુ. હવે તારી વાત પુરી કર. હું એક ચિત્તે સાંભળું છું. હું સાત વર્ષનો બાળ છું. ફીકર નહીં કર--હું છું--બધાંને પુરો પડીશ. સાંત થા અને પુરૂં કર. ” સતુએ સમજાવતાં--દીલાસો આપતાં--કહ્યું.

“ ભાઇ તુ છોકરૂં શું કરીશ ? ઠીક, હવે આટલી વાત કહી છે તો અધુરી નહીં રાખું. ”

“ પારલાથી બીજે દિવસે હું તો શેઠાણીને ઘેર ગઇ. મારા મનમાં આનંદ માતો નહોતો. પરણી તો ખરી--પણ ચાંલ્લો કેમ થાય તે સવાલ થયો. બધાં જાણતાં હતાં કે હું વિધવા છું--પુનર્લગ્નની કોઇને ખબર નહોતી--વળી બંગડીઓ કેમ પહેરાય અને

ચાંલ્લો કેમ થાય ? સૌભાગ્યનાં ચિન્હો કેમ ધરાય ? એ વિચાર તો પ્રથમ તે જ ઘડીએ આવ્યો; અને લગ્ન થયા પછી તે ચિન્હો સિવાય કેમ રહેવાય ! મેં તો ઝીણી ચાંલ્લી કરવા માંડી. કોઇનું ધ્યાન ખેંચાયું નહીં. પછી હાથની બંગડી ઉપર સોનાનું પતરૂં ચઢાવડાવ્યું--અને ખીલી પશીઆરાની બંગડી બનાવડાવી તે પહેરવા માંડી. તેથી બંગડી પહેરાય--સૌભાગ્યનું ચિન્હ ધારણ કરાય--અને કોઈને ખબર પડે નહીં ! આ બધું તે સુવંકે જ કરી આપ્યું અને તેણે જ યુક્તિ બતાવી હતી. તે હોંશીયાર તો ખરા ! તેની જ હોંશીઆરી તારામાં આવી છે--નહિ તો સાત વર્ષના બાળમાં આટલી અક્કલ અને હોંશી આરી ક્યાંથી ? હજી મને એ ચિત્ર અત્યારે મારી દ્રષ્ટિ આગળ ખડું થાય છે. હાય, એમણે મને કેમ ત્યજી ? તે વખતે તો ભારે હિંમત દર્શાવી હતી. વાતો પણ મોટી કરતા હતા અને હવે શું થયું ? શું મરણ તો નહીં પામ્યા હોય ?......"

"બા, આ તો આડી વાતે ઉતરી પડી."

"હા, ભાઈ મારૂં હૃદય ભરાઇ આવ્યું. એવી રીતે અમે થોડા દિવસ મળ્યા કર્યું. પછી એક દિવસ કહે 'માંરૂ પરિણામ જણાયું. હવે મારે વિલાયત જવું પડશે. અને આપણે આવી રીતે પણ મળી શકીશું નહિં. વિલાયતથી હું તને પત્ર લખતો રહીશ." મેં કહ્યું, 'ઠીક છે, તમારૂં શીરનામું આપો તો હું પણ પત્ર લખીશ." તરત જ તેણે કહ્યું, 'હમણાં મારા શીરનામાનું નક્કી નથી. ત્યાં જઇ મોકલી આપીશ.' મારે માનવું પડયું. તે વખતે મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે, એ બધું જુઠાણું હશે. હવે એમનો પત્તો જ મળતો નથી. એમણે એમના વતનનો પત્તો આપ્યો નહોતો અને મેં મૂર્ખીએ પૂછ્યો પણ નહોતો. ક્યાં તપાસ કરવી ? રોજ છાપાં વાંચું છું પણ એમનું નામ જણાતું નથી. વિલાયતના ઉતારૂઓમાં પણ એમનું નામ દેખાતું નથી. બે ત્રણ વાર બેરીસ્ટરના પરિણામ આવી ગયાં પણ એમનું નામ નહીં !"

"જ્યારે એ વિલાયત ગયા ત્યારે તને કહ્યું હતું કે પરીણામ જણાયું તે શેનું ?"

"તે તો બી. એ. નું."

"ત્યારે તે પરિણામમાં જો-એમનું નામ મળી આવશે. તેના ઉપરથી આપણે તપાસ કરીશું." સતુએ કહ્યું.

"ભાઇ તું બહુ જ ડાહ્યો અને હોંશીઆર છે. આટલો સાત વર્ષનો છે તો પણ કેટલી બધી અક્કલ ? એ પણ આટલા જ હોંશીઆર હતા. તેનો સ્વભાવ તારામાં છે. હું તને જોઈને મન વાળું છું. પરિણામમાં જણાવેલાં નામો પણ મેં જોયાં હતાં. પણ એમાં એ નામ દેખાતું નહોતું. મને એમ લાગે છે કે એ નામ પણ ખોટું આપ્યું હશે. બીજે દિવસે બધા પેપરોમાં આવાં લગ્નની ખબર આવે તો પકડાય નહીં એમ ધારી તે વખતે પણ ખોટું નામ આપ્યું હશે."

" તે શેઠાણીના વરને પણ કાંઇ ખાસ જાણ્યું નહીં એ વિલાયત ગયા એ ખિન્નતા રહેતી હતી. શેઠાણી ઘણી ભલી ! એ મને પોતાની પુત્રી સમી રાખતી હતી. પરંતુ જેમ વખત ગયો તેમ ગર્ભવતીના બાહ્ય ચિન્હો પ્રાદુર્ભૂત થવા માંડ્યા. શેઠાણીની દ્રષ્ટિ પ્રથમ ખેંચાઈ. મને પૂછ્યું પણ મેં જરા ઉડાઉ જવાબ આપ્યો; પણ તે કેટલા દિવસ ગુપ્ત રહે ? છેવટે બધી વાત અથથી તે ઇતિ સુધી કહી સંભળાવી. શેઠાણીએ ખરૂં માન્યું નહીં. કોણ માને ? સાંટાફુઝની વાત યાદ હતી પણ લગ્નની વાત માની નહી ! એમણે કહ્યુ, ' વિલાયત જાય એવો સારો અને ખાનદાન યુવક એક વિધવાને પરણે ? ભલે તું પહેલાં ખાનદાનની છોકરી હોય પણ હાલમાં તો રસોઈયણ ? તને કોણ પરણે ? કોઇ મવાલી પરણે ! ક્યાં તો તું જુઠું બોલે છે અથવા કોઈ મવાલી તને બનાવી ગયો ! ગમે તેમ હોય પણ મારાથી તને હવે ઘરમાં રખાય નહી ! મારા ઘરની આબરૂ જાય. તું બાળવિધવા અને અત્યારે તારી પંદર–સોળ વર્ષની ઉમ્મર ! હવે બે દિવસમાં તારે તારો રસ્તો શોધી લેવો. શેઠને ખબર પડે તે પહેલાં આ ઘર છોડવું.'

' હું તો ખૂબ રડી. બીજું શું કરૂં ? શેઠાણીનો વાંક કઢાય એમ નહોતું. મારે એમને પ્રથમથી બધી વાત કરવી હતી. તે બધો પત્તો મેળવ્યા પછી લગ્ન પણ કરાવી આપત; પણ ભવિષ્યે ભૂલાવી ! ફરીથી શેઠાણીને વિનવી. તેને દયા આવી. વનિતા વિશ્રામમાં મારે માટે ખાનગી રીતે ગોઠવણ કરી. અને પછી મને ત્યાં જવા કહ્યું. તે શેઠાણીનો ઉપકાર નહીં ભૂલું.

" ત્યાંથી હું વનિતા વિશ્રમમાં ગઈ. ત્યાં તારો જન્મ થયો. તે સંસ્થાના પાલકોએ મને વધુ ભણાવી. થોડો સંસ્કૃત અને અંગ્રેજીનો અભ્યાસ કરાવ્યો. જ્યારે તું બે વર્ષનો થયો અને મારો સાધારણ અભ્યાસ પૂરો થયો ત્યારે એમણે નોકરી શોધી લેવા સૂચવ્યું. ' એમનો શો વાંક ? એટલા દિવસ એમણે મને પાળી તે જ તેમનો મોટો ઉપકાર ! મહા મહેનત પછી આ મહેતીની જગ્યા મળી. વનિતા વિશ્રામમાં કરેલા અભ્યાસને લીધે મારૂં શિક્ષણ વખણાય છે. તેમાં વળી હું બાળક અને જરા રૂપાળી તેથી પેલો ડીપોટી હેરાન કરવા માંગે છે. ટુંકાણમાં આ મારી કથની છે. ભાઈ તું હવે મને શી મદદ કરીશ ? તેં જીદ કરી ન હોત તો સારૂં. હવે તો તને પણ આ વૃત્તાંત સાલશે અને ખિન્નતા રહેશે. અજ્ઞાનતા ઠીક છે. તે બધાનું ઢાંકણ છે. અત્યાર સુધી તારા પિતા———"

" બા, એમ શું બોલે છે ? આ વાતની કાંઇ ખબર પડયા વગર રહેત નહીં. જેમ જેમ હું મોટો થાત તેમ તેમ લોકો મને મ્હેંણા મારી સતાવત ! હવે એ વાત જાણી તેથી જવાબ આપવાની સમજ પડશે. બા, પણ મારે મારા પિતા શોધી કહાડવા

જોઇએ. મારૂં મન સાક્ષી પૂરે છે કે તે હયાત છે. બેરીસ્ટર થઈ આવેલા છે. બેરીસ્ટરો તો મુંબાઇ-કલકત્તા એવા મોટા શહેરોમાં વસે. આપણ મુંબાઇ જઇએ તો ભાળ મળે. આપણે મુંબાઇ જઇએ ?"

"ભાઇ, એ વાત સાચી છે. પણ મુંબાઈ જઈ શું કરશુ ? કયાં રહેવું ? કેવી રીતે આપણું ભરણ પોષણ કરવુ ?"

"એ વાત મને ધ્યાનમાં રહી નહીં. કહે છે કે, મુંબાઈમાં રહેવાની જગ્યા જ મળતી નથી. બહાર રમવા જાઉં છું ત્યારે બધા છોકરાને જાત જાતનું પૂછું છું. તેથી મને ઘણું જાણવાનું મળે છે. એક રમુભાઇ કરીને છે તે કહેતા હતા કે મુંબાઇમાં રોટલો મળે પણ ઓટલો ન મળે. એનો અર્થ બરોબર સમજ્યો નહીં. પછી તેમણે મને સમજાવ્યું. બા, એ વાત તો ખરી ! ત્યારે તું આ નોકરી છોડી દે અને ત્યાં નોકરી લે. પછી આપણે ચલાવી લઇશું. એટલામાં મારા પિતાજી મળી આવશે અને આપણે સુખી થઇશું."

"આ વાત કહેવી સહેલી છે. અહીંઆ આપણને ડીપોટી હેરાન કરે છે તો મુંબાઇનો શો ભરોસો ? અહીં તો થોડું ઘણું ઓળખાણ થયું છે અને ત્યાં પહેલે પગથીએથી શરૂઆત કરવી પડે. અહીં જ રહી તપાસ કરવી પડશે."

"બા, જ્યાં સુધી મારા પિતાજીની શોધ નહીં થાય, અને જ્યાં સુધી તે પાછા આપણને ઘરમાં નહીં રાખે ત્યાં સુધી હું સાહેબનો પોશાક પહેરીશ નહીં માથે સાહેબ લોકોની ટોપી નહીં પહેરૂં-આ મારી બાધા ! બસ એમને શોધી કહાડવા જ ! પણ બા, તું કહે છે કે, તે ભણેલ હતા હોંશીઆર હતા, પછી વિધવાને પરણવા કેમ તૈયાર થઈ ગયા ?"

"ભાઈ, કેટલાક યુવકોને પ્રથમ વિચારે જ ધૂન આવી જાય છે-જેને તેં પણ ધૂનમાં જ બાધા લઇ લીધી ! બાધાનો અર્થ જાણે છે ?"

"પણ બા, હવે રાત જાય છે. કાલે તો પેલા ડીપોટીને જવાબ આપવાનો છે, તેનો વિચાર કરવો જોઇએ. બા, મેં તો વિચાર કર્યો છે. કાલે હું તારી સાથે નિશાળે આવીશ. તારી નિશાળમાં દાખલ થઈશ. જો એ ડીપોટી તને હેરાન કરે તો પછી હું એને બતાવીશ."

ઉપરના સંવાદ પછી મા-દીકરાએ થોડું ભોજન કરી લીધુ. ત્યાર પછી મુંગા યંત્રવત કામ કરતા હતાં વિચારમાં બન્ને ઉંઘી ગયા. નિદ્રા દેવીએ પણ સારૂં આશ્વાસન આપ્યું.

સવારમાં ઉઠયા પછી કુસુમને કાંઈ વિચિત્ર જાતની શરમ આવવા માંડી. કાલે રાતે જ્યારે બચી કપની કહી ત્યારે આવેશમા બધું બોલી નાંખ્યું. પણ બીજી સવારમાં વિચાર કરતાં એને શરમે ઘેરી. પોતાના પુત્રને પણ મુખ બતાવતાં શરમ

આવતી. નીચા મુખે કામ કર્યું-મુખમાંથી એક શબ્દ પણ એનાથી નીકળ્યો નહીં. હિંદુ પુત્રીઓમાં જેટલી શરમ હશે તેટલી બીજીનામાં હશે ? સતુ પણ કાંઇ બોલતો નહોતો. એના મનમાં વિચિત્ર વિચાર આવતા હતા. અને મુખ ઉપર જાત જાતનાં આવરણો આવતાં અને જતાં દેખાતાં હતાં. તે પણ તેની માતા કુસુમની માફક બોલતો નહોતો.

એજ સ્થિતિમાં કુસુમે રસોઈ કરી-બન્ને જણ જમ્યાં. શાળાનો વખત થયો ત્યારે કુસુમ તૈયાર થઈ. સતુ પણ સાથે તૈયાર થઇ ગયો. ઘરમાં એક સ્લેટ હતી તે બગલમાં મારી લીધી.

" બા, મને એક વિચાર આવ્યો. તારા પિતાજીએ શું નામ પાડેલું ? "

" નામ તો ફોઈ પાડે. "

" ત્યારે તારી ફોઇએ શું નામ પાડેલું ? "

" ગંગા. "

" હં; મને શંકા હતી જ. પેલા રસુભાઇ જ મને એક દિવસ કહેતા હતા કે હવેના વખતમાં સાસરેથી નામ બદલાય છે. આ નામ મારા પિતાજીએ પાડેલું હશે ? મારા પિતાજી ચોક્કસ હયાત છે. તે બેરીસ્ટર પણ થયા જ છે. અને હવે મોટા માણસ થઈ ગયા છે એની મને ખાત્રી થાય છે. બા, ચાલ પેલા છોકરાઓ તો નિશાળે ગયા. આપણે મોડા થઈ જઈશું. "

પાછા બન્ને મુંગા થઈ ગયાં અને યંત્રવત નિશાળ તરફ ચાલ્યાં.

શાળાના હેડમાસ્તરને વાત કરી સતુને દાખલ કરાવ્યો. તેને એકડીઆમાં બેસવા કહ્યું પણ સતુએ જક લીધી. " આજનો દિવસ મારી માતા સાથે બેસવા દો. જે ક્લાસમાં એ ભણાવતી હશે તે ક્લાસમાં હું ગુપચુપ બેસીશ. તોફાન નહીં કરું. આવતી કાલથી પછી આપ કહેશો ત્યાં બેસીશ. "

હેડ માસ્તર સારો માણસ હતો. સતુની રીતભાતથી તથા તેના બોલવાની છટાથી ખુશ થયો. હા કહી.

ઘંટ થતાં, મા દીકરો સાથે ક્લાસમાં ગયાં. સતુને એક ખુણામાં બેસાડ્યો અને વર્ગનું કામકાજ ચાલવા માંડ્યું.

સતુનું ચિત્ત બીજે જ ભટકતું હતું એમ લાગતું હતું.

ચાર પાંચ જાતનાં લેસન ચાલી ગયાં. સતુ કોઈની રાહ જોતો હતો પણ કોઈ આવ્યું નહીં.

એટલામાં હેડમાસ્તર બીજા એક ગૃહસ્થને લઇને તે વર્ગમાં આવ્યા.

તે ક્લાસમાં આવ્યા કે તરત જ સતુથી ઘાંટો પાડી બોલી દેવાયું, " બા, આજ પેલા ડીપોટી કે ? તને સતાવે છે તે જ ડીપોટી કે ? કહી દે આ મોટા સાહેબને કે એ ખરાબ માણસ છે અને સતાવે છે. "

હેડમાસ્તર તો આભો જ બની ગયો. ડેપ્યુટી ઈન્સ્પેક્ટર સારો ગૃહસ્થ કહેવાતો હતો. એના પ્રત્યે બધા માનની લાગણી ધરાવતા હતા. હેડમાસ્તરને કાંઇ સમજ પડી નહીં.

ડેપ્યુટી ઇન્સ્પેક્ટરની અને કુસુમની દ્રષ્ટિ મળી. કુસુમને બીક લાગી. ડેપ્યુટી ઈન્સ્પેક્ટર વાત સમજી ગયો. તેણે ક્ષણ સાચવવા પ્રયત્ન કર્યો.

" ભાઈ, તારૂં નામ ? "

" મારૂં નામ સત્યેન્દ્રરાવ ઉપેન્દ્રરાવ, સાહેબ. "

" તું શું કહેતો હતો ? "

" સાહેબ, હું મારી બાને કહેતો હતો કે જે ડીપોટી તને સતાવે છે તે આજ કે ? આ અમારા મોટા માસ્તર સાહેબને ફરીઆદ કરવાનું કહેતો હતો. "

" તેં કેવી રીતે જાણ્યું કે હું ડીપોટી છું "

" મોટા માસ્તર તમને લઇને આવ્યા તે ઉપરથી મેં જાણ્યું કે તમે ડીપોટી હશો."

" ભાઈ, હું ડીપોટી છું; પણ તારી બાની ફરીઆદ મારી સામે નહીં હોય ! પૂછી જો તારી બાને. "

સતુએ તેની માતા પ્રત્યે જોયું. કુસુમે ડોકું ધુણાવ્યું. સતુ કાંઈ સમજ્યો. બન્ને મુગાં રહ્યાં. સતુ એની જગ્યાએ જઇને બેસી ગયો.

ડીપ્યુટી ઈન્સ્પેક્ટર પણ વધુ બોલ્યો નહીં. તપાસણીને અંગે બેચાર સવાલ પૂછીને ચાલ્યો ગયો. જાણે કાંઈ જ બન્યું નથી એ દેખાવ ધારણ કર્યો !

" કેમ બા, તારા ડેપોટીને ઠેકાણે લાવી દીધો કે નહી ? "

" ભાઈ, એ તો હજી હવે જોવાનું છે. "

" અરે, હવે નામ ન દે. એ તો સમજી ગયો કે 'હું છું'–તું એકલી નથી તું જ કહેતી હતી ને એકલાંને જ સતાવે છે. "

" શું સાત વર્ષનું બાળ છે ! " કુસુમ મનમાં બબડી.



[ ૬ ]

# જેલ જાત્રાને પંથે



મ આ, પેલો ટીપોટી હવે સતાવે છે કે ? મેં તને કહ્યું, હતું ને કે મને નીશાળે લઈ જા; હું આવીશ તો કોઈ સતાવશે નહીં."

"ભાઈ, તું કહે છે તે અત્યારે તો ખરૂં લાગે છે, પણ આપણા નસીબમાં શું દુઃખ લખ્યું હશે તે સમજાતું નથી. અત્યારે તો તે ટીપોટી સતાવતો બંધ થયો છે પણ તું તે ટીપોટીને ઓળખતો નથી. એ વેર વાળ્યા સિવાય રહેશે નહીં. બધા વચ્ચે તેં એને ફચાકો પાડી દીધો ! જરા છોકરવાદી થઈ પણ તેમાં તારો શો વાંક ? થનાર વસ્તુ થયા કરે છે–કોઈ મિથ્યા કરતું નથી."

"બા, તું તો આવું જ રડ્યા કરે છે. આવી વહેમી કેમ છે ? દુઃખ સિવાય બીજું કાંઈ જોતી જ નથી ! મેં તો છોકરવાદ વેડા કર્યા પણ પરિણામ તો અત્યારે જોવું ? વખત પ્રમાણે વર્તવું !"

"અત્યારે તું છોકરૂં છે તેથી આમ જ બોલે. નાનપણમાં હું પણ આવો જ વિચાર કરતી–પણ તેનું પરિણામ જોયું ? કેટલું દુઃખ પડે છે ? ભાઈ તું ડાહ્યો છે. અત્યારે પણ તારી ઉમરના પ્રમાણમાં દીર્ઘદૃષ્ટિથી વિચાર કરે છે. જરા ઉતાવળીઓ થાય છે. તેમાં તારો વાંક નથી.–ઉમરનો વાંક છે. મને ખાત્રી થાય છે કે થોડાં વર્ષ વીત્યે મોટા મનુષ્યમાં તારી ગણત્રી થશે." આટલું બોલતે બોલતે તેનાથી રડી પડાયું.

"બા, તું કેમ રડે છે ? મારાથી સહન થતું નથી. બા, હું તારૂં દુઃખ ટાળીશ. તું ધીરજ ધર–મને જરા મોટો થવા દે."

"ભાઈ તું ઘણો ડાહ્યો છે. આટલી નાની ઉમરમાં આ ડહાપણ જોઈ મને પૂર્વનો સમય સાંભરી આવે છે. તારામાં બરોબર પ્રતિબિંબ છે. પરંતુ તને એટલું જ કહેવાનું છે કે મોટો થઈને કોઈની જીંદગી બગાડીશ નહીં."

"બા, એ શું બોલે છે ? હું તો ઘણાની જીંદગી સુધારીશ."

"ઠીક, ચાલો મોડું થાય છે. શાળાનો વખત થવા આવ્યો. તેં બધું લેસન તો કર્યું છે ને? ચાલ ત્યારે સ્નાન કરી લે–જમવા વખત થઇ ગયો છે. તો ભાઇ, આજ સંભાળજે. મુંબાઇમાં ટીળક મહારાજને સિક્ષા કર્યાના સમાચાર આજે આવશે. કોઈ જગ્યાએ તોફાન હોય અથવા ટોળું ભરાયું હોય તો ત્યાં જઇશ નહીં."

"બા, ટીળક મહારાજ કોણ છે? એને શિક્ષા કર્યાના સમાચાર આવે તો તેથી અહીં શું કરવા તોફાન થાય?"

"ધીમે બોલ, કોઇ સાંભળશે તો તને હેરાન કરશે. એમ કહેવાય છે કે તે રાજવિરોધી છે."

"રાજવિરોધી એટલે શું?"

"હવે એ વાત રહેવા દે. જરા વિચાર કરીશ એટલે સમજાશે."

આ વાત આટલેથી પડતી મૂકી, સતુ સ્નાન માટે ઉઠયો. ત્યાર પછી બન્ને જણે જમી લીધું. નિશાળે જવા નીકળ્યો. રસ્તામાં નાનાં નાનાં ટોળાં દેખાતાં હતાં.

"જોજે હોં, સંભાળજે. મેં કહ્યું છે તે ધ્યાનમાં રાખજે." પાછો ધીમો અવાજ સતુના કાનમાં આવ્યો. સતુએ અર્થસૂચક દ્રષ્ટિએ જ પ્રત્યુત્તર આપ્યો. હવે સતુ પોતાના વર્ગમાં બેસતો હતો તેથી તે પોતાના વર્ગમાં જઇ બેઠો અને તેની માતા તેના વર્ગમાં ગઇ.

બપોરની રજા પડી. સતુ બહાર નીકળ્યો. પોતાના સ્વભાવને માફક આવે એવા થોડા મિત્રો સતુએ બનાવ્યા હતા. નિશાળથી થોડે દુર રમતા હતા. એટલામાં એક મોટું ટોળું એમના તરફ દોડતું આવ્યું

"અરે નટુ, આ શું છે તે ખબર છે? ટીળક મહારાજને કેદમાં નાંખ્યા તેનું આ બધું તોફાન!"

સતુ પોતાના મિત્રને સમજાવતો હતો. એટલામાં તે ટોળું નજીક આવ્યું. તે ટોળામાંથી 'ટીળક મહારાજની જય' એમ નાદ આવ્યો. સતુ અને તેના મિત્ર નટુ વિગેરેએ એ નાદ ઝીલ્યો. કોઇએ સતુનો હાથ જોરથી પકડયો. આ દ્રષ્ય કોઈ વ્યકિતએ જોયું. તેના મુખ ઉપર આનંદદર્પક રેખાઓ ચિત્રાઇ. તે વ્યકિત હાથ પકડનારના કાનમાં કંઇ ગણગણી. સતુ બંધન મુકત થયો. તે જ વખતે નિશાળમાં સંજ્ઞા થઇ અને નિશાળીઆ દોડી ગયા.

નિયમ પ્રમાણે નિશાળમાંથી નિસરી સતુ અને તેની માતા ઘેર ગયાં.

"ભાઇ, હું તને ગઇ કાલે કહેતી હતી તે પ્રમાણે ગામમાં હુલ્લડ થયું. કહે છે કે ૨૦૦ માણસને પકડયાં છે અને કેસ ચલાવવાના છે........"

"બા, કેસ ચલાવવો એટલું શું ?"

"તું તો મારી વાત સાંભળતો જ નથી અને વચ્ચે બોલી ઉઠે છે. તને એક કહેવતની ખબર છે કે વગર બોલાવ્યે બોલે તે તણખલાની તોલે ! ?"

"હવે વચ્ચે નહીં બોલું. મને સમજ પડે નહિં તો પૂછું નહીં ?"

"ના, પહેલી વાત સાંભળવી; પછી પ્રશ્ન પૂછવો. બિચારા ઘણા લોકો જેલમાં જશે."

ઉપર પ્રમાણેની વાત બીજે દિવસે માતા અને પુત્ર વચ્ચે જમતી વખત થતી હતી. સતુ વિચારમાં પડયો. માતાનું ધ્યાન ખેંચાયું નહીં. નિયમ પ્રમાણે બન્ને નિશાળે ગયાં અને સાંજે પાછાં આવ્યાં.

"બા, કાલે નિશાળમાં છોકરાઓ વાત કરતા હતા કે જે માણસને પકડયાં છે તેના ઉપર કામ ચલાવવા એક ખાસ ન્યાયાધિશની નીમણોક થઇ છે. કહે છે કે તે ન્યાયાધિશ એક અંગ્રેજ યુવતિને પરણ્યો છે. લોકોને આવા ન્યાયાધીશમાં શ્રધ્ધા નથી."

"એવા યુવકમાં કેમ શ્રદ્ધા રહે? આપણા કેટલાક યુવકો વિલાયત જઈ, બહારના આડંબરથી અંજાઇ જઇ, ત્યાંની કોઈ ગમે તેવી રખડતી યુવતિને પરણી લાવે. રૂપ હોય માટે ગુણ હોય ?........"

"બા, એક દિવસ તું કહેતી હતી કે તને જોઇને પણ એમ થયું હતું. તેં ઘણા દિવસ ઉપર મને એ પ્રમાણે વાત કરી હતી ......"

"ભાઇ, આપણી વાત શું કરવા આ સાથે ભેળવે છે?"

"મારી ભુલ થઈ; હવે હું મારા પિતાજીને શોધી કહાડીશ નહીં ત્યાં સુધી એ વાત સંભારીશ નહીં......"

"સતુ અહીં રહે છે કે?" બહારથી કોઈનો અવાજ આવ્યો.

મા દીકરાના પેટમાં તેલ રેડાયું, પરંતુ સતુ સ્વસ્થતા મેળવી બહાર ગયો. મનની સ્થિતિ બહાર દાખવ્યાં સિવાય પૂછ્યું, "કોનું કામ છે ?"

"સતુ કરીને એક છોકરો ક્યાં રહે છે ?"

"આટલીએ ખબર પડતી નથી? જેની સાથે તમે વાત કરો છો તે જ સતુ !"

આ સાંભળીને આવનાર મનુષ્યને આઘાત થયો. આટલા નાના બાળથી મહાત્ થયો હોય એમ લાગ્યુ. એ આઘાતને અંગે થયેલા ધ્રુજારાને દબાવવા તે મનુષ્યે સતુનો હાથ પકડયો.

"મારો હાથ છોડો" સતુએ નમ્રતાથી પણ દ્રઢતાથી કહ્યું.

"ચાલ ચાલ, હવે કોરટમાં ચાલ."

"કેના હુકમથી કોરટમાં લઈ જવા માંગો છો?" વિનયનો ભંગ નહી કરતાં આદેશ માંગ્યો.

"કેમ, કાંઈ બહુ રોફ મારે છે? ચાલને, નહીં તો ઘસડવો પડશે બહુ બોલીશ તો હાથમાં ઝાંઝરીઆ નાંખીશ."

"રોફ તો તમે મારો છો. કોનો હુકમ છે તે કહો. પછી આવીશ. ઝાંઝરીઆ નાંખવાની તસ્દી લેશો નહીં અને લેશો તો હેરાન થશો."

"ત્યારે તું રાજનો વેરી ચોકકસ છે."

આ વાદવિવાદ સાંભળી, સતુની માતા ડરી ગઈ! તેનાથી બહાર અવાયું જ નહી. સતુના શાણપણ ઉપર અને ઇશ્વરી સત્તા ઉપર શ્રદ્ધા રાખી, અંદર જ રહી.!

બાળાનું શું ચાલે? આવનાર મનુષ્ય પોલીસનો સીપાઈ હતો તે સમજાયું જ હશે. તે પામરે પોતાની સખ્તાઇ (?) બતાવી. સતુએ પણ પોતાનું શાણપણ વાપર્યું. મુખ ઉપર જરા પણ ખિન્નતા દાખવ્યા શિવાય, દઢ ચાલે તેની સાથે ગયો.

કોરટમાં પગ મુકયો કે તરત જ તેના નામનો પોકાર થયો.

એક ન્યાયાધિશ ન્યાયાસને બિરાજેલો હતો. બાજુ પર તેનો શિરસ્તેદાર બેઠેલો હતો. સામે વકીલો ગોઠવાઇ ગયા હતા, લોકનો સમુદાય પણ પુષ્કળ હતો.

સતુને એક પાંજરામાં ઉભો કરવામાં આવ્યો.

"સાહેબ, મને આ પાંજરામાં કેમ પૂરવામાં આવ્યો છે? સાહેબ, સિંહને પંજરામાં પૂરાય–મને શું કરવા પૂર્યો છે?"

"થોડી વારમાં તમને સમજણ પડશે તમારા વકીલ અહીં હાજર છે-તેમને કહો"

"સાહેબ, મારે વકીલ કેવો? મને કાંઇ સમજ પડતી નથી. મારી સામે કાવત્રું રચાયું છે એમ લાગે છે--સાહેબ તપાસ કરો."

ન્યાયાધિશ, બધા વકીલો અને લોકનો આખો સમુદાય એ બાળન્સમુ જોઈ રહ્યા. એના વચનો સાંભળી બધા સ્તબ્ધ જ થયા.

"કોઇ બારીસ્ટર પણ આતું બોલે નહીં" એકે કહ્યું.

"છોકરો જબરો લાગે છે. આટલો નાનો છે તો પણ બીક લાગતી નથી તો મોટો થયે શું કરશે?"

"ક્યાં તો ઘર ફોડશે કે રાજ ઉથલાવશે."

આવી રીતે કોરટમાં વાતો થવા માંડી.

પાછળથી ફોજદાર સાહેબે મરદાનગીરી બતાવી; એક મુન્કો મારી છૂસ બંધ રાખવા આજ્ઞા કરી–નાનું બાળ શું કરે? તે મૂંગો રહ્યો.

"છોકરા તારું નામ?"

"સાહેબ, આ બધું શું છે તે સમજ પડતી નથી. મારા નામનું શું કામ છે?"

"જો, તારા ઉપર આરોપ છે કે જે ટીળક કરીને એક માણસને રાજદ્વારી ગુના માટે શીક્ષા કરવામાં આવી છે, તે માણસની તુ જય બોલાવતો હતો, એટલું જ નહી પણ સરકારને તે ગાળો દીધી અને છોકરાઓને સરકારને ઉથલાવી પાડવા ઉશ્કેર્યા. તે ઉપરાંત તું પોલીસના કામમાં આડે આવ્યો. જ્યારે પોલીસ તોફાનીઓને પકડતી હતી, ત્યારે પોલીસ અમલદારને પથરા મારી તેમને તે કાયદેસરનું કામ કરતાં અટકાવ્યા. આ ગુના માટે તારા ઉપર કામ ચલાવવાનુ છે. સરકારી વકીલ કામ શરૂ કરશે. તારો વકીલ તારો બચાવ કરશે. હવે તારૂં નામ આપીશ ?" ન્યાયાધીશ અમરનાથે સમજાવતાં કહ્યું.

"સાહેબ, આ બધી જુઠી વાત છે. અમારા કોઈ દુશ્મને આ તરકટ ઉભું કર્યું છે."

"જો એ બધી જુઠી વાત હશે તો તું નિર્દોષ ઠરીશ. હવે તારૂં નામ આપીશ?"

"તમારે નામ જોઇતું હોય તો લો. આપ કહો છો કે મેં વકીલ કર્યો છે તો તે મારૂં નામ આપશે– અથવા સાહેબ, જેણે આરોપ મૂકયા છે તે આપશે."

અમરનાથ વિચારમાં પડયા. સતુના કથનમાં સત્યતા અને ગભીરતા લાગતાં હતાં. પરતુ પોતે આઇ સી. એસ અને વધારામાં ખાસ નીમાએલા ન્યાયાધિશ! ન્યાયવૃત્તિના ફૂટેલ અકુર દૂર થયા અને નોકરશાહીના પડઘા વાગ્યા.

"કેમ છોકરા, તારી સાથે સભ્યતાથી વાત કરીએ છીએ તેથી બહુ ફાવે છે કે? સીધી રીતે જવાબ આપ, નહિં તો કોરટનું અપમાન કર્યું કહેવાશે."

"આપ કહો છો ત્યારે મને નામ આપવાને વાંધો નથી. મને તો એમ લાગે છે કે આરોપ મૂકનારે નામ આપવું જોઇએ અને ઓળખવો--ઓળખાવવો જોઈએ પણ હું તો નાનું છોકરૂં છું--મને કાયદાની શી ખબર ? મને બધા 'સતુ ઉપા' કહીને બોલાવે છે."

તેની સ્થિરતાથી, બોલવામાં જે દ્રઢતા હતી તેથી, તેના મુખ ઉપર જે નિર્દોષતા દેખાતી હતી તેથી અને તેના સંભાષણથી અમરનાથના ઉપર ઉંડી અસર થઈ; પરંતુ નોકર શાહીનો સભ્ય અને નોકર શાહીમાંજ ઉછરતો મનુષ્ય કેમ સહી શકે? તેના સ્વમાનને દુખ લાગ્યો હોય એમ લાગ્યું તેણે તિરસ્કાર યુક્ત દ્રષ્ટિ નાંખી અને બોલ્યા, "સરકારી વકીલ, કામ આગળ ચલાવો. આ છોકરાના સંબંધમાં અત્યારે અભિપ્રાય દર્શાવાય નહીં. તેથી કાંઈ બોલતો નથી તમારો પુરાવો રજુ કરો."

" જેવી સાહેબની આજ્ઞા. પ્રથમ હું અહીંના શાળાખાતાના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર કુંદનરાયને બોલાવીશ; પછી સર ફોજદાર ઇનામખાનને બોલાવીશ. અને પછી બીજા સાક્ષીઓને બોલાવીશ."

" તમને જેમ ઠીક લાગે તેમ કરો. તમે સરકારી વકીલ છો; મારી સલાહ શું કામ માંગો છો?"

કુંદનરાય આવીને કહી ગયા " ગઇ કાલે હું ઓફીસમાંથી બપોરે બે વાગ્યાના સુમારે ઉર્દુ શાળા તપાસવા જતો હતો. રસ્તામાં મેં મોટી ગીરદી જોઇ. એટલામાં આરોપીને ૧૫-૨૦ છોકરા સાથે જોયો. તેઓએ ટીળક મહારાજની જય બોલાવી. પછી બોલવા માંડયો કે સરકાર ખરાબ છે. બધા ગોરાઓને મારી નાંખવા જોઈએ. તે આપણને લુંટી ખાય છે. આપણી ગાયોને મારી નાંખે છે. અંગ્રેજી રાજ જોઇએ નહીં. બધાને વટલાવે છે........"

" પરમેશ્વરની તો બીક રાખો--ડેપોટી સાહેબ; તે દિવસ ભૂલી ગયા કે..."

" ચૂપ રહે. તારો વકીલ તેની ઉલટ તપાસ કરશે. તને બોલવાનો અધિકાર નથી."

" સાહેબ, આપ ન્યાયાધીશ થઈ આ શું બોલો છો ? એને જુઠું બોલવાનો અધિકાર છે? કોઇની આબરૂ........"

" ફોજદાર, એ છોકરો જો હવે વચ્ચે બોલે તો એના મુખમાં ડૂચો મારજો."

પછી થોડીવારે સરકારી વકીલ તેની જુબાની લઈ રહ્યા. સતુનો કહેવાતો વકીલ ઉઠયો, તેણે થોડા સવાલ પૂછયા અને બોલ્યો, "સાહેબ હવે મારે કાંઈ પૂછવાનું નથી."

" સાહેબ, આ મારા વકીલ કે? આ જુઠા સાક્ષીને તોડવાનો નહીં કે ?"

" પાછો વચ્ચે બોલ્યો ?" ન્યાયાધિશનું સ્વમાન ઘવાયું.

" બહુ સારૂં સાહેબ, નહીં બોલું. મારા ઉપર કામ ચલાવો છો ને મને બોલવાનો અધિકાર નહીં !"

ત્યાર પછી સરફોજદાર અને બીજા ત્રણ સાક્ષીઓ આવી કુંદનરાયની માફક જુબાની આપી ગયા. એ બધાની જુબાનીઓ પૂરી થયા પછી સરકારી વકીલે કહ્યું, " સાહેબ, મારો કેસ આ પ્રમાણે છે. હવે મારી પાસે બીજા સાક્ષીઓ નથી."

" આરોપી સતુ ઉપા, તેં આ જુબાનીસાંભળી છે. કાયદા પ્રમાણે મારે તારો જવાબ લખવો જોઈએ તે લખાવ."

" સાહેબ, હું નિર્દોષ છું. આ બધા સાક્ષીઓ જુઠું બોલી ગયા છે. મેં એવું કાંઈ કર્યું નથી. સાહેબ, મને તો લાગે છે કે આવા સરકારી નોકરો આવું બોલી કોઇ

તોફાની છોકરાને તોફાન કરતો શીખવે છે. આ બધું ઉપજાવી કહાડેલું છે. કુંદનરાયને મારા ઉપર વેર છે તેથી આવું જૂઠું બોલી ગયા છે......"

આટલું બોલતામાં એને કાંઇ સાંભરી આવ્યું. તેને એમ લાગ્યું કે જુનો પ્રસંગ યાદ કરાવ્યાથી તેની માતાની ફજેતી થશે. કુંદનરાય પણ એ વાક્ય સાંભળી ધોળા પુણી જેવો થઈ ગયો. બધાની દૃષ્ટિ કુંદનરાય તરફ વળી; પણ સતુ બોલતો બંધ થયો તેથી શંકા ટળી.

તે પછી ન્યાયાધીશે આરોપીના કહેવાતા વકીલને પુરાવો રજુ કરવા સુચવ્યું. તેણે કહ્યું--મારો કોઇ સાક્ષી નથી. બન્ને વકીલોનાં ભાષણો થયાં.

અમરનાથે પોતાનું જજમેન્ટ આપ્યું. "ફરીઆદી તરફથી પુરાવો સહેજ મજબુત છે. આરોપી નાનો બાળ છે પણ તેણે પોતાનો બચાવ બહુ સારી ભાષામાં આપ્યો છે. તેણે કાંઈ પુરાવો રજુ કર્યો નથી. જ્યારે એક બાજુ વિશ્વાસપાત્ર પુરાવો છે ત્યારે બીજી બાજુ આરોપીનો શબ્દ જ છે. જો કે આરોપી એવી સચોટ ભાષામાં બોલ્યો કે તેના શબ્દમાં સત્યપ્રિયતા હતી. પણ તે ઉપરથી શંકાસ્પદ કેસ છે એમ કહેવાય નહીં. સાધારણ રીતે શંકાનો લાભ આરોપીને આપવો જોઇએ. પરંતુ મેં કહ્યું તે સ્થિતિમાં શંકા ઉપજતી નથી. તેથી તેનો લાભ આરોપીને અપાય નહિં. તેની ઉમર, સ્થિતિ અને બીજા સંજોગો જોતાં જો કોર્ટ ઉઠતા સુધી આસન કેદની સજા કરું તો પુરતો ન્યાય અપાશે એમ મને લાગે છે. તેથી તે પ્રમાણે સજા ફરમાવું છું."

સતુ આ ભાષણ એક ચિત્તે સાંભળતો હતો. તેની દઢતા, સ્થિરતા અને મુદ્દેસર સચોટપણું જોઈ બધાંને એમ લાગ્યું કે તે ઉગતો મહાપુરૂષ છે. અમરનાથના ઉપર પણ સારી છાપ પડી; પરંતુ તેના નોકરશાહીના સ્વભાવને લીધે આવો બાળક તેને ભયંકર દેખાયો.

તે દિવસે કોરટમાં બીજું કામ ન હોતું તેથી કોરટ ઉઠી ગઇ. સતુને પણ મુક્તિ મળી. તે તો વિચારમગ્ન થયો હતો. કાંઈ નાટક ભજવાયું હોય એમ એને લાગ્યું. ધીમે ધીમે તે ઘર તરફ વળ્યો.

"બા, આજથી લડાઈ શરૂ થઈ. પેલો અમરનાથ આપણો કોઈ દુશ્મન લાગે છે."

"અમરનાથ કોણ ?"

"પેલો ન્યાયાધીશ ! આજે મને ખોટી શિક્ષા કરી. હવે જ્યારે એ મળશે ત્યારે એને હું પ્રતિસ્પર્ધી ગણીશ."

સતુએ ટૂંકાણમાં બધી હકીકત કહી.

" બા, રડીશ નહીં. મને નાનપણથી દુનિયા સમજાવવા માંડી. મારા નસીબમાં એમ હશે. જો સરકારમાં આવો ન્યાય અપાતો હોય તો તેવી સરકાર સાથે સમ્બન્ધ જ રાખવો જોઇએ નહીં. હું હવે વકીલ થઇશ નહીં અને ન્યાયાધીશ પણ નહીં થાઉં. સરકારી નોકરી નહીં લઉં અને એની સાથે સંબંધ પણ નહીં રાખું. આવો ન્યાય હોય ? "

" ભાઈ, પાછો ઉતાવળો થયો ? આ શબ્દો તું બોલીશ નહીં. કોઇ દુશ્મન ફરી હેરાન કરશે. બધું મનમાં સમજવાનું. "

" મને તો લાગે છે કે આ ધોરણે હું જેલજાત્રાને પંથે છું. આ પહેલું પગરણ લાગે છે. બા, હું બાળ ટિળક ખરો કે નહીં ? "



## ખટખટ



"સરલા, આજ મારી કોર્ટમાં એક વિચિત્ર કેસ આવ્યો હતો. આઠેક વર્ષના નાના બાળને રાજદ્વારી ગુન્હાની ઉશ્કેરણી કરવા તથા પોલીસ અમલદારોને એમની કાયદાઈક ફરજ બજાવતાં અટકાયત કરવા એમ બે ગુન્હા માટે મારી સમક્ષ ઉભો કરવામાં આવ્યો હતો. તેની ઉમરના પ્રમાણમાં બાળક ઘણો હોંશીઆર દેખાયો. ટલો સમય કેસ ચાલ્યો તેટલો સમય તે હામ હાર્યો નહોતો એટલું જ નહીં પણ ક મહાપુરૂષને શોભે તેમ ઉભો રહી પ્રત્યુત્તર આપતો હતો. એક શીખામણનો શબ્દ દો તે ઉપરથી મને તે શાણો પણ લાગ્યો. તેણે કહ્યું, ' સાહેબ, આવુ અસત્ય બોલે છે થી તોફાની છોકરાઓને તોફાન કરતાં શીખવે છે. સરકારી અમલદારોને આમ કરતાં .ટકાવવા જોઇએ. ' આવા ભાવાર્થનું મને કહ્યું હતું. આ વાક્યમાં મને ગૂઢ અર્થ ણાય છે. અમલદારોએ જે વાર્તા વર્ણવી તે અસત્ય જ હોય, તો બાળે કહ્યું તે ' ાસ્તવિક છે. કોઇ ઉપરી અમલદાર પાસેથી લાભ મેળવવા, અથવા સ્વાર્થ સાધવા, ાથવા પોતાનું ખાનગી વેર વાળવા જો આવા કેસો મંડાય અને એવી ખોટી જુબાનીઓ ,પાય તો તે બાળે કહ્યું તેમ જ થાય. કેટલાંક બાળકોમાં તોફાની તીવ્રતા ઘણી હોય ; અને જો સાક્ષીઓના શબ્દ તેમના કાને અથડાય તો તેવુ તોફાન થવા ઘણો સંભવ કે છે. આ સંજોગોમાં સરકારે પણ તપાસ કરવી જોઇએ, અને આવા શબ્દોથી ઈ તોફાની બાળક તોફાનની દિશાએ ચડે નહીં એ ધ્યાનમાં રાખવુ જોઇએ; હીં તો પરિણામ એ આવે કે આખા દેશમાં પણ બળવો થાય. હું તો એમ કહું છું કે ખતે એક બાળક ઉતાવળમાં--વગર સમજે--એમ બોલી પણ ગયો તો પણ દીર્ઘ દૃષ્ટિ .પરી સરકારે આંખ આડા કાન કરવા જોઇએ. એવી રીતે એક છોકરાથી કાંઇ થાય ડી પણ આવા શબ્દો જો પેપરે ચડે--અને આખા દેશમા ફેલાય--તો પરિણામ શું .વે એનો હું વિચાર કરૂં છું ત્યારે મને કંપારી છૂટે છે. '

" નાથ, ત્યારે તમે સરકારને કેમ સૂચવતા નથી ? "

" તે મારૂં કાર્ય ક્ષેત્ર નહી. ન્યાયના આસને બેસી મારે તો ન્યાય આપવાનો : એ કાર્યક્ષેત્ર બીજા અધિકારીઓનું છે. તું સલાહ આપે છે તે પ્રમાણે સાર કે હું

લણું. તો પણ શું ? એ જુબાની સાંભળ્યા પછી જ હું તો લખી શકું ? ફોજદારી કે અંધ બારણે ચલાવાય નહીં; અર્થાત આ જુબાની પેપરવાળો તો છાપી શકે જ; પ મારા લખાણથી શો ફાયદો ? રાજદ્વારી ગુન્હા માટે સરકારની પરવાનગી જોઇએ છી તેને માટે સરકાર સાક્ષીઓની જુબાની પ્રથમ જુએ છે; તે વખતે જ અટકાવવું જોઇ આવા કેસને પ્રાધાન્ય આપવું જ જોઇએ નહીં. એક આઠેક વર્ષનું બાળ ક કરવાનું હતું ? એને ધિક્કારની દૃષ્ટિએ નિહાળી મૌન જ રાખવું જોઇએ.

"ત્યારે તમે તે બાળકને નિર્દોષ કેમ ઠરાવ્યો નહીં ?"

"તે પણ મારાથી કેમ થાય ? કાયદા પ્રમાણે અમારે તો જુબાની ઉપર ન્યાય આપવાનો છે. એની સામે પુરાવો એટલો મજબુત હતો કે મારાથી બીજુ થા એમ જ નહોતું ! મને તો લાગે છે કે તે બાળ ક્યાં તો શાણો થશે કે શયતાન થશે; નિ નેતા થશે કે નરકમાં જશે; જજ થશે કે જેલમાં જશે. હાલ તો એ બાળ માટે મને મા ની લાગણી પણ છે અને તિરસ્કારની પણ લાગણી છે. જો એના પર મૂકાએલું આળ ખો હોય તો હું એને માન આપું--અને જો ખરૂં હોયતો એને ભયંકર મનુષ્ય તરીકે દેખું !"

"તમારા હિંદી યુવકો આવા દેશદ્રોહી ?........"

"દેશદ્રોહી શબ્દ અયોગ્ય છે. કાયદા પ્રમાણે તે ગુન્હો રાજદ્રોહની ઉશ્કેરણીને હતો........"

"દેશદ્રોહ અને રાજદ્રોહમાં શો ફેર? આ દેશમાં રાજદ્રોહ તે દેશદ્રોહ અને..."

"આ તો વિષયાંતર થયો ! અમે ન્યાયના માણસો આવા વિષયાંતરને પસં કરતા જ નથી. કોર્ટમાં પણ કોઇ વકીલ વિષયાંતર કરે તો રોકવો પડે."

"હું કાંઈ વકીલ નથી. તમારી પત્ની છું. જેમ વકીલને રોકશો તેમ મને રોકાશે નહીં. હિંદુઓ આભાર અને ઉપકારમાં સમજતા જ નથી. અંગ્રેજ બાળા તમને પરણી તેથી તમારા ઉપર કેટલો ઉપકાર કર્યો છે તે ખબર છે ?........"

"તું અંગ્રેજ બાળા શાની ? હવે તો હિન્દુબાળા અને હિંદુ પત્ની. તારા માત પિતા હિંદુ કે અંગ્રેજ ? શુદ્ધિથી હિંદુ થયાં તે ભૂલી ગયાં ? હિંદુ થવા માટે તો શુદ્ધ થવું પડે છે !"

"શુદ્ધિથી હિંદુ થઇ માટે અંગ્રેજ મટી ગઇ ? જન્મથી હું તો અંગ્રેજ છું. શુદ્ધિથી હિંદુ બની તેમાં શુ ?"

"જ્યારે અમે કહીએ છીએ કે જન્મથી અમારે ત્યાં બ્રાહ્મણ-વૈશ્ય-ક્ષત્રી અને શુદ્ર જાતિ છે ત્યારે તો અંગ્રેજ લોકો કહે છે કે ગુણથી જાતિ થાય, જન્મથી નહીં થાય ! અને તું શું બોલે છે ? ફાવતું આવે તે પ્રમાણે કરવું એ તમારો ન્યાય કે ?"

"ગમે તેમ હોય, પણ હું અંગ્રેજ તો ખરી. હવે હું તો તમારા હિંદુ જીવનથી કંટાળી ગઇ. બાર હાથની લાંબી સાડી પહેરતાં કંટાળો આવે છે; પાટલી ઉપર પલાંઠી વાળી બેસતાં પગ અકડાય છે. કેટલાં વર્ષો થયાં મને મારો ખોરાક પણ મળ્યો નથી તેથી હું સુકાઈ ગઈ. કાલે મરઘી અને બંગલાતની મચ્છી મંગાવીશ. ટેબલ ઉપર જાગ્રત્ જીવે બેસી છરી કાંટાથી એ ખોરાક ખાઇશ ત્યારે મારા શરીરનો વાંધો બરોબર થશે."

"શાંતં પાપં! શાંતં પાપં. જો જે આ ઘરમાં મરઘી મચ્છીનું નામ દેતી. આપણે ક્યાં રહીએ છીએ તે ખબર છે? આપણા ઘરમાં બ્રાહ્મણ રસોયો અને આ બોલાય? એવા નિર્દોષ જીવને મારી આપણી ક્ષુધા તૃપ્ત કરવાની?"

"આપણે હિંદુ લત્તામાં રહીએ છીએ તે ખરૂં, પણ આપણો બંગલો જુદો છે. મોટે બગીચો છે. પછી શી હરકત? તેમ છતાં એમને વાંધો આવતો હોય તો તે બંગલો છોડી બીજે રહેવા જાય! હું તો મંગાવવાની અને કાલથી મારા દેશના ફ્રોક વગેરે કપડાં પહેરવાની."

"એ નહિ બને. સ્ત્રી જ્યાં સુધી સ્વમાન સંભાળે ત્યાં સુધી અમારે ઉહાપોહ કરવાની જરૂર રહેતી નથી, પરંતુ જો તે તેમ ન કરે તો પછી......"

"શું, તમે મને ધમકી આપો છો? શું હું તમારી ગુલામ છું! છુટાછેડા લઈશ."

"હિંદુઓમાં છુટાછેડા મળતા નથી. અમારામાં લગ્ન તે કરાર નથી. પરંતુ હિંદુ પત્ની જીવનભરની સહચરી છે. બન્નેના મરણ જ પતિ અને પત્નીના છુટાછેડા છે."

"છુટા છેડા નહિં મળતા હોય તો ન્યાય મેળવી જુદી રહીશ. ભરણ પોષણ તમારી પાસેથી લઇશ."

"તે પણ અમારામાં મળે નહીં. તું જ્યુડીશીઅલ સેપરેશનની વાત કરે છે તે પણ અમારામાં નહીં!"

"ત્યારે શું તમે ફસાવી?"

"જરાક પણ નહીં. મેં તો તને પ્રથમથી જ કહ્યુ હતું. પહેલેથી આચાર વિચાર, રહેણી કરણી–પહેરવેશ અને ખાધા ખોરાકી સંબંધી સમજુત આપી હતી."

"ત્યારે તમે પ્રથમથી જ રમત રમ્યા અને હું ફસાઇ. તમારૂં જ્ઞાન મારા ઉપર ચલાવ્યું? નહિં બને. જો તમે મારા ધાર્યા પ્રમાણે નહિં કરવા દો તો હું તમારે માટે નરક બનાવી મુકીશ. તમે મને ઓળખતા નથી એમ લાગે છે."

"હું તમને સારી રીતે ઓળખું છું. તું નરક બનાવીશ તો મને સ્વર્ગ બનાવતાં આવડે છે."

આ વાદવિવાદ અમરનાથના દીવાનખાનામાં ચાલતો હતો. વાળુ કરી પતિપત્ની દીવાનખાનામાં બેસી વાર્તાલાપ કરતાં હતાં; વાર્તાનો આલાપ ... વિચિત્ર રીતે અપાયો અને તેમાંથી સળગી ભડકો થવાની તૈયારી હતી. તેટલામાં અટલરે આવી એક વીઝીટીંગ કાર્ડ મી૦ નાથ આગળ ધર્યું. અંદર આવવા દેવા પરવાનગી અપાઇ. સૌ. સરલા પણ બેસી રહી. આ સ્થળે એટલું જણાવવું જોઇએ કે તે કુટુમ્બ અર્ધદગ્ધ સ્થિતિમાં રહેતું હતુ. કેટલીક હિંદુ પ્રથા પાળવામાં આવતી હતી, જ્યારે બહારના રીતરીવાજમાં સાધારણ સુધારકો હતા. ચુસ્ત વનસ્પતિ આહારી હતાં તેથી ગામમાં એમને માટે માનની લાગણી હતી બહારના આડંબરને લીધે ગામમાં ધાકની લાગણી હતી. એક અંગ્રેજ કુટુમ્બને શુદ્ધિ અપાવી તે કુટુમ્બની કન્યાની સાથે લગ્ન કર્યાથી, તે વર્ગમાં એ કુટુમ્બ પ્રત્યે વિચિત્ર લાગણી હતી."

"આવો, મી૦ મંડળીક."

"સાહેબ, માફ કરો. અસા આહે કે મેં એક વાત સાંભળ્યા. તેથી મેં જાણ્યું કે આપને એ વાત કરવી જોઈએ. વિલંબ થાય તે ઠીક નહીં એમ ધારી રાત્રીએ આવ્યો."

મંડળીક મી૦ અમરનાથનો હેડ કલાર્ક હતો. તેણે દક્ષણી-ગુજરાતી ભાષામાં પોતાનો ખુલાસો આપ્યો.

"કાંઇ નહિં, એવી શી અગત્યની વાત છે?"

અમરનાથ સાધારણ રીતે અકારો થતો નહીં. એક ન્યાયના અધિકારીને શોભે તે પ્રમાણે ઠંડા મગજે બધું કામ કરતો હતો. એની એ શૈલીથી તેના હાથ નીચેના બધા કારભારીઓનો તે પ્રિય અમલદાર હતો.

"સાહેબ, મેં સાંભળ્યા છે તે પ્રમાણે કહું છું. અસા આહે કે આપના જ્યુનીઅર મી. હેવર્ડને કલેકટરની જાગા દીલી; અને આપના હકક ડુબાડયા."

આ સાંભળીને મી. નાથને આંચકો તો લાગ્યો પણ બહારની શાંતિ જોઇ મંડળીકને તેમ જ સરલાને નવાઇ લાગી.

"ક્યારે તમે સાંભળ્યું?" શાંતિથી મી૦ નાથે પૂછ્યું.

"આજે સાંજના સાંભળ્યું. કહે છે કે કમીશ્નર સાહેબની ઓફીસમાં હુકમ પણ આવી ગયા."

"તેનું કારણ ખબર છે?"

"સાહેબ માફ કરજો. કહે છે કે આપ હિંદી છો તેથી કલેકટરની જાગા અપાય નહીં. જીલ્લાનો મુખ્યાધિકારી તો અંગ્રેજ જોઇએ એમ કહે છે. ... કહે છે કે આ ફિતુરના દિવસો છે તેથી અંગ્રેજ હોય તો જ રાજ ચાલે."

"અને હિંદી હોય તો ફિતુરીઓનો પક્ષ લે અને રાજને ધોકો પહોંચવા દે ?" અમરનાથે પાદપૂર્તિ કરી.

"સાહેબ, એમ બધા વાતો કરે છે."

"આમ હોય તો યોગ્ય કહેવાય. નહિ?" સરલાએ પોતાનો મત દર્શાવ્યો.

"હજી આ તો સાંભળેલી વાત છે. તેના ઉપર મત દર્શાવાય નહીં. જ્યારે લખાણ આપણી પાસે આવશે ત્યારે તે સંબંધમાં વિચાર કરીશું."

બીજી સાધારણ વાત થઇ રહ્યા પછી મંડળીકે રજા લીધી. શ્રી. નાથની સ્વસ્થતા જોઈ મંડળીકને માનની લાગણી વધી.

"ત્યારે નાથ, શું વિચાર કર્યો ?"

"હજી કાંઇ વિચાર કર્યો નથી. આ વાતમાં સત્યતા અને અસત્યતા બન્ને લાગે છે. રાજ્યકર્તાઓ સંકુચિત દૃષ્ટિથી વિચાર કરે એવા નથી. ધારો કે તેમ હોય તો પણ અત્યારના વાતાવરણમાં તેઓ એમ કરે નહીં. આમ કરવાથી વખતે ઉશ્કેરણી વધે. આ કારણોને લીધે અસત્યતા લાગે છે. તેને જ લીધે હમણાં એ પગલાં માટે કાંઈ અભિપ્રાય બંધાય નહી. બીજા કોઇ કારણને લીધે પણ જો મારો હક ડુબાડ્યો હશે તો આપણે ધારાશાસ્ત્રી થઈ જઇશું ! બારીસ્ટરની પરીક્ષા તો પાસ કરી છે. મુંબાઇ જઇ પાટીઉં મારીશું !"

"ત્યારે તમે પણ દીર્ઘ દૃષ્ટિવાળા છો. તેને જ લીધે બારીસ્ટરની પરીક્ષા પાસ કરી હશે."

"તેને લીધે તો નહીં. પણ પ્રથમથી મનમાં એમ ખરૂં કે વખતે નોકરીમાં તકરાર થઇ અથવા કાંઇ અકસ્માત થયો તો શું ? માટે એ સાધન સાથે રાખ્યું હોય તો સારૂં."

"નહિં નહિં, નાથ નોકરી તો છોડશો નહીં." સરલા નમી પડી.

"તારે હવે મારી સાથે શી લેવા દેવા ? તું તો જુદી રહેવા માગે છે. મારે માટે તો નઈ બનાવવું છે. તારે તો ઇશ્વરનો ઉપકાર માનવો જોઇએ કે આ પ્રસંગ ઉભો થયો !"

"નોકરી તો છોડશો નહિં. પછી, નીચા વળી આપણને સલામ કોણ કરશે ? સાહેબ સાહેબ કોણ કરશે ? સીપાઈ-જમાદાર ક્યાંથી લાવીશું ? આ અનલ ક્યાંથી મળે ? નોકરી તો છોડશો નહિ." સરલાએ નાથના પ્રશ્નોનો વિચાર કર્યા વગર જ જવાબ આપ્યો. તે બીજા વિચારમાં ઉડતી હતી.

"આ અમલદારી ઉપર તને આટલો બધો કેમ મોહ છે ? પટાવા સીપાઇ જમાદાર-શીરસ્તેદાર-કારભારી-બધાં ભાડુતી પીછાં કહેવાય ! તેમાં આપણું કોણ ? ધારો કે અત્યારે નોકરી મુકી દઇએ નહીં પણ કોઈ દિવસે નિવૃત્ત તો થવું પડશે ?

તે વખતે શું ? કાકને પીછાં પહેરાવ્યાથી મોર બનાવાય ? આપણી પાસે પૈસા આવશે તો સી ાઇ–જમાદાર બધા મળશે. આ તો ગરીબ પ્રજા તને સલામ કરે છે પણ તે ધંધામાં તો વખતે રાજા-મહારાજાઓ અને સરકાર પણ સલામ કરે ! જો, ફીરોજશાહ મહેતા-- દીનશાહ વાચ્છા--દાદાભાઈ નવરોજજી–સુરેન્દ્રનાથ બેનરજી આદિ તાજ વગરના રાજા છે કે નહિં ? આમ કેમ ગભરાય છે ? તમારામાં પાણી હશે તો જ્યાં જશો ત્યાં સલામ મળશે 'વધારામાં તારે મારી સાથે રહેવું નથી. પછી મારી નોકરી જશે તો તને કેમ આઘાત લાગે છે ?"

" તમે બળતામાં ઘી હોમો છો. અત્યારે સાથે રહેવાની વાત ? જ્યારે આપણા બન્નેના હિતનો સવાલ આવે ત્યારે આપણા ઘરનો કલેશ દૂર કરવાનો. એ કલેશ તો નવરાશના વખતનો ! હવે એ વાત ભુલી જવાની. અત્યારે જે સંજોગ ઉભો થયો છે તેનું ગીત ગાઓ. તમે ફીરોજશાહ મહેતા વગેરેની વાત કરી,પણ બધા ફીરોજશાહ થઈ શકે છે ? તમે તો મુંબઇમાં નવા–તમારો ભાવ કોણ પૂછશે ? તમને બ્રીફ કોણ આપશે ?"

" અરે, આપણામાં પાણી હશે તો બધા આપણને પૂછતા આવશે. આપણામાં શ્રદ્ધા જોઇએ. ઇંગ્લેંડમાં જન્મેલી યુવતી આમ બોલે ?"

" તમે મશ્કરીની વાત જવા દો. તમને મશ્કરી લાગે છે પણ મારો જીવ જાય છે."

આ વાત ચાલતી હતી, તેટલામાં સીપાઇએ રાતની ટપાલના કાગળો લાવીને આપ્યા.

નેપોલીઅનના જેવી અથવા પ્રથમ વર્ગના ન્યાયના અમલદારને શોભે એવી ત્વરાથી તેણે પત્રો વાંચ્યા.

" નાથ, મને લાગે છે કે મુંબાઈમાં તમે નામના મેળવશો."

" કેમ, શું થયું ?"

" અત્યારે જે સ્વસ્થતા તમારામાં મેં જોઇ તે ઉપરથી એમ લાગે છે કે તમે બારીસ્ટરના ધંધામાં ફાવશો. તમારામાં જ્ઞાન છે; તીવ્રતા છે; સચોટ હોંશીઆરી છે; કામ કરવાની શકિત છે; આળસ નથી; અને સ્વસ્થતા છે."

" ત્યારે હવે તેં મને ઓળખ્યો."

" ના, એમ નહિ . મેં ઓળખેલા તો છે જ; પરંતુ હું થોડી વાર ભાન ભુલી હતી. અત્યારે પાછા મેં નિહાળ્યા ત્યારે મને આ બધું સાંભરી આવ્યું. મારી સ્વસ્થતા પણ પાછી આવી અને મને આ વિચાર સ્ફુર્યો."

' હવે મને નિહાળીશ નહીં; કારણ કે પાછી તું મને કહીશ કે ફસાવી "

" બંધ કરેલું પ્રકરણ પાછું ઉપાડયું ? મને શું કરવા ચીઢવો છે ? "

" તું જ્યાં સુધી ચીઢાઈશ ત્યાં સુધી ચીઢવીશ. જ્યારે તારી બધી ચીઢ કહાડી નાંખીશ ત્યારે તું ચીઢાઈશ નહીં. તો પછી હું કયાંથી ચીઢવીશ ? આપોઆપ મારે ચીઢવતા બંધ થવું પડશે. "

" એ તો ઠીક; આ પણ વિષયાંતર થાય છે. ધારો કે તમારા જુનીઅર હેવ- ર્ડની કલેકટરની જગા આપવાનું વ્યાજબી કારણ હોય તો પછી તમે નોકરી છોડવાનું નામ દેશો,? "

" યોગ્ય કે અયોગ્ય ? એમ કરવાના બે હેતુ હોય; એક તો હિંદીને એ જગા આપવી નહીં; અથવા બીજું કારણ એ હોય કે હું નાલાયક હોઉં. બન્નેમાંથી એક પણ કારણ યોગ્ય હોય તો મારે નોકરી છોડવી જ જોઈએ. હિંદી તરીકે મને નાલાયક ઠરાવવાથી મારા દેશનું અપમાન થાય છે. ભલે અંગ્રેજો એમ ધારતા હોય કે હિંદમાં સ્વમાન જેવું કાંઇ છે જ નહિં, પણ એમની ભયંકર ભુલ થાય છે. હમણાં જ તું મારી સાથે લડતી હતી; પણ જ્યાં બહારનો દુશ્મન આવ્યો કે તરત તેં મારી સાથે સંપ કરી દીધો. તેમ જ હિંદીઓ ભલે અંદરઅંદર લ . પરતુ જો બહારનો દુશ્મન આવે અથવા પોતાના સ્વમાનનો સવાલ આવે તો તેઓ કુસંપ દૂર કરશે અને સંપીલા થશે. તે જ પ્રમાણે જો હિંદનું સ્વમાન નહિં સચવાતું હોય તો મારાથી નોકરીમાં રહેવાય જ નહીં. બીજા કારણને લીધે જો મને અયોગ્ય ઠરાવવામાં આવે તો પણ મારાથી નોકરીમાં રહેવાય નહીં. હું કાંઇ હિંદી સરકારનો કે બાદશાહનો દુશ્મન નથી. હું તો એમનો હિમાયતી છું. જો હાલના કારણને લીધે જરા ફેર થાય તો સરકારની નીતિને લીધે અને સ્વમાનને લીધે જ. તેથી મારી વફાદારીને કાંઇ લેવા દેવા નથી. વફાદાર તો હતો, છું અને રહીશ જ; પણ મારાથી અપમાન સહન નહીં થાય. "

" મારાથી તમારી સાથે નહિં પહોંચાય. હું કોણ ? એક અબળા. "

" ઠીક. આ પણ વિષયાંતર થાય છે "

" ત્યારે તમે શો નિશ્ચય કર્યો ? નોકરી છોડવાનો જ? "

" આ વાત ખરી હશે તો સિદ્ધાંતને લીધે એમ જ. તેથી બાદશાહ પ્રત્યે મારી માનની લાગણી ઓછી નહિ થાય પણ સરકારની એવી નીતિ સામે વાંધો તો દર્શા- વવો જોઇશે જ. "

" આ વાત અહીંથી અટકાવવી જોઈએ. વાદવિવાદ પછી નિશ્ચય જ છે. જો, આ પત્ર વાંચ: "

" નાથ, આટલા બધા મહેમાનો આવે તે કેમ પરવડે ? " પત્ર વાંચ્યા પછી સરલાએ પૂછ્યું.

" શું કરવા પરવડે નહીં ? મહેમાન તો આવે ને ? જો તમારૂં ઘર ગૃહસ્થનું ન હોય તો કોઇ આવે નહીં. "

" ગૃહસ્થાઈની વાત જવા દો; પણ એ બધાં આવે તેથી કેટલી ગરબડ ? કેટલો વ્યય ? એ બધું કેમ સહન થાય ? એક મહીનાનું મહેનતાણું આઠ દિવસમાં ખલાસ થશે. પેલા મંડળીકને આવ્યા પહેલાં આ પત્ર વંચાવ્યો હોત તો બરાબર જવાબ આપત. તમારા મહેમાનને તાર કરી દેત કે કોઇ ધર્મશાળામાં ગોઠવણ કરી લેજો. આવી બાબતમાં અંગ્રેજોની નીતિ સારી છે. કોઇને તકલીફ આપવાની નહીં –કોઇનો ઉપકાર લેવો નહીં. કોઇને ઘેર જઈ પડવામાં હિંદુઓ હરકત જ માનતા નથી ! નાથ, એમના સત્કારનું કામ મને સોંપશો ? હું બરોબર સત્કાર કરીશ. "

" કેમ, તારા કોલેજના દિવસો સાંભરી આવ્યા કે ? તોફાન કરવું છે ? એપ્રીલ મહીનો નથી તે ખબર છે ? "

" મનથી માન્યો તે મહીનો ! એપ્રીલ જ જોઇએ એવું કાંઇ છે ? "

અમરનાથે તેને સમજાવવા પ્રત્યન કર્યો; પરંતુ પેલું અંગ્રેજ લોહી કેમ જલદીથી માને ? અમરનાથ કંટાળ્યો. રાત વીતી હતી. આંખમાં ઊંઘ ભરાઇ હતી. વધારામાં આજના અવનવા બનાવોથી તેનું મન વ્યગ્ર થયું હતું.

" તારે મારી ફજેતી કરાવી હોય તો કરજે. મારાથી ના કહેવાશે નહીં. મારે ત્યાં મહેમાન આવશે અને મારે આગતા સ્વાગતા પણ કરવી પડશે. જો તું એ બાબતમાં મારી સાથે સહકાર કરીશ નહિં તો વિપરીત પરિણામ આવશે. આપણાં બન્નેમાંથી કોઇ સુખી થઈશું નહીં. આના કરતાં મારાથી વધુ કહેવાય એમ નથી. તું લંડન યુનીવર્સીટીની સ્નાતક એટલે મારાથી વધારે કેમ બોલાય ? હવે હુ કંટાળ્યો. મારે નિદ્રાની જરૂર છે. હું તો શયનખંડમાં જાઉં છું. કોઇ અજાણ્યો ખરાબ ચાલ ચલગતનો મહેમાન આવે તો ધક્કો મારીને બહાર કહાડીશ તો હું વાંધો નહિં લઉં."

સરલા અવાક રહી. તે પણ વિચારમાં પડી. જેમ લોહચુંબકથી લોહ તણાય તેમ તે અમરનાથની પાછળ શયનખંડમાં ગઇ.

બીજે દીવસે વરસાદ નહેતો. વર્ષાઋતુને લીધે લીલોતરી હતી. બગીચામાં પતિ પત્ની ફરતાં હતાં. ગુલાબમોગરાનો મીઠો મઘમઘાટ મગજને શાંતિ આપતો હતો.

" સરલા, આજે હેવર્ડને હુકમ મળી ગયો; અને મેં મારૂં રાજીનામું પણ મોકલાવી આપ્યું. એકાદ મહીનામાં નિવૃત્તિ મળશે. "

"ઘણા વર્ષ થયાં મેં નિવૃત્તિ ભોગવી નથી. નવેમ્બર–ડીસેમ્બરમાં માથેરાનની હવા સારી હોય છે. અહીંથી નિવૃત્ત થયા પછી માથેરાન જવા વિચાર છે અને ત્યાંથી મુંબઈ જઈ પાટીઉ મારી દઈશું."

"નાથ તમે કહ્યું તે કબુલ. અત્યાર સુધી હું સિંહણ હતી તે શિયાળ બની. હોદ્દાને લીધે હુકમ કરવા મળતો હતો તે ગયો. હવે તો આપણા પરસેવાના પૈસે મઝા મારવાની રહી. હોદ્દાના અંગે ઠરી ઠામ બેસવાનો વખત આવ્યો ત્યાં તો ધક્કો મળ્યો."

"અત્યાર સુધી આપણે પરસેવાને પૈસે મઝા નહોતા મારતા તો કોને પૈસે મઝા મારતા હતા?"

"નોકરી એટલે જેટલું કામ કરવું હોય તેટલું કરવું. પરસેવો ઉતરે તેટલું કામ કરવાનું કોણે કહ્યું? વધારે કામ કરીએ તો કોણ વધુ પગાર આપવાનું છે? વળી થોડા દિવસ પછી વધારે મઝા મળવાનો પ્રસંગ આવત. નોકરીની શરૂઆતમાં કાંઈ થાય નહીં, પણ પ્રતિષ્ઠા જામ્યા પછી શું?"

"તું શું કહેવા માગે છે? લાંચનો ઇરાદો હોય એમ લાગે છે. ખબરદાર, એવું તોફાન કર્યું તો. સારૂં થયુ ઇશ્વરે આ પ્રસંગ આપ્યો. નહીં તો શી દશા થાત? આબરૂના કાંકરા અને જેલ તે નફામાં! ઈશ્વરને ત્યાં પણ નરકના અધિકારી! અન્યાયનો પૈસો તે ગાયની માટી બરોબર તે ખબર છે?"

"લાવો ને, ગાયની માટી મને આપો; મારે તો ચાલશે. અન્યાયનો પૈસો કેવો? કોઇને ન્યાય આપીને જ પૈસો લેવાનો છે ને? ખુશખુશાલ કોઇ મને આપી જાય તેમાં તમારે શું? ક્યાં રોકડો પૈસો લેવો છે? હીરાની વીંટી કે મોતીનો કંઠો! આપણે બીજું શું કરવાને જોઇએ? હીરાનુ બ્રેસલેટ કે હીરાનું લોકીટ આપી જાય તો શું કરીએ? અને કોઇ પરભારૂં બેંકમાં જઇ આપણા ખાતામાં રોકડા ભરી આવે તેમાં આપણે શું કરીએ? ચેક ન લેવો તે વાત ખરી!"

"સરલા, સરલા તું તારી જીભ બંધ કરીશ? મારા કાનના પડદા ફુટી જાય છે. શું તારા પિતા ગિલિગન–મદનલાલ–આવા હતા? અમારામાં લોહીની શુદ્ધિ માટે આટલું બધું કહ્યું છે તેમાં શું ખોટું? આ આધારે શાસ્ત્રોને કેમ ખોટાં કહેવાય? ગુણથી જાતિ કેમ જુદી પડાય? લોહીમાં જે અસર હોય તે જાય? આને લીધે જ આપણામાં વિધવાવિવાહ જેવું નથી......"

"કેમ, નાથ, શું વિચારમાં પડયા? અસ્વસ્થ કેમ? આવી અસ્વસ્થતા મે કોઈ દિવસ પણ તમારામાં જોઇ નથી. આજે શું થયું?"

'અમરનાથ જાણે સ્વપ્નમાંથી' જાગ્યો હોય એમ લાગ્યું. મુખ પર પાછી શાંતિ પ્રસરેલી દેખાઈ.

" તારા કથનને લીધે અસ્વસ્થતા આવી હતી. ગાયની માટી માગે ? તું દૈત્ય કે દેવ ? કારણ કે દયા ? જે ગાય તને દુધ આપે--ઘી આપે-- જે ગાય તારી ખેતી માટે બળદ આપે--જે ગાયથી તમારી જીંદગી છે તે ગાયની માટી જોઇએ છે ? આ જ કારણને લીધે ગાયની માટી ખાનારા નરકમાં પડતા હશે. માતાની માટી ખાય તેને બીજું શું મળે ? "

" નાથ, તમને આટલું બધું ખોટું લાગ્યું ? આટલી બધી અસ્વસ્થતા આવી ગઈ ? હું તો મશ્કરીમાં બોલી હતી. આજ પછી એવો શબ્દ કોઇ દિવસે નહીં બોલું. હવે શાંત થાઓ. તમે વિધવાવિવાહ સંબંધી કાંઇ બોલતા હતા-શું બોલતા હતા ? "

" હું તો એમ કહેતો હતો કે વિધવા વિવાહની પ્રણાલિકા નહિં હોવાથી આપણા હિંદુઓમા ધર્મ અને લોહી સચવાઈ રહ્યાં છે. જો તેમ થયું હોત તો મને શંકા રહે છે કે હિંદુસ્થાનમાં અત્યારે કોઈ હિંદુ હોત નહીં અને હિંદુસ્થાન નામ નામનું જ રહેત-બધા જ વટલાઈ જાત. પણ હવે પછી વિધવા સંબંધી વાત ઉપાડીશ નહીં."

" કેમ એમ નાથ ? આપને વિધવાનું મુખ જ ગમતું નથી ? "

" મને એ વિષય પસંદ નથી. ચાલ હવે એ વાત જવા દે. આપણા મહેમાન માટે શી ગોઠવણ કરી ? "

" મનમાં શંકા રાખશો નહીં. હું તોફાન નહીં કરૂં. બરોબર આગતા સ્વાગતા કરીશ. આપને દુખી કરીને મને શો ફાયદો ? "

બીજી થોડી ઘણી વાતો કરી, તે પ્રેમી જોડું બંગલામાં ગયું.



# [ ૮ ]

## થોડાંક વર્ષ પછી



સતુની પ્રથમ જેલજાત્રા પછી કુંદનરાય ડેપ્યુટી પણ શાંત થયો હતો. ત્યાર પછી એવો અવનવો બનાવ બનવાનો પ્રસંગ આવ્યો નહોતો. વધારામાં તેની બદલી થઈ હતી. માતા અને પુત્ર શાંતિથી વખત પસાર કરતાં હતાં. સતુની માતાને એટલો સંતોષ થયો કે પુત્રે તેને આફતમાંથી બચાવી. દુઃખના દરીઆમાં હતી પણ પુત્રને તારણ રૂપે જોયો.

ગુજરાતી નિશાળમાંથી અભ્યાસ પૂર્ણ કરી અંગ્રેજી શાળામાં જવાનો પ્રસંગ સતુને આવ્યો. કુંદનરાયની ઉશ્કેરણીથી કેટલાક છોકરાઓ પ્રથમથી સતુને ચીઢવતા હતા. જેનો પિતા અજાણ્યો હોય તેવા છોકરાઓને શાળામાં શાંતિ હોતી નથી સાધારણ રીતે 'તારો બાપ કોણ ?' એમ પૂછીને પણ ચીઢવે. સતુ અભ્યાસમાં પ્રથમ સ્થાન રાખતો હોવાથી તેના શિક્ષકોનો સારો ભાવ હતો, તેને લીધે સહવિદ્યાર્થીઓ વધુ ચીડવી શકતા નહી પણ પ્રસંગ આવે છોડતા નહિં. હિંદુ સમાજમા એવા છોકરાઓને કેવું સ્થાન હોય છે તે વર્ણવાની આવશ્યકતા નથી. ટુંકાણમાં એટલું કહીએ તો ચાલશે કે પ્રતિષ્ઠિત સમાજ એવાને સંઘરતો નથી. પરંતુ જો પિતા તેવા પુત્રને સંઘરે અને જો પિતા પાસે પૈસા અને પ્રતિષ્ઠા હોય તો સમાજ પાછળથી બબડે પણ દેખાવમાં આવકાર આપવામાં ચૂકે નહીં. કેટલાક સ્વાર્થ આગળ સિદ્ધાંતને પડતો મૂકે છે.

સતુને પ્રથમથી જ નિરીક્ષણની અને વસ્તુસ્થિતિ જાણવાની ટેવ હતી. જ્યારે રમવા જાય ત્યારે તેના કરતાં મોટી ઉમરના છોકરાઓ સાથે જ રમે; તેમાં પણ કેળવાએલા અને પ્રતિષ્ઠિત વિદ્યાર્થીઓનો સહવાસ મેળવવા પ્રયત્ન કરે. એ ટેવને લીધે અંગ્રેજી શાળામાં કેમ ચાલે છે તે સતુ જાણતો.

"બા, અહીં તો 'સતુ ઉપા' કહીને બધા બોલાવે છે, પણ અંગ્રેજી નિશાળમાં તો આખું નામ આપવું પડે; એટલું જ નહિં પણ આટનામ પણ આપવું પડે. બા, મારે શું નામ આપવું ? આપણું આટનામ શું ?"

સતુની માતા વિચારમાં પડી.

" બા, જ્યારે હું આ વિષય ઉપર તને પ્રશ્ન પૂછું છું ત્યારે તું વિચારમાં પડ જાય છે; તેનું કારણ ? ધૈર્ય ધરી જે પ્રસંગ આવે તે સંભાળી લેવો જોઇએ. તેં તારા પૂર્વાશ્રમનો ઈતિહાસ કહ્યો છે તેથી તારા દુઃખની મને ખબર છે પણ વિચારમાં પડે શો ફાયદો ? જો, મે રસ્તો શોધી કહાડ્યો છે. ' સતુલાલ ઉપાલાલ મહેતા ' એવુ નામ આપવું. "

" ઠીક છે ખોટું નથી " ટૂંકો જવાબ મળ્યો.

સતુ અંગ્રેજી શાળામાં દાખલ થયો. ત્યાં વાતાવરણ ફેરવાવવા ' મહેતા ' ને નામે જ ઓળખાવવા પ્રયત્ન કરવા માંડયો; પરંતુ વા વાતને લઇ જાય છે. ત્યાંથી પણ છોકરાઓ ચીડવતા પણ પોતાના અભ્યાસને લીધે તેમના ઉપર તે પ્રભાવ પાડી શક્તો.

એ દિવસો પણ જવા લાગ્યા. શાળાનું લેસન તેને રમત જેવું લાગવા માંડયું. માતાના ટુંકા પગાર ઉપર બહુ ભાર છે તેથી તે સંબંધમાં માતાને મદદ કરવા વિચાર થયો ગામમાં એક નાનું જીન પ્રેસ હતું. તેના શેઠને ત્યાં જઇ તેમાં સવારસાંજ કામે લાગવા માંગણી કરવાનો વિચાર સ્ફુર્યો. જે વિચાર આવે તેનો પૂર્ણ વિચાર કરી, પાર પાડવો એ સતુનો સિદ્ધાંત હતો. એક દિવસે સવારના તે વહેલો શેઠને ઘેર ગયો. પોતાનો વિચાર દર્શાવ્યો.

" કાલ સવારના પાંચ વાગ્યાથી જીનમાં જજે. નવ વાગ્યા સુધી કામ કરવું પડશે.સાંજના નિશાળેથી છુટી, પાછો કામે લાગજે. સાત વાગ્યા સુધી કામ કરવું પડશે.તુ છ કલાક કામ કરી શકીશ. સાત રૂપીઆ પગાર આપીશ." શેઠે જવાબ આપ્યો.

સતુએ સવારસાંજ જીનમાં જવા માંડયું. રાતે લેસન કરે. આ પ્રમાણે વિદ્યાભ્યાસ કરે, જીનમાં કામ કરી અનુભવ મેળવે અને માતાને મદદ કરે.

દુઃખના ઉપાયો દિવસ છે. એ પ્રમાણે થોડાં વર્ષ ચાલ્યું. ત્યાર પછી તે જ શેઠે મીલ કહાડી. તેમાં વણાટનું પણ કામ હતું. સતુએ પોતાના કામથી તેને સંતોષ આપ્યો હતો. તેણે વણાટ શાખામાં કામ કરવા માંગણી કરી. તે સ્વીકારાઇ. પગાર પણ વધ્યો. આ રીતે પણ દિવસો જવા માંડયા. મીલમાં કામ કરતો હતો પણ સતુ પોતાના વિદ્યાભ્યાસમાં પાછળ પડતો નહી ! થોડે વર્ષે મેટ્રીકની પરીક્ષા આપવાનો પ્રસંગ આવ્યો તેને માટે મુંબાઇ અથવા અમદાવાદ જવું પડે એમ હતુ. મુંબાઇ આઘું હતું તેમ જ મોટું અને ખર્ચાળ શહેર તેથી ફાવે નહી. અમદાવાદ જવાનો વિચાર કર્યો. પણ ક્યાં ઉતરવું ? કાઇ સગું કે ઓળખીતું તો હોય જ શેનું ?

એક વિચાર તેને સુજ્યો હોય એમ લાગ્યુ.

" બા, અહીંથી અમદાવાદ જવા બે કલાક જ જોઈએ છે. સવારની ગાડીએ અહીંથી જાઉં તો પણ ચાલે એમ છે. પરીક્ષાને દિવસે જ સવારની ગાડીએ જઇશ. અહીંથી નાસ્તો કરી લઇશ જેથી ત્યાં જમવા કરવાનું રહે નહીં ! રાતને માટે સ્ટેશને આવી ત્યાં મુસાફરોને પડી રહેવાનું હોય છે. ત્યાં પડી રહીશ. સ્ટેશનના દીવે વાંચીશ અને ત્યાં એક પાટીઆ ઉપર સુઈ રહીશ. પરીક્ષા પૂરી થશે એટલે તરત જ બીજી ટ્રેનમાં અહીં પાછો આવીશ."

બીજો ઉપાય નહિ હોવાથી માતાએ સંમતિ આપી.

પરીક્ષા આવી અને ગઇ. હવે શું કરવું ? આગળ અભ્યાસ કરવાનું બહુ મન હતું. પરિણામને વાર હતી. તેના હૃદયમાં કંઈક અગમ્ય તોફાન ચાલતું હતું. ન સમજી શકાય એવી ધિક્કાર વૃત્તિએ તેના હૃદયમાં વાસ કર્યો હોય એમ લાગતું હતું. તેમ જ એ માનતો હતો કે એ મહાપુરુષ થશે. તેને સ્થળ ફેર કરવાનું બહુ મન થયું. પોતાના પિતાના અજ્ઞાતપણાથી તેને જે ધિક્કાર મળતો હતો તેને લીધે તે ત્યાં કંટાળી ગયો હતો.

આ જ અરસામાં હિરાચંદ કરીને એક ગૃહસ્થ તેના ગામમાં આવ્યા હતા. ત્યાંનો મુળ વતની હતો, પણ તેના દાદા તે ગામ છોડી અમદાવાદ ગયા હતા. પૂર્વના સમયમાં તે ગરીબ હતા પણ અમદાવાદ જઈ વસ્યા પછી સાધારણ પૈસો મેળવી શક્યા હતા.

" મારા સાંભળવામાં આવ્યું છે કે આપ આ ગામમાં મૂળ વતની હતા પણ સંજોગવશાત્ આપ અમદાવાદ જઈને વસ્યા છો ? "

હિરાચંદે હકારમાં જવાબ આપ્યો.

" અમદાવાદ કેવું શહેર છે ? હમણાં પરીક્ષા આપવા ગયો ત્યારે સ્ટેશનેથી મંડપે જતો હતો અને ત્યાંથી પાછો સ્ટેશને આવતો હતો તેથી મને ખબર નથી. પણ મીલો બહુ દેખાઈ. કામદાર વર્ગ પણ મોટો દેખાયો. "

" હા. ત્યાં મીલો બહુ છે અને કામદાર વર્ગ પણ મોટો છે. ત્યાં તમારા જેવાને માટે સ્થાન છે. આખો કામદાર વર્ગ અજ્ઞાન છે. તમારા જેવા ભણેલા યુવકને માટે વિશાળ ક્ષેત્ર છે. ત્યાં તમને કોઇ સતાવશે પણ નહીં. તમારા પિતાના અજ્ઞાતપણાના સંબંધમાં પણ તમને વાંધો આવશે નહીં. હું ભણેલો નથી તોપણ મને અગ્રસ્થાન મળે છે તો તમારા જેવાની ખાસ જરૂર છે. તમે અમદાવાદ ચાલો. મારાથી બનતી મદદ હું તમને આપીશ. હું પણ કામદાર વર્ગનો છું તેથી તમને હરકત પડશે નહીં. "

ઘેર આવી સતુએ તેની માતાને વાત કરી. માતાના સ્વભાવ પ્રમાણે પુત્રનો વિયોગ કેમ ખમાય? પતિનો વિયોગ તો હતો જ, તેમાં પુત્રના વિયોગની વાત આવી

"ભાઇ, તારા અભ્યાસનું શું કરીશ? તારે કોલેજમાં જવુ નથી?"

"હુ કોલેજમાં જઈશ જ. જેમ અહીં કામ કરતો હતો તેમ મીલમાં સવાર સાંજ જઇશ અને કોલેજમાં ભણીશ."

"હજી પરિણામની વાર છે. મેટ્રીકનુ પરિણામ જણાય પછી. અમદાવાદ જવા સંબંધી વિચાર કરીશું."

"બા, હું પાસ થવાનો જ. અને અમદાવાદ પણ જવાનો જ." સતુએ પોતાનો નિશ્ચય બતાવ્યો.

"બા, તું ફીકર કરીશ નહીં. આપણે મીલમાલીક થઈશું અને કામદાર વર્ગનો ઉદ્ધાર કરીશુ. મને જવા દે; તારૂં બધું દુઃખ ટળશે."

છેવટે અમદાવાદ જવા સતુને પરવાગી મળી.



# [ ૯ ]

## પાછી જેલ



ધાર્યા પ્રમાણે સતુ મેટ્રીકમાં સારા માર્કથી ઉંચા નંબરે પાસ થયો અને સ્કોલરશીપ મેળવી. આ બાજુ કામદાર વર્ગમાં પણ તે માનીતો થવા માંડયો હતો. પ્રથમના વિચાર પ્રમાણે હીરાચંદની મદદથી એક મીલમાં દાખલ થયો હતો. સવાર સાંજ મીલમાં નોકરી કરતો હતો અને બપોરના કોલેજમાં જતો હતો. અવકાશના સમયે તે કામદારોના રહેઠાણમાં જતો, અને સાફસુફી વિગેરે બરોબર સમજાવતો. ચોકખા રહેવા માટે પૈસાની અથવા મોટી જગ્યાની જરૂર નથી એમ પાઠ ભણાવતો. માંદાની માવજત કેમ કરવી તે તથા અટચણ··ઓપડીએ મદદ કરવા સમજાવતો. એની આ પદ્ધતિથી સતુ ઘણો જ માનીતો થયો. કામદારવર્ગ એની પાછળ ઘેલો થઇ ગયો હતો.

દિવસો જતા ગયા, તેમ તેમ સતુનું કાર્યક્ષેત્ર વધતું ગયું. આખા શહેરના કામદાર વર્ગમાં કોઈ પણ એવો નાહીં હોય કે જે સતુને ઓળખતો નહી હોય ધીમે ધીમે ત્યાં સુધી સ્થિતિ આવી કે કોઈ કોઈ કામદારને પોતાના ભાઈબંધ કામદાર સામે ફરીઆદ હોય તો તે સતુ પાસે જાય. સતુ પણ શાંતિથી અને સ્નેહથી એમને સમજાવતો અને પતાવટ કરી આપતો. આ ધોરણથી કામદાર વર્ગમાં અણબનાવ દૂર થતા ગયા અને ભાઇચારો વધતો ગયો.

એક દિવસ સતુ પાસે ફરીઆદ આવી કે કેટલાક કામદારો મદ્યપાન કરી તોફાન મચાવે છે. અવસર જોઈ એક દિવસ સતુ કામદારોના આવાસમાં ગયો. તેણે ઘણી જ યુક્તિથી બધાને સમજાવ્યા. દારૂનિષેધ ઉપર એક સચોટ ભાષણ આપ્યું. કામદારોના ગળે એ વાત ઉતરી. દારૂની બદી ઓછી થવા માંડી. એને લીધે ઘણા કામદારોના ઘરમાં શાંતિ પ્રસરવા માંડી, પૈસાનો ખોટો વ્યય થતો અટકવા માંડયો અને આબાદી વધવા માંડી. આ સ્થિતિને લીધે સતુ દેવ જેવો ગણાવા માંડયો. મદારીની માફક જો સતુ બધા કામદારોને નચાવે તો બધા નાચે એવી સ્થિતિ થઇ.

કામદારો પ્રત્યે જે કામો કરી રહ્યો હતો તેથી મીલમાલેકોમાં સતુ અકરો થવા માંડયો. કામદારોની પૂર્વની સ્થિતિને લીધે મીલમાલીકો મઝા મારી શકતા હતા. કામદારો સુધરે તો તેઓ ફાવે નહીં એમ માનતા હતા.

"જોયું શેઠ ! પેલો સતુ કરીને એક નવો આવ્યો છે, તેણે કામદારોને ફુલા ચઢાવી મૂકયા છે ? એનો બાપ કોણ તે તો એને ખબર નથી, અને મોટો સતો થઈને ફરે છે ! એની મા તો માસ્તરાણી અને માસ્તરાણી કોણ અને કેવી હોય છે તે તો તમને ખબર છે. અને તેનો એ છોકરો કામદારોનો દેવ થઇ ગયો છે. તેને ઠેકાણે લાવવો જોઈએ; નહિ તો કામદારો માથે ચડી વાગશે. પણ બધું યુક્તિથી કરવું જોઇએ. એ કોલેજમાં છે-ભણેલો છે. કામદારો એને દેવ જેમ પૂજે છે. યુક્તિથી કામ નહીં લઈએ, તો હેરાન થઇ જઇશું. હમણાં વળી એણે 'કામદાર મંડળ' રચાપ્યું છે. બધાએ એને પ્રમુખ નીમ્યો છે. સંભાળજો."

"હા બાપા, મેં પણ એ સતુ વિષે વાત સાંભળી છે કહે છે કે કોલેજમાં પણ તે માનીતો છે--ભણવામાં હોશીઆર છે તેમ બધા વિદ્યાર્થીઓ પણ એની તરફેણમાં છે. ફક્ત પ્રીન્સીપાલ વિરૂદ્ધ છે. કુંદનરાય કહે છે તે પ્રમાણે આપણે વિચાર કરવો જોઈએ; નહીં તો આપણાં કમીશન બંધ થઇ જશે."

"ઠીક છે. આપણે વિચાર કરીશું. કોઇ બારીસ્ટરની સલાહ લઈ કામ કરવું જોઇએ. ઉતાવળ કરીને કાંઇ બગાડશો નહીં."

કુંદનરાયને તો ઓળખ્યા હશે. એ નોકરીમાંથી પેન્શન લઈ અમદાવાદ જઈ રહ્યા હતા. ત્યા એક કુટુમ્બ ફકીરઘેલાવાળા કહેવાતું હતું. બાપદાદાના સમયનો પૈસો અને પહેલાંના સમયમાં મીલ કહાડેલી તેથી તે કુટુંબે સારો પૈસો મેળવ્યો હતો. તે કુટુંબની નામના પણ સારી હતી. અત્યારે તે કુટુંબના શેઠ મોતીચંદ કરીને હતા. તેમને એક વીસેક વર્ષનો છોકરો હતો. તેનું નામ લાલચંદ હતું. એ મોતીચંદ શેઠને ત્યાં કુંદનરાય હતા. લાલચંદ જરા છોકરવાદ અને ઉદ્ધત હતો. તે ઝીન્નાખોર પણ ઘણો હતો. જો કોઇની સામે એની લાગણી થાય તો તેને ખરબુખસ્ત કર્યા સિવાય છોડતો નહીં. એવા સ્વભાવવાળાને કુંદનરાયની મૈત્રી મળી. કુંદનરાયે તેનો લાભ લઈ લાલચંદની લાગણી સતુના સામે ઉશ્કેરી. વધારામાં એ યુવક એમ જ સમજતો હતો કે એવા શેઠીઆઓને આધારે કામદારો જીવે છે. કામદારો એમના ગુલામ ! કામદારોથી શેઠીઆ સામે ફરીઆદ થાય જ નહીં અને તેમનાથી કોઈ હક પણ મંગાય નહીં !

આ બાજુ સતુ તેનું કામ આગળ ચલાવે જતો હતો. તે એમ માનતો કે નશીબ કાંઇ કામ લાગતું નથી. પુરૂષાર્થ જ જોઇએ અને જો પુરૂષાર્થ હોય તો જ ઇશ્વર મદદ કરે છે. કામદારોને પણ તે પ્રમાણે સમજાવતો. મીલમાલીકો પાસેથી કાંઇ પણ જોઇતું હશે તો પુરૂષાર્થથી જ મળશે. ભીખ માંગ્યાથી મળશે નહીં !

એક દિવસ નશીબ અને પુરૂષાર્થ ઉપર વાદાવવાદ કરતાં એક શાસ્ત્રીએ એને એમ પૂછ્યું, "સતુભાઇ, આપ એમ માનતા નથી કે ઉપર એક ઈશ્વર વસે છે--જે ઇશ્વર

આપણા સઘળાનો પિતા છે–નાથ છે–ન્યાય આપનાર છે? ન્યાયનો નાથ કોણ? એ વિચાર આવતો નથી?"

"શાસ્ત્રીજી, આપ કહો છો તે પ્રમાણે વિચાર કરવાની આવશ્યકતા નથી. જો તે પ્રમાણે વિચાર કરવા બેસીએ તો વિચારવાદી થઈ જઈએ અને આપણે જે કાર્ય કરવાનું છે તે સધાય નહીં. આપણે તો પુરૂષાર્થ કરવો પછી જે થવાનું હોય તે થાય." સતુએ જવાબ આપ્યો.

"ગીતાજીમાં પણ એમ જ કહ્યું છે કે પુરૂષાર્થ કરો અને ફળની વાંછના રાખો નહીં. પણ તે ઉપરથી એમ નથી માનવાનું કે ઈશ્વર છે જ નહીં."

"શાસ્ત્રીજી, ઈશ્વર હોય તો પણ હું એમ માનું છું કે જે પુરૂષાર્થ કરે છે તેને જ ઈશ્વર મદદ કરે છે. જે પલાંઠી વાળીને બેસી રહે તેને ઇશ્વર મદદ કરે નહીં. આપણું કાર્ય કેવળ કાર્યબુદ્ધિથી આગળ ધપાવવું જોઈએ. આપણે પ્રમાણિક રહેવું અને ઇશ્વરનો ડર રાખવો. પછી જે વચમાં આવે તેની દરકાર રાખવી નહીં અને આપણે આપણા દૃષ્ટિબિંદુએ પહોંચીને જ અટકવું."

આ પ્રમાણે દિવસો પસાર થતા હતા, તે સમયે મીલોને ઘણો ફાયદો થવા માંડયો. એજ સમયે ખાવા ખોરાકી વિગેરેના ભાવ વધવા માંડયા હતા તેને લીધે ઘર ખર્ચ પણ વધી ગયો હતો. થોડા કામદારોએ સતુને ફરીઆદ કરી. સતુએ શાંતિથી સારાસારનો વિચાર કર્યો. એક મીલ માલીકને સતુએ વાત કરી જોઈ. થોડા ઘણાએ પગાર વધારી આપવા હા કહી, પણ પ્રથમ ફકી વેલાવાળા શેઠ મોતીચંદને સમજાવવા કહ્યું. ત્યાંથી સતુ તે શેઠને ત્યાં ગયો. બાગ-બગીચો અને મોટો બંગલો જોઇ વિચારમાં પડયો; કામદારોની મહેનતથી આટલું બધું કમાય છે પણ એમના દુઃખના દિવસોમાં પણ પગાર વધારી આપવાની એમની હિંમત ચાલતી નથી. એમનું નશીબ પણ હશે. પુરૂષાર્થ સી કામદારોનું. અત્યારે સમજણ પડતી નથી. નશીબ પ્રથમ કે પુરૂષાર્થ? આ જોઇએ છે ત્યારેજ મગજ શક્તિ ચકડોળે ચડે છે. મને તો લાગે છે કે બન્નેનું મિશ્રણ જોઈએ." આ પ્રમાણે વિચાર કરતો હતો તેટલામાં બંગલાના દરવાજા પાસે આવી પહોંચ્યો. આગળ જ કુંદનરાય મળ્યા. તેની સાથે સાધારણ વાત થઇ.

"અહીં તમારૂં કાંઇ ચાલશે નહીં. તમે તમારે ઘેર જાઓ. આવી પંચાતમાં પડશો નહીં. ગયે વર્ષે તો તમે પ્રિવીઅસમાં પાસ થયા. પણ આ વખતે ઇંટરમાં પાસ થવું છે કે નહીં? પરીક્ષા પાસે આવે છે. તમે તમારે તમારા અભ્યાસ પ્રત્યે ધ્યાન આપો. અમારા લાલચંદ શેઠ એક પાઇ પણ વધારી આપવાના નથી. તમારો વખત બગડશે તે નફામાં."

સતુને કાંઈ સમજ પડી નહીં. તે પાછો વળ્યો, પણ ઉપાય શોધવા માંડયો.

બીજે દિવસે 'કામદાર મંડળ' ની સમગ્ર સભા બોલાવી. તેણે બધી સ્થિતિ વર્ણવી. પછી કહ્યું, " જુઓ. તમે બધા શાંતિ વાપરો તો હું એક સલાહ આપું. પરંતુ જો તમે તોફાન કરશો તો યાદ રાખજો કે તમારા ઉપર ગોળીઓનો વરસાદ વરસશે, અને આપણામાંથી કેટલાએ મોતને પંથે પડશે. 'વાંદરાના હાથમાં નીસરણી આપવા જેવી વાત થાય એમ થવું જોઇએ નહીં. મને આશા છે કે તમે બધા મારી શીખામણ માનશો. " આટલું બોલી તે અટકયો કે તરત જ સભામાંથી એક સાથે જવાબ આવ્યો. " તોફાન નહીં કરીએ. " પછી એણે આગળ ચલાવ્યું, " મારી સલાહ છે કે આપણે હડતાળ પાડવી. કોઇ કામદારે મીલમાં જવું નહીં. જ્યાં સુધી આપણો પગાર વધારી આપે નહીં ત્યાં સુધી કામે લાગવું નહીં ! પણ હડતાળ દરમ્યાન કોઈએ પોતાનું ઘર ન છોડવું. આ સરત હોય તો હડતાળ પડાય અને જો એ સરત પળાય એમ હોય નહિં તો લોહીની નદીઓ વહે. બોલો તમારો શો મત છે ?"

પાછો જવાબ મળ્યો: " હડતાળ: તોફાન નહીં. "

તેણે કહ્યું " ત્યારે તમે બધા સંમત છો તો આવતી કાલથી હડતાળ પાડવી. બધા કામદારોએ પોતપોતાની મીલોમાં જઇ, પોતાના શેઠને કહી દેવું અને મીલ આગળ શાંતિથી બેસવું. અરધા કલાક સુધી રાહ જોવી અને જો મીલ માલીકો માને નહિ તો અરધા કલાક પછી બધા કામદારોએ પોતપોતાના ઘેર જવું. કાંઇ તોફાન કરવું નહીં અને શેઠીઆ ગમે તેમ બોલે તો પણ ઉશ્કેરાવું નહીં. "

ઉપર પ્રમાણે ઠરાવ પસાર કરી બધા કામદારો વિખેરાયા.

બીજે દીવસે ઠરાવ પ્રમાણે બધા કામદારો ગયા. મીલ માલીકોએ સમી રીતે જવાબ આપ્યો નહીં તેથી ઠરાવ પ્રમાણે અરધા કલાક પછી બધા કામદારો પાછા ફર્યા. કોઇ જગ્યાએ ખાસ બનાવ બન્યો નહીં, પણ ફકીરચંદની મીલમાં એક સાધારણ બનાવ બન્યો. લાલચંદ શેઠે બધાને ગાળો દીધી એટલું જ નહીં પણ સતુને ગમે તેના પેટનો કહ્યો. તે વખતે તો કામદારો કાંઈ બોલ્યા નહીં.

કામદાર તે કામદાર જ. ગમે તેટલું શિક્ષણ આપી મર્કટનું ટોળું એકઠું કરો તો પણ એમનો જાતિ સ્વભાવ જવાનો છે ? તેમનામાં જ્ઞાન શું ? કેળવણી કેટલી ? તેમની લાગણી ઉશ્કેરાઇ. સતુએ ઘણી શીખામણ આપી હતી પણ 'શેઠની શીખામણ ઝાંપા સુધી ' એ ન્યાયે એ શીખામણ ભુલી જવાઇ.

" સતુભાઈ તો દેવ જેવા છે. એમને ખોટું લાગે નહીં પણ આપણાથી આવી ગાળો કેમ સંખાય ? આપણે જીવતા હોઇએ અને સતુભાઇને ગાળ દે તે આપણે સાંભળીએ ? "

" કોઈ મોટેથી બોલશો નહીં, સતુભાઈને ખબર પડશે તો પાછા આપણને શીખામણ આપવા આવશે. "

આ પ્રમાણે વાતો કરતા તે મીલના કામદારો પાછા ફર્યા. ત્યાં સુધી પોતાનો સ્વાર્થ હોય ત્યાં સુધી કામદારો શીખામણ સાંભળે અને નહિ તો પોતાને મનફાવતુ કરે. કામદારોને ઉશ્કેરવા એ સહેલ છે પણ કાબુમાં રાખવા એ સહેલ નથી તેમ જ મીલ માલીકોનો ગર્વ ઉતારવો પણ જોઈએ જ.

ઉપરના અભિપ્રાયવાળા થોડા કામદારોએ રાતે છાની સભા ભરી; લાલચંદે મોટા ખરચે નવી મશીનરી લીધી હતી તે બાળી નાંખવી એ વિચાર ઉપર તેઓ આવ્યા. એ મતના બીજા કામદારોને ઉઠાડયા અને સાથે લીધા. તેઓએ લાલચંદની મીલનો રસ્તો લીધો. આજ સમયે એક કામદારે સતુને ખબર આપી. સતુ આવી પહોંચે એટલામાં તો તે કામદારનું ટોળુ મીલ નજીક જઈ પહોંચ્યું હતું.

જે સમયે સતુને ખબર પડી તે જ સમયે લાલચંદને પણ ખબર પડી. કુંદનરાય અને લાલચંદ બંને પોલીસ અમલદારોને ત્યાં પહોંચી ગયા અને પચાસેક પોલીસને તથા થોડા પોલીસ અમલદારને બોલાવી લાવ્યા.

જ્યારે સતુ તે કામદારોના ટોળા પાસે આવી પહોંચ્યો ત્યારે પોલીસ અને તેમની વચ્ચે મારામારી ચાલતી હતી. કુદરતી રીતે સતુ કામદારના ટોળા તરફ ગયો અને એમને એવા તોફાનની વિરૂદ્ધ સમજાવવા માંડયો. એ મારામારીમાં બે પોલીસના સીપાઇઓ જખમી થયા હતા અને કેટલાક કામદારોને પણ વાગ્યું હતુ.

' ભાવતુ હતું અને વૈદે કહ્યું ' તે સૂત્રના આધારે લાલચંદને અને કુંદનરાયને થયું. સતુની હાજરી એમને જોઇતી હતી તે મળી. કેટલાક કામદારોને અને સતુને પોલીસે પકડયા અને પોલીસચોકી ઉપર લઇ ગયા. સાધારણ રીતે એમને જામીન ઉપર છોડવા જોઇએ પણ ગમે તે કારણને લીધે સતુ પોલીસ અટકમાં જ રહ્યો—જામીન ઉપર છૂટયો નહીં.

સતુને ગેરત આવી. તેને ઘણી જ શરમ લાગી. તે બબડયો, "આવી દશામાં હું મુકાયો તે મારી મૂર્ખાઈ દાખવે છે. કામદારોનું નેતાપણું કેવું હોય છે તે હવે મને સમજાયું. એમને ઉશ્કેરવા એ સહેલ છે પણ એમને કાબુમાં રાખવા એ સહેલ નથી. મારી ઉમર શી ? મેં આ બધું શું કર્યું ? પેલા પાપી કુંદનરાયના પંજામાં હું સપડાયો. કામદારોને અન્યાય તો થયો છે પણ હડતાળ એનો ઉપાય નથી એમ અનુભવે મને શીખવ્યું. હું સાધારણ આરોપી ગણાઈશ નહી પણ કાયદાની દૃષ્ટિએ એવા આરોપીઓનો સરદાર ગણાઈશ. હું તો અટકાવવા ગયો હતો અને આવી

રીતે સપડાયો. પ્રથમથી જ હું મારામારીની વિરુધ્ધ છું. 'અહિંસાને પાઠ હું પ્રથમથી શીખતું છું. કેળવણી અને જ્ઞાન એ બેના ઉપર આધાર રાખી હુ મારો પ્રચાર ચલાવું છું.' મીલ માલીકોને પણ એ જ આધારે સમજાવતો હતો અને આ શું ? જેની હું વિરુદ્ધ - જેને અટકાવ કરવા ગયો હતો તેનો નેતા ગણાયો ? " તે આમ બબડતો હતો.. સાધારણ રીતે તે તીખો ( sensitive ) હતો; ગર્વિષ્ટ હતો. ધરતીદેવી માર્ગ આપે તો તેમાં સમાઇ જવા એની ઈચ્છા થઇ. એટલી શરમ તેને લાગી.

"કેમ સેક્રેટરી, તમે અહીંઆ કયાંથી ?

"સતુભાઇ, બહુ માઠું થયું. આમાં તમે ફસાયા તે ઘણું ખોટું થયું. તમારી પરીક્ષા પાસે આવે છે. પેલો કુંદનરાય અને લાલચંદનાં કારસ્થાન છે. પણ આપણા મંડળ પાસે પૈસા છે તેથી તમારો બચાવ બરાબર કરીશુ. પણ તમારા વિરુદ્ધ પુરાવો ઘણો સખત છે. વળી તેઓ અમરનાથ કરીને એક બારીસ્ટર છે તેને મુંબાઈથી બોલાવવાના છે. તે ઘણો હોંશીઆર બારીસ્ટર છે. આપણે વેલ્ડન કરીને એક યુરોપીઅન બારીસ્ટરને રોકયો છે. ઇશ્વર જે કરે તે ખરૂં !"

"પણ કોઇને સખત ઈજા થઇ નથી."

'પણ કોઇને સખત ઈજા થઇ નથી.' "એક પોલીસનો સીપાઇ તો મરવા પડયો છે."

"પણ આ બધામાં હું પક્ષકાર નહોતો. જો હું જોખમદાર હોઈશ તો મારી જોખમદારી ખસેડવા માંગતો નથી. પરંતુ આ કિસ્સામાં તો હું બધાંને શાંત થવા સમજાવતો હતો તેથી ગુનેગાર નથી."

"પણ એ કોઇ માનવાનું નથી. તમને તો સરદાર ગણે છે. પરંતુ જો તમારે જેલ જવું પડશે તો પાછા આવશો ત્યારે આખું શહેર ગાંડુ થઇ જશે. તમારો વરઘોડો કઢાડશે; અને જ્યારે જેલમાં જશો ત્યારે આખા શહેરમાં હડતાળ પાડીશું."

આટલી વાતચીત થયા પછી તે સેક્રેટરી ચાલ્યો ગયો. સતુ વિચારમાં પડયો. તેને તેની માતા સાંભરી. એ વિચારે તે ઠંડો થઈ ગયો. શીત આવ્યાં હોય એમ લાગ્યુ. કોઈ રસ્તો સૂઝ્યો નહી.

બીજે દીવસે માજીસ્ટ્રેટની કોર્ટમાં કેસ ચાલવાનો હતો. સવારથી જ કોર્ટમાં લોકની મેદની થવા માંડી હતી. કામદારોની પણ ઘણી સંખ્યા હતી. છેવટે પોલીસે કોર્ટના બારણાં બંધ કર્યાં. બહાર મેદની ભરાઇ.

કોર્ટનો સમય થવા આવ્યો ત્યારે સતુને અને બીજા આરોપીઓને લાવવામાં આવ્યા. જ્યારે કામદારોએ સતુને જોયા કે તરત જ 'સતુભાઇની જય' બોલાવી. તેવી જ ગર્જના કોર્ટમાં પણ થઇ.

એવી જય સાંભળી સહુને જરા હર્ષ થયો—જરા ગર્વ પણ જણાયો. પરંતુ તરત જ તેનો ગર્વ ગળી ગયો. પોતાની સ્થિતિનું ભાન થયું. પોતે ક્યાં ? કેવી રીતે ? કોના વાંકે ? તરત જ તેનાથી નીચું જોવાઇ ગયું. તેને આરોપીના પાંજરામાં ઉભો રાખવામાં આવ્યો.

"કામદારોને ઉશ્કેરવામાં આ પરિણામ ! એવાની સરદારી લીધેથી શો ફાયદો ? ત્યારે લે પણ કોણ ? એમને તોફાન કરતાં અટકાવવા ગયો અને આવી રીતે સપડાયો ! કલાલની દુકાનમાં બેસી દુધ પીએ તો પણ કોણ માને ? તોફાન, કામદારોનો સરદાર આરોપી નહીં તો કોણ ? ત્યારે એમને કેવી રીતે કેળવવા ?......" આ પ્રમાણે તે બબડતો હતો. એટલામાં બેરીસ્ટર અમરનાથ આવ્યો અને એની વિચારમાળા અટકી.

"બહુ હોંશીઆર બારીસ્ટર ! આપણાથી તો એની ઉલટ તપાસ સહન જ થાય નહીં."

"હા, જ્યારે એ ઉલટ તપાસ કરતો હોય ત્યારે એમ લાગે કે તે આપણો બેરીસ્ટર છે; પણ આપણી પાસે બધું ઉંધું કહેવડાવતો હોય ! અને આખો વખત હસમુખો રહે !"

આ પ્રમાણે અંદર અંદર પ્રેક્ષકો વાત કરવા મંડયા.

થોડી વારે માજીસ્ટ્રેટ આવ્યા. કામદારોએ પાછી સહુની જય બોલાવી. માજીસ્ટ્રેટ અને અમરનાથ હેબકજ ખાઇ ગયા. છેવટે માજીસ્ટ્રેટે અમરનાથને જણાવ્યું "જો આવી બુમથી તમને શાંતિનો ભંગ થતો હોય એમ લાગતું હોય તો તમે મને કહેજો કે જેથી બધાને બહાર કહાડવાનો હુકમ આપીશ."

અમરનાથે ટુંકાણમાં કેસની હકીકત કહી. 'કામદાર મંડળ' ની સ્થાપનાથી માંડી હડતાલ પાડવાનો ઠરાવ પસાર થયો, ત્યાં સુધીની હકીકત કહી. પછી જરા લંબાણથી લાલચંદની નવી મશીનરી બાળી નાંખવાના સંકેતની અને સહુની સરદારીની હકીકત કહી. એટલું ભાષણ પુરૂં કર્યા પછી પુરાવો લેવાનું કામ શરૂ થયું.

કુંદનરાયે, ફોજદારે, લાલચંદે અને બે ઘાયલ થએલા પોલીસ સીપાઇઓએ જુબાની આપી. કુંદનરાયે થોડા કામદારોને ફોડયા હતા, તેવા ત્રણ કામદારોની જુબાની લેવાઇ.

"આવા માણસોની સરદારી ? થોડી લાલચે પોતાના નેતાને વેચે !" સહુ બબડયો.

અમરનાથે પોતાનો કેસ બંધ કર્યો. આરોપીનું સ્ટેટમેન્ટ લેવાયું અને પછી બચાવ પક્ષનો કેસ શરૂ થયો. બચાવના બેરીસ્ટરે કહ્યું "સહુ ભણેલો યુવક છે. તે મજુર

કોર્ટની વિરુદ્ધ છે. જ્યારે હડતાળનો ઠરાવ મૂક્યો ત્યારે તેણે શું કહ્યું હતું તે ધ્યાનમાં રાખવા જેવું છે. લાલચંદે તેના કામગારો આગળ સતુને ગાળો દીધી, "તેથી કામદારોની લાગણી ઉશ્કેરાઇ. તેઓએ ખાનગી સંકેત કર્યો હશે પણ સતુ તો તેમ નહીં કરવા સમજાવવા ગયો હતો ....." વિગેરે વિગેરે કહી પોતાનો પુરાવો શરૂ કર્યો.

અમરનાથ ઉલટ તપાસ કરવા ઉઠયો. હસતું મુખ રાખી સાક્ષીને તપાસતો. ઘણી ખુબીથી કેટલાક કામદાર સાક્ષી પાસે તેણે ઉંધું જ કહેવડાવ્યું. સતુ તો વિચારમાં ગરકાવ થઈ ગયો.

છેવટે પુરાવો પૂરો થયો. બચાવ પક્ષના બેરીસ્ટરનું ભાષણ પુરૂં થયું. પછી અમરનાથ ઉઠયા.

" આ કેસમાં ખાસ લક્ષ્ય એ આપવાનું છે કે આ યુવક દેખીતી રીતે ભાવનાશાળી–માનનીય–કેળવાએલો અને ઘણો હોંશીઆર છે. તે મીલ મજુર હોવાથી, કામદાર વર્ગનો માણસ જ કહેવાય. હવે જે વર્ગમાંથી ચળવળીઆ આજકાલ નીકળી પડયા છે તે વર્ગમાં જો આવો એક ચળવળીઓ હોય તો શું પરીણામ આવે? આખા શહેરને નહીં પણ આખા દેશને અને રાજને બન્નેને તે ભયંકર છે આ કામદારોનું ટોળું શું કરવા નીકળી પડયું હતું? બીજા કામદારો તો ભલા અભણ–અણસમજુ અને અનઘડ એટલે એમનો બહુ વાંક કઢાય નહી. પણ એમનો સરદાર આરોપીના જેવો મેં પ્રથમ વર્ણવ્યો તેવો ભયંકર યુવક હોય તો? એ ભયંકર કૃત્યનું પરીણામ શું આવ્યું? કાયદા પ્રમાણે પોતાની ફરજ બજાવતાં નિમકહલાલ બે પબ્લીકના–પોલીસના અધિકારીઓ ઘવાયા, અને એક માનનીય શહેરી પથારીવશ થયો! આ બધું ઘણું જોખમદાર કહેવાય કે? આ બધું કોને આભારી છે? આ આરોપીના વ્યક્તિત્વને અને નેતૃત્વને આભારી છે. આવા યુવક પ્રત્યે શું કરવું જોઇએ? ઉગતો જ દબાવવો જોઈએ. નહિં તો ભયંકર પરિણામ આવે. લાલચંદ શેઠ અને કુંદનરાય પ્રત્યે પોતાનું ખાનગી વેર વાળવા આ નિર્દોષ ધણને ઉશ્કેર્યું. કેટલો ભયંકર યુવક? એણે કહ્યું છે કે હું તો વારવા ગયો હતો પણ તે મનાય એમ છે? આવા યુવકના વ્યક્તિત્વ અને નેતૃત્વ સિવાય ગરીબ કામદારો કાંઇ પણ કરી શકે ખરા? વધારામાં જ્યારથી એ આ પ્રખ્યાત શહેરમાં આવ્યો છે ત્યારથી ખળભળાટ મચાવી મૂકયો છે. એણે ઘણાં ભાષણો આપ્યાં છે તે ભાષણના ફકરાઓ એકઝીબીટ તરીકે મૂકાયાં છે. તેમાંથી વાંચીશ ........આ બધુ વાંચી બતાવવાનો હેતુ એટલો જ છે કે યોગ્ય આરોપીના શીરે જ ગુનો લગાડી શકાય અને નિર્દોષને આંચ આવે નહી. બિચારા અણઘડ અને અણસમજુ કામદારોને ક્યાં દોરી જવામાં આવતા હતા? જેમ ઘેટાના ધણને કતલ

ખાનામાં લઈ જવામાં આવે અને તે બિચારા વગર સમજે જાય તેમ તે અણસમજુ અને અનઘડ કામદારોને આ ભયંકર આરોપી દોરી જતો હતો અને પરિણામ પણ તમે એવું ભયંકર જ જોયું !"

આખી કોર્ટમાં શાંતી હતી. બધા એક ચિત્તે ભાષણ સાંભળતા હતા. સતુને પણ એ સાંભળી એમ થયું કે પોતે ભયંકર યુવક છે એક વાર તો બધાને એમ લાગ્યું કે ખરો આરોપી તો સતુ જ છે અને એ ભયંકર છોકરો છે. થોડી ક્ષણો ગયા પછી બધાંના ચિત્તો ઠેકાણે આવ્યાં અને પોતાની સમજ પણ ઠેકાણે આવી.

આ ભાષણ સાંભળી માજીસ્ટ્રેટ શું કરે ? શિક્ષા ફરમાવી. પણ તેને પરીક્ષા આપવાની હતી, વિગેરે બીજા કેટલાક સંજોગો ધ્યાનમાં લઇ ત્રણ મહીનાની જ સખત મજુરી સાથેની કેદની શિક્ષા ફરમાવી.

પાછો અમરનાથ ઉભો થયો અને બોલ્યો "સાહેબ, આજથી બારેક વર્ષ ઉપર જ્યારે આરોપી આઠેક વર્ષનો બાળક હતો ત્યારે તેણે સજા ભોગવી હતી. તેથી તેને વધુ શિક્ષા થવી જોઇએ. માજીસ્ટ્રેટ ભલો માણસ હતો તેથી સજા ફેરવી કે વધારી નહીં.

સતુ એ સાંભળી હસ્યો. સતુની જય પાછી બોલાઇ. થોડી વારમાં અમરનાથ બહાર નીકળ્યા ત્યારે તેના કાને 'ધિક્કારની' વીર ગર્જના સંભળાઇ. પોલીસનો સખત બંદોબસ્ત હતો તેથી અમરનાથ સીધા ઘેર જઈ શક્યા.

જેટલી વાર કેસ ચાલ્યો તેટલી વાર સતુએ ભીરૂતા દર્શાવી નહોતી. તેની સ્વસ્થતાથી તો અમરનાથને પણ કોઇક વાર ધ્રુજારી છુટતી હતી.



[ ૧૦ ]

# સતુ શૈલબાળાને મળે છે




ન્યાય કહેવાય ? હું કોણ અને અત્યારે ક્યાં સડું છું ? કોને લીધે ? કામદારોની ઉન્નતિ કરવા મેં પ્રયત્ન કર્યો તેનો આ બદલો ? કામદારોને ઉશ્કેરવા સહેલ છે પણ એમને વારવા સહેલ છે ? ત્યારે શુ તેઓનો ઉદ્ધાર કરવા પ્રયત્ન કરવો જોઈએ જ નહિં ? કોઇ પણ પ્રયત્ન કરે નહિં તો એમનું શું થાય ? અમરનાથ સામે મારે શુ વેર ? આજથી બારેક વર્ષ ઉપર પણ મને શિક્ષા કરવામાં તે નિમિત્ત હતા અને આ વખતે પણ એ જ ? મારો વિધાતા ? કેટલો હોંશીયાર ? એના ભાષણ પછી મને લાગ્યું કે હું ગુનેગાર જ છું ! પણ એની હોંશીઆરી મારી વિરૂદ્ધ ચલાવાની ? પુરૂષાર્થ કે નશીબ ? નશીબનો નાથ કોણ ? ન્યાયનો નાથ કોણ ? " આ પ્રમાણે સતુ એક અંધારી રાતે જેલમાં બબડતો પાછો વિચાર-મગ્ન થયો; શું આ જેલ કેદીઓને સુધારે છે ? ધારો કે એક વાર કોઇનાથી ભૂલ થઇ તેથી શું ? અહીં મોકલવાથી કેવો સંગ લાગે ? ભયંકર પ્રાણીઓના સમાગમમાં કોઈ કોમળ હૃદય આવે તો શું થાય ? જેલમાં મોકલવાથી માણસને સુધારાય ? "

સતુની અત્યાર સુધીની કારકીર્દી જેણે નિહાળી હશે તેને એમ ચોક્કસ લાગ્યું હશે કે તેનામાં ખાનદાની--નીડરતા--ખંતીલા પણું--હોંશીયારી--વ્યક્તિત્વ અને સરદારી કરી શકવાની શક્તિ જોઇ હશે. તેજ પ્રમાણમાં તેનામાં પોતાના વ્યક્તિત્વનો ગર્વ અને તીક્ષ્ણ--તીખી લાગણી ( sensitiveness ) પણ જોઇ હશે. એના એવા સ્વભાવને લીધે તેને જે જાતની ખ્યાતિ મળી હતી તેથી તે બળતો હતો. તેને મારામારી કરી ખ્યાતિ જોઇતી નહોતી. એવા સંજોગમાં ભરાઈ પડવાથી તેની તીક્ષ્ણ લાગણી ઉશ્કેરાઇ આવતી હતી અને તેને લીધે ઉત્પન્ન થતી શરમ તેનું હૃદય ચીરી નાખતી હતી. તેના તીખા સ્વભાવને અંગે તેનામાં ભીરૂતા નહોતી. નીડર હતો એટલું જ નહિં પણ શરીરે સમર્થ હતો. તેના ઉપર રહેતા ચોકી પહેરાને અંગે તેની લાગણી ઘણી વાર વિચિત્ર પ્રકારે ઉશ્કેરાતી હતી અને કોઇક વાર તેનું વેર વાળવા પ્રતિજ્ઞા પણ તેનાથી લેવાઈ જતી હતી.

આ પ્રમાણે તેના દિવસો જેલમાં જતા હતા. કોઈક વાર કોઇ બાળ કેદીને સલાહ આપતો હતો. કોઇક વાર જેલના અધિકારીઓ સાથે જેલમાં મોકલવાના સિધ્ધાંત ઉપર વાદવિવાદ કરતો હતો અને એમના મગજમાં ઠસાવવા માંગતો હતો કે જેલમાં મોકલવાથી ગુનેગાર સુધરતા નથી.

થોડા દિવસ પછી તેને પરીક્ષા આપવાનો પ્રસંગ આવ્યો. યુનીવર્સીટીની પરીક્ષા કોઇની રાહ જુએ છે? તેણે જેલ સુપ્રીટેન્ડન્ટને અરજી કરી. તે ભલો માણસ હતો તેથી પરીક્ષાના પાંચ દીવસ રજા આપવા હા પાડી. પણ જેલના કપડાં પહેરી પરીક્ષા આપવા જતાં એને શરમ આવી. ભલા સુપ્રીટેન્ડન્ટે સાદા કપડાં પહેરી મંડપ ઉપર જવા દેવા સુચવ્યું. સાથે સાદા કપડાંવાળા પોલીસને મોકલવા ગોઠવણ કરી. પોલીસ પહેરા નીચે જઇ પરીક્ષા આપી આવ્યો. જરા મનને શાંતિ મળી.

થોડે દિવસે તેના છુટકારાનો વખત આવી પહોંચ્યો. આખો વખત તેને સાબરમતી જેલમાં જ રાખવામાં આવ્યો હતો. તેના છુટકારાના દિવસની કામદાર મંડળને ખબર પડી ગઇ. સવારના પહોરથી જેલને બારણે કામદારોનું ટોળું ભરાવા માંડયું હતું. થોડા કોલેજીઅનો પણ હતા. ધીમે ધીમે એટલો મોટો સમુદાય ભેગો થયો કે જાણે જીવતો સમુદ્ર! તે દીવસે કોઇ કામદાર તેની મીલમાં ગયો નહોતો. એટલું જ નહીં પણ આગલે દિવસે તેમના મીલમાલીકોને તે પ્રમાણે શાંતિથી કહી દીધું હતું.

સતુનું સ્વાગત કરવા કામદારોએ શહેરમાં ધ્વજાપતાકા ટંગાવી દીધા હતા. બે ત્રણ ખાનગી માલીકીની જગ્યાએ કમાનો પણ ઉભી કરી હતી.

આઠના ટકોરે સતુને છોડવામાં આવ્યો. એ જેલને બહારના દરવાજે આવ્યો કે તરત જ 'સતુભાઈની જય' એવો ઘોષ થયો. પૂર્વના સમયમાં આવો સત્કાર રાજાઓનો થતો હતો. આ તમાસો જોઈ સતુ વિસ્મય પામ્યો. આ સત્કાર કોને માટે? હર્ષાશ્રુ આવ્યાં. તેણે સમજાવવા પ્રયત્ન કર્યો. કોણ સાંભળે? તેને ઉંચકીને એક વીક્ટોરીઆમાં બેસાડવામાં આવ્યો અને કામદારો ગાડી ખેંચવા મંડયાં. તેણે ઘણી ના કહી--મોટે અવાજે ભાષણ આપવા મંડયો--પણ ભેંસ આગળ ભાગવત!

"ભાઇ હરીચંદ, આ શું તોફાન? જ્યારે ન્યાયની દૃષ્ટિએ હું કાવત્રાખોર ઠર્યો પછી આ બધું શું?"

"સતુભાઇ, તમારા જેલમાં ગયા પછી જે કામદારો સંડોવાયા હતા તેમણે જાહેરમાં કબુલ કર્યું કે, સતુભાઇ તો શાંત થવા સમજાવવા આવ્યા હતા અને પેલા બારીસ્ટરના શબ્દજાળમાં ફસાઇ ગયા હતા. સતુભાઇ બીલકુલ ગુનેગાર નથી. એમને કુંદનરાયના અંગત દ્વેશને લીધે જેલમાં મોકલવામાં આવ્યા છે. લાલચંદ અહેબો છોકરો છે અને તેણે ખોટું કાવત્રું કર્યું છે. ત્યારથી આખા શહેરમાં લાગણી બદલાઈ

ગઇ. તમને બધાએ દેવ તરીકે ગણવા માંડયાં. તમને બધા એક વીર તરીકે ગણે છે. ત્યાર પછી પેપરોમાં પણ ચર્ચા થઈ હતી અને તે ન્યાય એક અન્યાયના નમુના રૂપ લેખાય છે."

"ત્યારે શું સમાજ એમ માને છે કે હું નિર્દોષ હતો અને ખોટી ખ્યાતી મેળવવા મેં ધતીંગ નહોતું કર્યું ? મારી આબરૂ સચવાશે ?"

"હા, એમ જ છે. તમારી ખરી ખ્યાતિ ફેલાઇ છે અને તમારી આબરૂ-પ્રતીષ્ઠા માં વધારો થયો છે. એટલું જ નહીં પણ પેલા લાલચંદ અને કુંદનરાય થોડા ઘણા બેઆબરૂ થયા છે."

આ સમાચાર સાંભળી સતુના જીવમાં જીવ આવ્યો. પડી ગએલા મુખ ઉપર જરા રોનક આવી. અત્યાર સુધી જયઘોષ એનાથી સંભળાતો નહોતો તે હવે સાંભળી શક્યો માંડ્યો. પહેલાંની વીરરૂ-તેજક લાગણી ઉશ્કેરાઇ આવી. તેજત્વ આંખમાં નાચવા માંડયું.

કુનબો હોવા છતાં, સખત તાપમાં ત્રણ કલાક સુધી તે સરઘસ કામદારોએ ફેરવ્યું. તેમાં ખાસ કરીને મીલમાલીકોના લત્તામાં અને લાલચંદના ઘર પાસેથી લઈ જવામા આવ્યું હતું. છેવટે સતુને ઘેર ઉતારવામાં આવ્યો. પ્રસંગોચિત એક ટુંકું ભાષણ આપી કામદારોને યોગ્ય સલાહ આપી, મારફાડ અને મારામારીની વિરૂદ્ધ તે ખાસ બોલ્યો.

થોડા દિવસ પછી શહેરના એક સ્વદેશી વસ્તુ ભંડારમાં કપડાં લેવા ગયો. જ્યાં એ જતો ત્યાં તેને મોટો સત્કાર મળતો. તે વસ્તુભંડારનો માલીક ગળગળો થઈ ગયો અને સતુની સાથે ફરી દરેક ચીજ બતાવવા માંડી. દેશી મીલનું કાપડ જોવામાં તે ગરકાવ થયો હતો. તે વખતે તેની બાજુએથી બે આંખો તેના તરફ તીક્ષ્ણ નજરે તાકી રહી હતી. તે આંખોમાંથી ભયંકરતા વરસતી હતી અને જેમ કોઇ વ્યક્તિ કાળા નાગને નિહાળે તેમ તે આંખો સતુને નિહાળી રહી હતી. તે વ્યક્તિ પોતાની આંખો તેના તરફથી ફેરવી શકતી નહોતી તેમ તે પોતાનું બીજું કાર્ય કરી શકતી નહોતી. સતુની નજર તે તરફ અચાનક પડી. બન્નેની આંખો મળી. સતુનો સ્વભાવ તો આપણે જાણી ગયા છીએ તે આંખોએ સતુના તીખા સ્વભાવને ડંખ માર્યો. પ્રથમ ક્ષણે લાગણી ઉશ્કેરાઈ આવવાથી જે વિચાર સ્ફુર્યો તે વિચારે વર્તવા તૈયાર થઈ ગયો. સ્વમાન આગળ આ બુબાજુનું ભાન રહ્યું નહિં.

"આપના દેખાવ ઉપરથી એમ લાગે છે કે આપ કોઇ શ્રીમંતનાં પુત્રી છો. આપ કામદાર વર્ગના મનુષ્ય તરફ ધિક્કારવૃતિથી જુઓ. એમાં મને નતાઈ લાગતી

નથી. પણ યાદ રાખજો કે તે લાલચંદ અને અમરનાથ જેવા મનુષ્યોને પણ કરેલા કર્મના ફળ ભોગવવાં પડશે." આટલું બોલી સતુથી ધિક્કારયુક્ત લાગણીથી હસી પડાયું અને પાછું બોલવા શરૂ કર્યું, "બિચારો અમરનાથ શું કરે ? તે તો પૈસા કમાવા આવ્યો હતો ! નિર્દોષને દોષીત ઠેરવાવી પૈસા કમાવવા તેમાં શી હરકત ? ગમે તે પ્રકારે પૈસા લાવો એવા સૂત્રના સાથીને નિર્દોષઅને દોષ કેવો ?"

આ પ્રમાણે સાંભળી તે બાળાની આંખોમાંથી ભયંકર ગુસ્સો વરસવા લાગ્યો. તેના એ શબ્દો સહન થયા નહિ. તરત જ તે ચાલી ગઈ.

"અરે, સતુભાઈ તમે આ શું કર્યું ? આ દહાડામાં ગરમ કાપડનો ઉપાડ થતો નથી. આટલું ઘરાક આવ્યું હતું તે તમે પાછું કાઢ્યું ? ઉનાળામાં ગરમ કાપડ કોણ લે ? આના જેવા આબુ કે મહાબળેશ્વરની શીતળ ટેકરી ઉપર જનારાંજ લે ?"

"જુઓ, આપને નુકશાન કરવાનો મારો હેતુ નહોતો પણ તેની આંખોમાંથી જે ઝેર વસતું હતું તે મારાથી સહન થયું નહીં ! હવે જે બંડલો એણે બંધાવ્યાં છે તે જો એ આવીને લઇ જશે નહીં તો હું ખરીદી લઈશ. આપને નુકશાન પહોંચવા દઈશ નહિ. આવેશમાં મારાથી બોલી જવાયું. હવે મને પણ શરમ આવે છે--પણ શું કરૂં ?"

ભવિષ્યમાં શું થશે તેનો વિચાર કર્યા સિવાય સતુએ ક્ષણિક આવેશમાં આવી જઈ તે બાળાને બે શબ્દો સંભળાવી દીધા. પોતાને જે વસ્તુઓ લેવી હતી તે લઇ સતુ પોતાને ઘેર જવા નીકળ્યો.

દુકાનમાંથી બહાર નીકળ્યો કે તરત જ કોઇએ તેના નામની બૂમ પાડી.

"સતુભાઇ, ક્યાં જાઓ છો. હું તમારે ઘેર જઈ આવ્યો."

"આપનો આભાર માનું છું. શું કામ હતું ?"

"તે રસ્તામાં કહેવાય નહિં. તમારે ઘેર ચાલો પછી વાત કરીએ."

"હિરાચંદભાઇ, ઉતાવળનું કામ છે ? જો તેમ હોય તો ચાલો પેલા વસ્તુ ભંડારમાં જઇએ. કાંઈ એકાંત સ્થળમાં બેશી ત્યાં વાત કરીએ."

"ના, સતુભાઈ, એટલી બધી ઉતાવળ નથી. ઘેર જઇને જ વાત કરીશું."

બન્ને જણ ધીમે ધીમે સતુના ઘર તરફ વળ્યા. સંધ્યા સમય હતો. ઑફીસોને મીલો છુટવાનો વખત હતો. માણેકચોકના રસ્તા ઉપર બન્ને આવી પહોંચ્યા. પાંચ પાંચ મીનીટે કોઈ સતુને ઉભુ રાખતું અને તેને મુબારકબાદી અપાતી. બધાંને નમસ્કાર કરીને અને પ્રત્યુત્તર આપીને તે છેવટે થાકી ગયો.

" માફ કરજો હિરાચંદભાઇ, આપણને ઘેર આવતાં બહુ વાર થઈ. શું કામ હતું ?"

" સતુભાઇ, તમે કેટલા પૈસા બચાવ્યા છે ? "

" તેનું શું કામ છે ? "

" શંકાની નજરે જોશો નહીં. હું આપના પૈસા પડાવવા આવ્યો નથી. આપ હવે શું કરવા ધારો છો ? "

" મારી પાસે ત્રણેક હજાર એકઠા થયા છે. અહીં આવે લગભગ બે વર્ષ થયાં. હું સાદી જીંદગી ગાળું છું તે તો તમને ખબર છે. કોલેજના અંગે મને ખર્ચ થતો હતો પરંતુ તે સ્કોલરશીપમાંથી કહાડતો હતો. તેમાંથી પણ બચત. પરંતુ મને પુસ્તકો માટે ઘેલછા છે. જુઓ, આ બધાં પુસ્તકો પાછળ ખર્ચ કર્યો તેથી તેમાંથી કંઇ બચ્યું નહીં. હવે થોડા વખતમાં મારૂં પરીણામ જણાશે. બી. એ. માં તો દાખલ થઇશ. અભ્યાસથી ઘણો ફાયદો થાય છે. દરેક કામદારે થોડું ઘણું તો ભણવું જોઈએ. પહેલાંની માફક કામે વળગવા વિચાર છે. હવે આપનો હેતુ જણાવશો. "

" જુઓ, આપને ભાગીદાર બનાવવા માંગું છું. રાયપુરથી કાંકરીએ જતાં એક નાનું વણાટશાળ છે. તે સસ્તામાં વેચાતું મળે એમ છે. તે આપણે લઈએ અને ભાગમાં ચલાવીએ. તમને રૂ લોઢવાનું અને વણાટનુ બન્નેનું જ્ઞાન છે. મને બજારમાં રૂ અને સુતરના સોદા કરવાનું જ્ઞાન છે. તેમ તમારામાં જે અક્કલ અને હોંશીઆરી છે તેથી આપણે ફાવીશું એમ લાગે છે. મારી પાસે પાંચેક હજાર છે. આઠ હજાર થયા. દસેક હજારમાં તે કારખાનું આપણને મળે એમ છે. બે હજાર ખૂટે છે પણ તે માણસને તમારા પ્રત્યે માન છે. હાલ આઠ હજાર લઇ પાછળથી બે હજાર લેવા તઈયાર છે. "

" તમે તો મોટા માણસ થવાની વાત કરો છો ! પણ કારખાનું ચલાવવા પૈસા જોઇશે તેનું કેમ ? "

" તે સંબંધમાં પણ ઘાટ ઘડી રાખ્યો છે. તમારી પાછળ લોક ઘેલું છે. "

એ બે જણે બે કલાક સુધી વાટાઘાટ કરી. સતુએ કેટલાક એવા સવાલ પૂછ્યા કે હિરાચંદ તો આભોજ બની ગયો !

બીજે દિવસે સવારમાં સતુ અને હિરાચંદ તે વણાટશાળનું કારખાનું જોઇ આવ્યા. વખાર બનાવવા તથા ઓફીસ બનાવવા માટે બાજુની જગ્યા જોઈ.

" આ જગ્યા આપને મળશે કે કેમ તે શંકા છે. "

" કેમ, તમારા શેઠ સાથે આ જગ્યા સંબંધમાં વાત થઈ છે ને ? "

" હા, પણ ત્યાર પછી બીજા શેઠ પણ વાત કરી ગયા છે."

" એ શેઠનું નામ આપશો ? કોઇ મોટો મીલમાલીક આવી જગ્યા લે નહિ. બીજો શેઠ તે અમે જ હોઇ શું: તમારી ભુલ થાય છે."

આ પ્રમાણે જવાબ મેળવી તે બન્ને પાછા ગયા.

" જોયું હિરાચંદભાઇ, તે લાલચંદ કેટલો મારી પાછળ ખાઈ પીને મંડયો છે. અત્યાર સુધી મારા મનમાં નિશ્ચય નહોતો થયો પણ હવે તો તે વણાટશાળનું કારખાનું લઇને ચલાવવું જ. ભલે, લાલચંદને જે કરવું હોય તે કરે." તે જ દિવસે રાતના સતુ પોતાના ભવિષ્યના ભાગીદાર હિરાચંદ સાથે પોતાના ઘરમાં વાત કરતો હતો. "સારૂ થયું તે મુર્ખે આપણને અગાઉથી ચેતવ્યા. હવે સંભાળથી કામ લઈશું. આપણે એને પહોંચી વળીશું.—ફીકર નહીં. હવે તો કારખાનું લેવું અને ચલાવવું જ. અને દરેક ક્ષણે લાલચંદથી સંભાળીને ચાલવું."

કેટલાક સમય સુધી બે ભાગીદારોએ વાટાઘાટ કરી અને કંઇક નિશ્ચય ઉપર આવી છુટા પડયા.

તેઓએ વણાટશાળનું કારખાનું વેચાતું લીધું. તે સંબંધમાં ખતપત્ર પણ થઇ ગયાં !

ઉનાળો ખલાસ થઈ ચોમાસાની શરૂઆત થતી હતી. વરસાદનું વાવાઝોડું થઇ થોડા છાંટાં પડયા હતા. સાંજનો સમય હતો. એલીસ બ્રીજ ઉપર લોકો ફરવા નીકળ્યા હતા.

" સતુભાઈ, તમે જબરા તો ખરા. જેલમાંથી પણ તમે પરીક્ષા આપી અને પ્રથમ નંબરે પાસ થયા. હવે કોલેજ ઉઘડવાના બે ત્રણ દહાડા છે. તમે બી. એ. માં દાખલ થવાના ! જુઓ આપણો પણ કરાર થઇ ગયો છે. હવે કારખાનું શરૂ કરવું જોઈએ. તમને વણાટ કામ આવડે છે. હું સુતર ખરીદીશ. તમારૂં મગજ ચલાવી એવી કાંઇ યુક્તિ શોધી કહાડો કે જેથી આપણા કારખાનામાં જે માલ બને તે બીજી કોઇ જગ્યાએ બને જ નહીં. એમ થાય તો જ આપણે કારખાનું ચલાવ્યાનું સાર્થક !"

" આપણે એમ ચોકકસ કરીશું."

આ વાત ચાલતી હતી, તે દરમ્યાન હિરાચંદનું કોઈ ઓળખીતું મળ્યું. તે તેની સાથે વાતમાં આગળ ચાલ્યો ગયો. તે વખતે સતુની દૃષ્ટિ બે વ્યક્તિઓની ઉપર પડી. તે ચમકયો. બન્નેના દેખાવ ઉપરથી એમ લાગ્યું કે તે શ્રીમંત વર્ગની હોવી જોઇએ. તેમાંથી એક તો મુબાઇમાં વસતી વ્યક્તિ હોવી જોઇએ. બીજી અમદાવાદની હોવી જોઇએ. વિચારમાં તે આગળ ચલ્યો જતો હતો. મુખ નીચું હતું.

વિચારમાંને વિચારમાં બીજ ઉપરની પગથી ઉપરના રસ્તે ચઢ્યો. થોડે જઇ અટકી ઉભો રહ્યો.

" જવાનો માર્ગ આપશો ? " એક વ્યક્તિએ કહ્યું.

સતુએ તે સાંભળ્યું; પણ તેની દરકાર કર્યા શિવાય બીજી વ્યક્તિના સામું તાકી જ રહ્યો. છેવટે તેણે બન્ને વ્યક્તિઓને નમસ્કાર કર્યા અને બોલ્યો " માફ કરજો. આવી રીતે વિચારમગ્ન હોવાથી આપને હું મૂર્ખ લાગીશ. પણ હું ભુલતો હોઉં નહીં તો આપ મને મહીનાએક ઉપર સ્વદેશીવસ્તુ ભંડારમાં મળ્યાં હતાં. આપના ચક્ષુમાંથી તે દીવસે વરસતી ભયંકરતાને લીધે મારાથી આવેશમાં આવી જવાયુ હતું; અને તે આવેશમાં આપને બે અક્ષર કહેવાયા હતા. હુ દીલગીર છું અને મને માફ કરશો ? "

એ પ્રમાણે બોલી તેણે પ્રત્યુત્તરની આશા રાખ્યા શિવાય આગળ ચાલવા માંડયું. પેલી બે વ્યક્તિઓ વિચારમાં પડી. ધીમેધીમે એમણે પણ પોતાનો રસ્તો લીધો.

" કેમ સતુભાઇ, કોની સાથે વાત કરતા હતા ? પેલા લાલચંદની બહેન પ્રમીલા સાથે શી ગોષ્ઠી કરતા હતા ? "

" પેલી બીજી બાળા કોણ હતી ? "

" કેમ, તેને ઓળખતા નથી ? તે પેલા બારીસ્ટર અમરનાથની પુત્રી શૈલબાળા ! "

' અમરનાથની પુત્રી શૈલબાળા ' શબ્દ સાંભળી તેને આઘાત થયો હોય એમ લાગ્યું. શું કારણ હશે ?

જ્યારથી સતુએ તે બાળા સાથે વાત કરી હતી, ત્યારથી તે વિચાર કર્યા કરતો હતો. શેખશલ્લીના કેટલાએ વિચાર તેના મગજમાં ઘડાયા હશે અને તટ્યા હશે. જ્યારે એ સ્થિતિમાં તેનું મન હતું ત્યારે એણે આ સમાચાર સંભળ્યા. અમરનાથને તે પોતાનો દુશ્મન માનતો હતો--અને તે બાળા અમરનાથની પુત્રી નીકળી ! તેનું મગજ ભમવા માંડયું અને યંત્રવત્ તે આગળ ચાલવા માંડયો. હિરાચંદે પણ તેની સ્થિતિ નિહાળી મૌન ધારણ કર્યું.

" સતુભાઇ તમારા ઉપર કેસ ચાલ્યો તે વખતે અમરનાથ અને મોતીચંદના કુટુમ્બ વચ્ચે મૈત્રી બંધાઇ છે. તે વખતે મોતીચંદનો મહેમાન હતો. ત્યાર પછી ગયા ઉનાળામાં મોતીચંદનું આખું કુટુંબ અમરનાથના કુટુંબ સાથે આબુ ગયું હતુ. ત્યારથી બન્ને વચ્ચે મૈત્રી વધી. મોતીચંદ પાસે પૈસા છે અને લાલચંદ એકનો એક છોકરો છે. તેની પાસે પચાસેક લાખ રૂપીઆ કહેવાય છે. અમરનાથ પણ મોટા બેરીસ્ટર છે અને મુંબાઇ વિગેરે મોટા શહેરોમાં તેની સારી નામના છે. અને સાંભળવા પ્રમાણે લાલચંદ નો વિવાહ શૈલબાળા સાથે થશે. "

સતુ મુગો જ રહ્યો. લાલચંદનુ અને શૈલબાળાનું ઐક્ય અસંભવિત લાગ્યું--ગગન કુસુમવત્ લાગ્યું. અમરનાથ મિત્ર હોય કે દુશ્મન પણ શૈલબાળાને મિત્ર-હૃદય મિત્ર--જીંદગીભરની મિત્ર-બનાવવી એવો મનમાં સતુએ નિશ્ચય કર્યો હતો.

"તમને ખાત્રી છે કે તે અમરનાથની પુત્રી જ છે? અને તેનું નામ શૈલબાળા છે?"

"હા, હા, ખાત્રી છે. આપણે લાલચંદથી બહુ સંભાળવું પડશે. ખબર છે? તેને લીધે આપણને આપણા કારખાનાની પાડોશની જગ્યા મળી નહીં? મોતીચંદ બારે મહીને પચાસેક હજાર કમાય છે. શેઠીઆ તો જુદી! બહુ સંભાળ રાખી, ચેતતા રહેવું પડશે."

"એ લાલચંદ સામે લડાઇ જાહેર થઈ ચુકી છે. ઘણાં લહેણાં-દેવાં પતવવાનાં છે. જોઇએ છે કોણ હારે છે." સતુએ જવાબ આપ્યો.

સતુ બી. એ. માં દાખલ થઇ ગયો હતો. ચીવટથી અને ઝીણવટથી તેના કારખાનામાંથી ઘણું ઉમદા કાપડ નીકળવા માંડયું. વિલાયતી કાપડને ટક્કર મારે એવું કાપડ નીકળતું હતું. બીજી મીલોએ હરીફાઈ કરવા પ્રયત્ન કર્યો પણ કોઇ ફાવ્યું નહીં. સતુના કારખાનાના કાપડની માંગણી વધતી ગઇ. કારખાનાનું કામ હતું અને અભ્યાસ કરવાનો હતો તો પણ સતુ પોતાના કામદાર મંડળને ભુલી ગયો નહોતો. અવાર નવાર તે મંડળને ભેગું કરતો અને ઉન્નતિના માર્ગ શોધતો.

તે વર્ષની આખરે ડીસેમ્બર મહીનામાં હીસાબ થયા.

"છ મહીના થયા પણ આપણું વર્ષ ઘણું સારૂં ગયું, કેમ નહીં હીરાચંદભાઇ?"

"હા, આપની ઝીણવટનું કામ છે. હવે શો વિચાર રાખ્યો?"

"આપણી પાસે ફક્ત ચાલીસ શાળ છે. તે વધારીને ૪૦૦ સુધી કરવી જોઈએ. આપણા નફામાંથી બીજી ૬૭ શાળ તો હમણાં જ વધારી શકાય-અને નભાવી શકાય એમ છે."

"પણ સતુભાઈ, હાલમાં નવું વાદળ ઘેરાયું છે તે ખબર છે?"

"કેવું વાદળ ઘેરાયું છે?" સતુએ ઉત્સુકતાથી પૂછ્યું.



# [ ૧૧ ]

## નિશ્ચય



“હે રાયચંદભાઇ, ડીસેંબરની આખરે જ્યારે આપણે હિસાબ કરી રહ્યા, ત્યારે તમે કાંઇ વાદળ ઘેરાયું છે એમ કહેતા હતા તે શું ?”

“કેમ તમને ખબર નથી ? પેલું સ્વરાજ્ય સ્થાપવાનું.”

“હા, અત્યારના નેતાઓ ખાદીથી સ્વરાજ મળશે એમ કહે છે. શું તે શકય છે ? જો ખાદી પ્રચાર વધશે તો આપણા કામદારોનું શું થશે ? જે લાખો કામદારોને મીલોમાં ધંધો મળે છે, તે કયાં જશે ? આપણા હિંદુસ્થાનમાં તેત્રીસ કરોડની વસ્તી--તેમને માટે હસ્તવણાટની ખાદી કયાંથી લાવવી ? પહેલાં ખટારાથી કામ ચાલતું હતુ--ત્યાં રેલ્વે ગાડીઓ થઈ--તેની પણ ઝડપ વધી ! જ્યાં સાધારણ વહાણોથી કામ ચાલતું હતું, ત્યાં આગબોટો થઈ ! જ્યાં તારથી કામ ચાલતું હતું ત્યાં હવે તો ટેલીફોનો થયા ! વળી હવે તો ટેલીફોનને બદલે વાયરલેસ થયા ! ઘોડાગાડીઓને બદલે મોટરો થઇ અને વળી અધુરામાં પુરૂં વિમાનો થયાં ! આ સ્થિતિમાં નેતાઓ આપણને હસ્તવણાટની ખાદી વાપરવાની સલાહ પ્રગતિના જમાનામાં આપે છે ! શું યોગ્ય છે ? બધાં એક સરખાં કપડાં પહેરે એ સિધ્ધાંત સારો છે. એ સિધ્ધાંતથી મોટા-નાનાનો ભેદભાવ જાય એ વાત ખરી, પણ હાથે કાંતેલી અને હાથે વણેલી ખાદી જોઇએ એ તો અશકય વાત થઇ. અત્યારે આપણા દેશમાં મીલોના ઉદ્યોગ સિવાય બીજો મોટો ઉદ્યોગ કયો છે ? એ ઉદ્યોગને લીધે આપણા કેટલા બધા હિંદીઓનો રોજગાર છે ? જુઓ, મીલોને લીધે મીલમાલીકો--કારભારીઓ--કામદારો--શેર બજારો-કાપડના દલાલો-કાપડના વેપારીઓ-વિગેરે, વળી તેને લીધે કેટલાં બધાં મકાનો ? મકાનોને લીધે આપણા કડીઆ-સુથારો-કામદારોને પણ ઉદ્યોગ મળે. હાથની કાંતેલી અને હાથની વણેલી ખાદીથી આર્થિક સ્વરાજ્ય કદાચ મળે; પણ આપણે તો રાજકીય સ્વરાજ લેવું છે.”

“અરે મનુભાઇ, આવું શું બોલો છો ? લોકો શું કહેશે તેનો ખ્યાલ રાખો.” હિરાચંદે ગભરતા સલાહ આપી.

“હિરાચંદભાઇ, મારાથી ભીરૂતા નહીં દેખાડાય ! મેં કામદારોનો હાથ ઝાલ્યો છે તે છોડીશ નહિ. પરમાર્થ પ્રથમ, અને પછી સ્વાર્થ. મારો આ કારખાનુ

ક્હાડવાનો પ્રથમ હેતુ પૈસા કરવાનો નથી; પણ કારખાનું ચલાવી બીજા મીલમાલીકોને એમ બતાવવા માંગું છું કે કામદારોને ગુલામ માફક રાખવાની જરૂર નથી. કેળવીને કામ લેવાથી તેઓ વધુ કામ આપી શકે છે. એટલું જ નહીં પણ તેમના આશીર્વાદથી આપણને વધુ ફાયદો મળે છે. હિરાચંદભાઇ, એમ ગભરાયે ફાયદો નથી. સત્ય વાત ક્હેવી પડશે."

"પણ સતુભાઇ, અત્યારે તમને કોઇ સાંભળે એમ નથી."

"ભલે, પણ સ્પષ્ટવકતા સુખી ભવેત્ ! કડવી વાત ક્હેવાને માટે પહેલાં ધૈર્ય જોઇએ છીએ. તેમ કરવાને પણ સાધનો છે. માંતાને માતુશ્રી ક્હેવાય અને બાપની બૈરી પણ ક્હેવાય !"

આ વાતચીત ચાલતી હતી તે દરમ્યાન એક નવો માણસ આવ્યો.

"આવો નાથાલાલ, કામદાર મંડળની શી નવાજુની છે ?" સતુએ આવકાર આપતાં સમાચાર પુછયા.

"તમે તો તેના સેક્રેટરી તેથી બધી ખબર હશે. આ નવી ચળવળ માટે કામદારો શું ક્હે છે ?" હિરાચંદથી આ સવાલ પુછયા શિવાય રહેવાયું નહીં.

"તેને જ માટે સતુભાઇ સાથે વાત કરવા આવ્યો હતો. મીઠા શબ્દોથી કામદારો ભોળવાઇ જાય એમ મને તો લાગે છે."

"આપણને તો સમજાયું છે કે કામદારોને ઉશ્કેરવા સહેલ છે પણ એમને વાળવા એ કઠણ કામ છે. કામદારોનો ઉધ્ધાર કરવા આપણે જે કાર્યક્રમ રચ્યો છે તે જ બરોબર છે એમ હું અનુભવથી કહું છું. એમના અવાસમાં જઇ એમને કેળવવા જોઇએ છીએ. દસ બાર કાર્ય કરનારા જોઇએ. કામદારોના પણ દસ--બાર વિભાગ પાડવા. રાતના જઈ, દારૂ નિષેધ ઉપર--સ્વચ્છતા ઉપર--નિંદ્ય કામો ઉપર--વિગેરે વિગેરે ઉપર બોધક ભાષણો આપવાં જોઈએ. એમના ઘરમાં પણ વખતો વખત જઇ સ્વચ્છતાં રાખતાં શીખવવું જોઇએ. બાળ કામદારો માટે રાત્રિ શાળાઓ ખોલવી જોઇએ અને કાર્યકર્તાઓએ પણ કામદાર વર્ગના મનુષ્ય બની જવું જોઇએ. જો એવી રીતે કાર્ય લઇએ તો જ કામદારો કેળવાય." સતુએ સમજાવતાં કહ્યું.

"સતુભાઇ. તમારા વિચાર બહુ ઢીલા લાગે છે. પેલા મવાળના જેવું તમે બોલો છો."

"હું મવાળ નથી, હું હાલના જવાળ-ઉદ્દામ જેવો જવાળ-ઉદ્દામ નથી. હું તો હિંદીના જેવું બોલું છું અને હિંદી પ્રમાણે વર્તીશ. જો મને એમ લાગતું હશે કે આ કાર્યક્રમ હિંદના વિરૂદ્ધ છે તો તે પ્રમાણે સભામાં કહીશ. નેતૃત્વ જશે એની જરા પણ બીક રાખીશ નહિં. હું હાલની રાજનીતિની વિરૂદ્ધ છું. એ રાજનીતિ વિરૂદ્ધ મે

કડવા શબ્દો કહીશ, એ દમનનીતિ ફેરવવા બંધા વ્યાજબી પ્રયત્નો કરીશ, પણ નેતૃત્વ ના લોભે મારો પોતાનો આત્મા વેચીશ નહિં અને કોઇની પાછળ હકાર ભણીશ નહીં."

"પણ નેતાઓ તરફથી એમ કહેવાય છે કે મારો આત્મા આમ કહે છે–"

"ઇશ્વરે નેતાઓને એકલાને આત્મા આપ્યો હશે ? થોડા નેતાઓમાં જે રાજ હઠ છે તે કોઈમાં નથી. એ તો કોઇનું કહેવું સાંભળતા જ નથી. મુંબઈના પ્રખ્યાત ગૃહસ્થોએ નેતાઓને સમજાવવા માંડયું ત્યારે સમજવા ના કહી ! આવા ગહન પ્રકરણમાં એવી તેમની હઠ કેમ ચાલે ? વળી વિદ્યાર્થીઓમાં જે શિક્ષકો પ્રત્યે વિનય અને માતપિતા પ્રત્યે પ્રેમ અને વિનય જોઇએ તેને બદલે શું ? તમને ખબર છે ? મેડીકલ કોલેજમાં--એંજીનીઅરીંગ કોલેજમાં વિગેરેમાં કેટલા પૈસા ખર્ચ થાય છે ? કેટલીક વાર માતપિતા પોતાના પુત્રોને ભણાવવા ઉંચીના પૈસા લઈ આપે છે. જો અધવચથી છોકરાઓ એવી કોલેજો મુકી દે તો પરીણામ શું ? છોકરાઓ ભણે નહી. એટલે પૈસા પાછા વાળવાની વાત જ નહિં ! એથી માતાપિતાને કેટલું દુઃખ ? કહે છે કે નેતાઓ સ્વદેશી શાળાઓ કહાડવાના છે. એ પણ અજબ વાત જ ને ? સરકાર શાળાઓ ચલાવે છે તે કોના પૈસાથી ? આપણા--કર આપનારાના--પૈસાથી ! તો તેને માટે તેમાં સુધારો કરવો જોઇએ કે આપણી પાસેથી બીજા પૈસા લઇ બીજી નીશાળો કહાડવાની ? એનો અર્થ એટલો કે સરકારને કર આપો અને આ નવી સરકારને કર આપો ! આપણે ગરીબ પ્રજા બે સરકારને કર કેમ અપાય ? સરકારની હાલની રાજ્યનીતિની વિરૂધ ચળવળ કરી, તેની રાજનીતિ સુધારી આપણને વધુ ફાયદા મળે એમ કરવું જોઈએ. તેને બદલે બેવડા કર આપવા લોકોને કહે છે ! વળી કર નહીં આપવા એવું બંધારણ સુચવાય છે, એ ચાલશે? એમની પાસે છે મશીનગનો? સરકારે આપણી પાસેથી હથીઆરો લઇ લીધાં છે અને આપણને નબળા બનાવી દીધાં છે--ને રાજનીતિ બદલાવવા પ્રયત્નો કરવા જોઇએ કે તેમની મશીનગનોના ભોગ થવા સમજાવવું જોઇએ ? પ્રત્યેક શાળામાં મીલીટરી શિક્ષણ દાખલ કરાવવું જોઈએ એટલું જ નહી પણ યુનીવર્સીટીમાં ફરજ્યાત મીલીટરી શિક્ષણ દાખલ કરાવવા પ્રયત્ન કરવો જોઈએ ! જો તેમ થાય તો આપણા ઉપર જે આળ છે કે આપણે આપણા દેશનો બચાવ કરી શકીએ એમ નથી તે આળ દુર થાય. આપણી અશક્તિનું કારણ કોણ ? હાલની રાજનીતિ. તો તે રાજનીતિ બદલાવવા યોગ્ય પગલાં લેવાં જોઇએ. આપણા કારીગરોને પણ મીલીટરી શિક્ષણ આપવું જોઇએ છે. તેને માટે ધારાસભામાં કાયદો પસાર કરાવવો જોઇએ. કામકાજના થોડા કલાકો ઓછા કરી, મીલીટરી શિક્ષણ આપવું જોઇએ. જો એમ થાય તો આપણામાં મનુષ્યત્વ ઘણું આવે અને હિંમત પણ પાછું આવે. ધારાસભામાં તેની ચર્ચા થવી જોઇએ છીએ."

"ત્યારે તમે ખાદીની વિરૂદ્ધ છો !"

" ના હું વિરૂધ્ધ નથી. પણ મીલ ઉદ્યોગ એ એક જ ઉદ્યોગ આપણા દેશમાં છે. તેના ઉપર કાપ મૂકવ થી થતું નુકશાન મેં તમને સમજાવ્યું છે. મીલોનો વેરી તે દેશનો પણ વેરી સમજવો."

" ત્યારે કામદારો વિષે જે ગવાય છે તેને માટે આપનો શો અભિપ્રાય ?"

" કામદારો માટે ખાસ કાર્યક્રમ હોય એમ મારા સાંભળવામાં આવ્યું નથી. મેં જે ભાષણો વાંચ્યાં છે તે ઉપરથી એમ લાગે છે કે કામદારોને વધુ રોજી માટે ઉશ્કેરે છે. તે સંબંધમાં આપણે કાર્ય કરી રહ્યા છીએ. મેં તમને પ્રથમથી જ-અનુભવેથી-કહ્યુ છે કે ઉશ્કેરવા સહેલ છે પણ વાળવા કઠણ છે. તેમને જ્ઞાન આપી સમજાવવા જોઇએ. ગ્રોભાઈ જાય એવા શબ્દો બોલી ઉશ્કેરવામાં ફાયદો નથી. તે સંબંધમાં પણ મારી યોજના કહી છે. મારૂં કાર્યક્ષેત્ર કામદારોના ઉધ્ધાર માટે છે અને મારા કાર્યક્રમ પ્રમાણે તે કાર્ય કરે જઇશ."

" ત્યારે દારૂનિષેધ માટે આપનો શો અભિપ્રાય ?"

" આ ચળવળના જન્મ પહેલાંથીજ આપણે એ કાર્ય હાથમાં લીધું છે. આપણે રોજ કામદારોને સમજાવીએ છીએ અને તેનું પરિણામ શુભ દેખાય છે. મીલમાલીકો પાસેથી વધુ રોજી માંગી દારૂની દુકાનમાં આપી આવવા જેવું બીજું દુષ્ટ કામ નથી. તે સંબંધમાં નેતાઓ નવું ' કરવા માંગે છે ?"

" દારૂનિષેધથી સરકારની આવકમાં નુકશાન થાય તેને માટે આપ શો રસ્તો બતાવો છો ?"

" આપણા ઉપર જે મીલીટરીનું ભારણ છે તે ઓછું કરો. એ ધોળા હાથીને કહાડી મુકો. એને માટે કારણ શોધવા દીવો લઈને બહાર નીકળવું જોઇએ ?"

" વકીલોને કોર્ટો છોડવા કહે છે તેને માટે આપ શું કહો છો ?"

" દુનિઆમાં બધા પ્રમાણીક મનુષ્યો નથી. કે બધા લોક એવો ત્યાગ કરી શકે નહીં. દરેક હિંદી પોતાનાથી બને તેટલી મદદ કરવા બંધાએલો છે. પણ બધા તેમ ચાલવા બંધાએલા નથી અને કોર્ટનો ત્યાગ કેમ થાય ? લોકના કજીઆ કોણ પતાવે ? બ્રીટીશ ન્યાયની અદાલતોમાં અપાતો ન્યાય કેવો છે તે તો આપણે અનુભવથી સમજ્યા છીએ. તેના ન્યાયનો સિદ્ધાંત એ છે કે દશ ગુન્હેગારો છુટી જાય તો હરકત નહીં પણ એક નિર્દોષને સજા થવી જોઇએ નહીં. બાહ્ય દેખાવમાં તો તે સિધ્ધાંત આદર્શ અને અનુકરણીય છે. ઉપરાંત એક બીજો સિધ્ધાંત છે કે જ્યાં સુધી ગુન્હો સાબીત થાય નહીં ત્યાં સુધી આરોપીને નિર્દોષ ગણવો. આ સિધ્ધાતનું પણ તેમ જ છે. ' આરોપી,' શબ્દ જ વિચિત્ર છે. બન્ને વખતે હું નિર્દોષ હતો તેમ છતાં મને કારાવાસમાં ધકકેલી આપ્યો. કારાવાસ સંબંધી મેં મારા વિચાર જણાવ્યા છે જ.

સંબંધમાં તેની જે નીતિ હતી તેથી તે શ્રીમંત વર્ગમાં અને મીલ માલીકોમાં અકારો નહોતો. સર્વ દિશામાં તે માનીતો થયો હતો. એટલું ઉંચુ જ્ઞાન મેળવ્યું હતું પણ તે કામદાર તરીકે વર્તતો અને ઓળખાતો હતો.

ધારાસભાઓ બરખાસ્ત થવાનો અવસર આવ્યો. વળી નવી ચુંટણીના ભણકારા વાગવા માંડયા. સતુની ધારણા પ્રમાણે અસહકારનો અંત આવશે એમ લાગતું હતુ. સારા અસહકારીઓ ધારાસભાની ચુંટણીમાં બહાર પડશે એમ દેખાતું હતું.

તેણે પોતાની ધારણા પ્રમાણે પોતાના કારખાનાને- મીલના રૂપમાં ફેરવી દીધું. રૂ લોઢવાના કાર્મથી તે વણાટ કામ સુધીનું બધું કામ તેના કારખાનામાં-મીલમાં-થવા માંડયું. વધારામાં તેણે તે મીલને આદર્શ બનાવી હતી. જે રીતનું વર્તન કામદારો પ્રત્યે થતુ, તે બધાને માટે અનુકરણીય હતું. તે જ પ્રમાણે દલાલો અને બીજા વેપારીઓને ત્યાં સન્માન મળતું હતું. તેમ છતાં પણ ઉપર જણાવ્યુ તે પ્રમાણે તે પોતાને કામદાર તરીકે જ ઓળખાવતો હતો. કામદારોને સુધારવાના પોતાના કાર્યક્ષેત્રમાં તે જરા પણ ડગ્યો નહોતો. નિયમ પ્રમાણે તે કામદારોના અવાસમાં જતો અને તેમને પોતાના કાય ક્રમ પ્રમાણે કેળવતો. કામદારોમાં જે સાળતા--સાદાઈ--વિવેક--જ્ઞાન--અને સ્વચ્છતા આવ્યાં હતાં, તે તેના શ્રમને આભારી હતાં. દારૂની બદી તો લગભગ બીલકુલ ગઇ હતી.

હિરાચંદે અને સતુએ હવે રહેવાને મ સારી જગ્યા લીધી હતી. સતુએ તો કામદારોના અવાસની પાસે એક નાનો બંગલો પસંદ કર્યો હતો. તે પોતાની માતાને, હવે બહુ સંભારતો અને બોલાવવા માંગતો હતો. તેણે ઘણી વાર લખ્યું હતું પણ જ્યાં સુધી તેના પતિની ભાળ મળે નહીં ત્યાં સુધી શહેરમાં આવવા તે ના કહેતી હતી.

એક દિવસે રાતના નાથાલાલ સેક્રેટરી અને પચાસેક કામદારો સતુને બંગલે ઓચિંતા મળવા આવ્યા.

" અત્યારે આ ચડાઈ શેને માટે છે ? હું દારૂ પીતો નથી તેની ખાત્રી કરવા આવ્યા છો ? મારામાં પણ આપને બધાને અવિશ્વાસ આવ્યો ? જે પ્રમાણે આપને બધાને સલાહ આપું છુ, તે પ્રમાણે હું વર્તતો નથી એમ લાગે છે ? "

" સતુભાઇ, આપ અમને ઓળખતા નથી ? આપનામાં અવિશ્વાસ ? "

" હું મશ્કરી કરતો હતો. બોલો, શું કામ છે ? જરૂરના કામ વગર તમે આવો એવા નથી. શું કરવા અચકાઓ છો ? ખુશીથી કહો. " સતુએ ઠંડા પાડી કહ્યું.

" આપને ખબર હશે કે ધારાસભાની ચુંટણી આ વર્ષે થશે. હજી ત્રણચાર મહીના છે. અમને એમ છે કે આપણાં સુખદુઃખ સમજતો હોય એવો કોઇ માણસ ધારાસભામાં જાય તો ઠીક; તે ઉપરાંત તે માણસ પ્રમાણીક જોઈએ. સરકારની શેહમાં તણાઈ જઇ અમારી ગરદન ઉપર છરી મૂકે એવો જોઈએ નહીં. "

" તમારી જાણમાં કોઇ એવો ઉમેદવાર છે ? હોય તો આપણે એને મદદ કરીએ."

" હા, અમારી જાણમાં છે. અમને તો ખાત્રી છે કે તે માણસ સર્વ રીતે યોગ્ય છે."

" કોણ ? "

" એક સતુભાઈ કરીને છે. તે અમારા કામદાર મંડળના પ્રમુખ છે, એટલું જ નહીં પણ અમારા આત્મા છે. અમારે લીધે જે પ્રાણ અર્પણ કરવા તૈયાર છે અને જેણે અમારે લીધે કેદ ભોગવી હતી તે."

આ સાંભળી સતુને અચંબો લાગ્યો હશે ? અમદાવાદ આવ્યા પછી સતુએ રાજદ્વારી પ્રકરણમાં સારો ભાગ લીધો હતો.

અસહકારના ચડતા જવાળના કાળમા પણ તેણે નિડરતાથી પોતાનો અભિપ્રાય દર્શાવ્યો હતો. એ યુવક હતો છતાં બધા શહેરીઓ ઉપર તેણે સારી છાપ પાડી હતી. કામદારોના ઉદ્ધાર માટે તે જીવતોડ મહેનત કરતો હતો. તેમના સુખદુઃખ પોતાના જ માની લીધાં હતાં.તેમ જ મીલઉદ્યોગના સમર્થનમાં પણ તે સારી મહેનત કરતો હતો. તેનામાં વિશાળ દ્રષ્ટિ હતી અને સારી સમયસુચકતા હતી. શું તેને આ વિચાર નહીં આવ્યો હોય ? તેણે પોતાની જીંદગીમાં આ બનાવની યોજના નહી કરી હોય ? ધારાસભામાં જઇ મીલઉદ્યોગની સ્થિતિ સુધારવી-કામદારોના હિત વધારવાં અને ફરજીયાત મીલીટરી શીક્ષણ દાખલ કરવું એ એનાં ધ્યેય હતાં. વધારામાં ત્યાં જવાથી શૈલબાળા સમી રીતે તેની સાથે વાતચીત કરશે એમ એ માનતો હતો.

" તમે મને આગળ કરવા ધાર્યો હોય એમ લાગે છે. એ મહાન જોખમદારી છે. આપણો પ્રતિસ્પર્ધી કોણ આવશે એ ખબર છે ? "

" પેલા મોતીચંદને ત્યાં વાટાઘાટ ચાલે છે. લાલચંદ અમરનાથને માટે પ્રયત્ન કરે છે એમ સાંભળ્યું છે."

" ઠીક છે; વિચાર કરી જોઇશ અને તમને જણાવું.. "

બીજી થોડી ઘણી વાત કરી તે મંડળે રજા લીધી.

સતુએ જવાબ આપ્યો, ત્યારે જાણે અજાણે તેણે નિશ્ચય તો કર્યો જ હતો. વધારામાં અમરનાથનું નામ પ્રતિસ્પર્ધી તરીકે સાંભળ્યું, ત્યારે તો તેણે ચોક્કસ નિશ્ચય કરી નાખ્યો હતો એમ લાગતું હતુ.

બધાના ગયા પછી તે ખુરશીમાં બેસી રહ્યો.

" બસ, નિશ્ચય-અમરનાથ જો પ્રતિસ્પર્ધી તરીકે બહાર પડે તો કામદારોની માંગણી સ્વીકારવી " ખુરશીમાંથી ઉઠતાં ઉઠતાં તે બબડયો.

" જો હું ધારાસભામાં જાઉં તો શૈલબાળા;....." પાછો તે બબડયો.

# [ ૧૨ ]

## ચુંટણી



"પી

તાજી, શૈલબાળા બ્હેન આવશે કે નહીં ?"

"પ્રમિલા, તું શૈલબાળાની પાછળ ઘેલી થઇ છે?"

"તે કેટલી હોંશીઆર છોકરી છે ? આ વખતે મેટ્રીકમાં પાસ થયાં અને કોલેજમાં પણ દાખલ થયાં ! અમરનાથ કાકા સાથે તે આવશે કે નહી ?" પ્રમિલાએ પાછું પૂછ્યું.

"લાલચંદ, બીજા બધા મીલમાલીકો અમરનાથની તરફેણમાં ઉભા રહેશે ? ચતુરે તો જબરી જાળ પાથરી છે. કામદારોને વશમાં રાખવાથી અને મીલઉદ્યોગની હિમાયત કરવાથી ઘણા મીલ માલીકો તેના તરફેણમાં છે. વધારામાં તે ગ્રેજ્યુએટ છે."

"ગ્રેજ્યુએટ છે તેથી આપણને તે નકામે ! આપણા મીલમાલીકો ગ્રેજ્યુએટો ને ધીક્કારે છે. અને પિતાજી, જો જો તો ખરા, એની શી દશા થાય છે ? અત્યારે તો મોટી મીલનો ધણી થઇને બેઠો છે પણ ગ્રેજ્યુએટથી મીલ ચલાવાય ? એ તો આપણાં કામ." લાલચંદની આંખમાં કોઈ વિચિત્ર પ્રકારનો આનંદ નાચતો દેખાયો.

"પિતાજી, વળી તમે શૈલબાળા બ્હેનનું માગું કર્યું હતું ?"

"કહ્યું તો હતું. પણ અમરનાથ એમ કહે છે કે છોકરી મોટી થઈ. વધારામાં કેળવાએલી છે. તેથી તેને પૂછ્યા શિવાય જવાબ અપાય નહીં."

"પિતાજી, પણ આપણે બરોબર પ્રયત્ન કરવો જોઇએ. આપણા લાલચંદભાઈ માટે તો એવી જ કન્યા જોઇએ. આપણે ત્યાં એને શું દુઃખ પડવાનું છે ? ગાડી-ઘોડા મોટર-રસોયો-મીલ-બધું છે. એના જેવી કન્યા આપણા ઘરને પણ શોભાવે અને લાલચંદભાઈ જેવો બીજો એને પણ મળવાનો હતો?"

"મેં તો મારાથી બનતું કર્યું છે. પણ અમરનાથ સાધારણ વ્યક્તિ નથી. તે અને તેની પુત્રી પૈસાથી લોભાય એવાં નથી. એ કેળવાએલું કુટુમ્બ તેથી આપણને પસંદ કરે કે કેમ તે શંકા-પણ હજી વાતને છોડીશું નહીં !"

એટલામાં બહાર મોટરનો અવાજ સંભળાયો.

" શૈલબાળા બ્હેન પણ આવ્યાં છે." પ્રમિલાએ બૂમ પાડી.

સત્કારના શિષ્ટાચાર થયા પછી બધાં દીવાનખાનામાં બેઠાં. મુંબાઇની નવાજૂની પૂછાઈ. દંતધાવનની વિધિ થયા બાદ ચાહપાણી થયાં.

થોડી વારે મોટરો આવવા માંડી. લગભગ બારેક શેઠીઆ આવ્યા હોય એમ લાગતું હતું.

" અમરનાથ શેઠ, આપ આવ્યા તે સારૂં કર્યું. અમને ખાત્રી છે કે આપ મુંબાઈ છોડીને આવ્યા છો તેથી તમને રોજનું નુકશાન થાય છે. પણ લોકહિત માટે સ્વાર્થત્યાગ પણ કરવો જોઇએ. આપ અમારા તરફથી--ગુજરાત તરફથી--વડી ધારાસભામાં જાઓ એવી ઇચ્છા છે? અમે આપને સઘળી મદદ આપીશું--પણ આપને આખા ગુજરાતમાં ફરવું પડશે. પ્રત્યેક તાલુકામાં જવું પડશે--પણ તમે ફાવશો." ભરાએલી મંડળીના એક દેખીતા નાયકે વાત ઉપાડતાં કહ્યું.

" ચુટણી તો ઓક્ટોબર કે નવેમ્બરમાં થશે. ત્રણેક મહીના બગડશે; વળી ખર્ચ થશે. આવકમાં જે નુકશાન થાય તે અને ખર્ચ ગણીએ તો લાખેક ગુમાવવા પડે. પણ તમારા બધાનો આગ્રહ હોય તો સ્વાર્થ ત્યાગ કરવા તૈયાર છું. પ્રતિસ્પર્ધી કોણ આવશે ? "

" હજી નક્કી થયું નથી પણ સાંભળવા પ્રમાણે આમવર્ગમાંથી કામદાર મંડળે પેલા સતુને આમંત્રણ આપ્યું છે. "

" કોણ ? પેલો સતુ ? આજથી ત્રણેક વર્ષ ઉપર કારાવાસમાં જઈ આવ્યો તે? તેર–ચૌદ વર્ષ ઉપર પણ......"

" હા, તે જ."

"પણ એને કારાવાસમાંથી પરત આવ્યે બે ત્રણ વર્ષ થયાં હશે; તેટલામાં..."

" પરંતુ તે મહાન વ્યક્તિ લાગે છે. અલબત્ત તેના પ્રત્યે મૂર્ખી લાગણીઓ છે પણ અત્યારે તે શહેરનો માનીતો થઇ પડયો છે. "

" પણ એ તો છ જીલ્લામાં ચુટણી થવાની. ધારો કે અમદાવાદ તેને મદદ કરે તો પણ શું ? દસ–વીસ હજાર ખરચ થાય તે ક્યાંથી લાવશે ? શું કામદાર મંડળ બધું ખર્ચ આપશે ? "

" કોણ ખર્ચ આપશે તે અમને ખબર નથી. પણ તે થોડું ઘણું કમાયો છે. જેલમાંથી બહાર આવ્યા પછી તેણે એક કારખાનું કહાડયું હતું અને તે એણે મીલમાં ફેરવી નાંખ્યું છે. થોડું ઘણું વખતે કામદાર મંડળ પણ આપે. પણ કામદારો તેને માટે જીવતોડ મહેનત કરશે "

" પણ મતદારોનો વિશ્વાસ છે ? "

"અસહકારયુગ પછી કાંઇ કહેવાય નહીં ! પણ અમે અમારૂં બનતું કરીશું. આમવર્ગમાંથી તેને મત મળે પણ ખરા !"

અમરનાથ વિચારમાં પડયો. સતુ જેવા એક કામદાર સામે લડવું ? જેલમાં જઇ આવેલો વીસ-એકવીસ વર્ષનો છોકરો તે પ્રતિસ્પર્ધી ? એવા ઘણા વિચાર આવ્યા અને ગયા.

"અમરનાથ શેઠ શા વિચારમાં પડયા ? સતુ જેવાથી કેમ બીઓ છો ? પડો મેદાને ! અને કસો કમર ! હામ હાર્યે શું વળશે ?"

"મને સતુની બીક લાગતી નથી. મને એમ થાય છે કે જેને મેં જેલમાં મોકલ્યો હતો-જે મારે લીધે જેલમાં ગયો તે મારો પ્રતિસ્પર્ધી ? વિધાતાના ખેલ તે રાજદ્વારી ચળવળમાં ભાગ લે છે ?"

"હા, ભાગ લે છે. ગાંધીયુગમાં પણ નિડરતાથી તે સામે થયો હતો. નિડરતાથી ભાષણો આપતો હતો. મહાત્માજીની ચળવળ વિરૂદ્ધ કોઈ બોલી શકતું નહોતું પણ એ બોલતો હતો. એટલું જ નહીં પણ બધા તેને એક ચિત્તે સાંભળતા હતા ! પણ લોક સાંભળતા હતાં એટલું જ ! કોઈ એના કહેવા પ્રમાણે ચાલતું નહોતુ. મને લાગે છે કે આપના જેવા સમર્થ ધારાશાસ્ત્રી તેની સામે હોત તો તે સહેલાઇથી મહાત થાત."

આ સંવાદ પછી કેટલીક વાટાઘાટ થઈ. છેવટે આવેલી મંડળી ગઇ. મોતીચંદ-લાલચંદ અને અમરનાથ એકલા પડયા.

"કેમ અમરનાથભાઇ, શા વિચારમાં પડયા ? આ વખતે આપ ના કહેશો તો તેનો અર્થ બીજો થશે. લોક એમ કહેશે કે સતુની બીક લાગી ! સતુને જેલમાં ગયા પછી બીજા કામદારોએ જાહેર રસ્તામાં કબુલ્યુ હતું કે સતુ નિર્દોષ હતો અને તે એમને વારવા આવ્યો હતો. આને લીધે અમે પણ થોડા અકારા થયા છીએ. હવે જો ના કહેશો તો ચોક્કસ એમ મનાશે કે સતુ જેવા એક કામદારથી ગભરાઇ ગયા."

"અરે, અમરનાથકાકા શું કરવા વિચારમાં પડયા છો ? એ વગર બાપનો શું કરી શકવાનો છે ? અને મોટો મીલમાલીક થઇ બેઠો છે ! જો જો તો ખરા કે ચુંટણીના દિવસ પહેલાં તે ખરાબખસ્ત થઇ જશે ! એનાથી તે મીલ ચલાવાતી હશે ?" લાલચંદ પાણી ચડાવતાં બોલ્યો.

"શું મને સતુની બીક લાગે છે ?"

"હા, લોક એમ કહેશે. વધારામાં એમ પણ કહેવાશે કે જાહેર સભામાં તમારી જવાની હિંમત ચાલતી નથી. કારણ કે સતુને અન્યાય અપાવ્યો છે."

"એમ ? જાઓ જઇને જાહેર કરો કે હું તમારું આમંત્રણ સ્વીકારૂં છું. સતુથી જરા પણ ગભરાતો નથી."

લાલચંદ ખુશ થઇ ગયો.

"મારા પિતાજી ઉમેદવાર તરીકે બહાર પડે છે તેમાં તમને આટલો બધો આનંદ ? તમે જો બહાર પડતા હો તો હજી ઠીક છે." શૈલબાળા બોલી.

છાપાંઓએ વાત ચડી--અમરનાથ અને સતુ બે પ્રતિસ્પર્ધી !

"આમાં સ્વરાજીસ્ટ કોણ ? આપણે તો જે સ્વરાજીસ્ટ હશે તેને મદદ કરીશું. જો કોંગ્રેસની દૃષ્ટિએ જુએ તો આમવર્ગનો માણસ તે ખરો ઉમેદવાર. શ્રીમંત વર્ગનો માણસ આપણને જોઇએ નહીં. પેલો અમરનાથ તો માનનો ભૂખ્યો ! કાલે સવારે જો સરકાર તેને કોઇ ઇલકાબ આપે તો તે સરકારનો થઈ જાય !" એકે કહ્યું.

"સ્વરાજ પાર્ટીએ હજી કોઇને સ્વીકાર્યો નથી. અલ્હાબાદથી નક્કી થઇને આવશે ત્યારે. પંડીત મોતીલાલના હાથમાં છે. અમરનાથને અને પંડીતજીને સારાસારી છે. વખતે અમરનાથ પણ સ્વીકારાય !" બીજાએ કહ્યું.

"એ તો યોગ્ય કહેવાય નહીં. આમવર્ગમાંથી સ્વરાજ પાર્ટીએ ઉમેદવારને પસંદ કરવો જોઇએ."

ઉપર પ્રમાણે પ્રજામાં વાત ચાલવા માંડી. રસાકસી સખત થશે એમ લાગતું હતું. પણ જો અમરનાથને સ્વરાજ પક્ષ સ્વીકારે તો સતુને થોડી હરકત આવે પણ જો સતુ સ્વીકારાય તો અમરનાથના ડીપોઝીટના પૈસા પણ જપ્ત થાય એમ હતું. બન્નેમાંથી એક પણ કોંગ્રેસના સભ્ય નહોતા. લાગવગ ઉપર આધાર હતો. અમરનાથની લાગવગને લીધે તે સ્વીકારાશે એમ લાગતું હતુ.

જ્યારથી અમરનાથે પોતાનો નિશ્ચય જણાવ્યો હતો ત્યારથી અવારનવાર શૈલબાળા અને પ્રમિલા વચ્ચે એ સંબંધમાં ગોષ્ઠી થયા જ કરતી હતી.

"પ્રમિલા બહેન, શું તે, સતુ ફાવશે ?"

"કાંઇ કહેવાય નહીં. આજથી પાંચેક વર્ષ ઉપર તે અમદાવાદ આવ્યો ત્યારે કોઇ એને ઓળખતું પણ નહોતું. જેલમાં ગયો તે વખતે તે સાધારણ જાણીતો થયો હતો. પણ જેલમાંથી પાછો આવ્યો ત્યારથી તો તે બધાનો માનીતો થઇ પડયો છે. એ જ્યારે રસ્તામાં જતો હોય ત્યારે હજારો લોકો તેની પાછળ વીંટળાઇ જાય !"

"પણ મતદારો તો આવકવેરો ભરનારા એવા ગૃહસ્થો છે. એવા કહેવાયલા ગૃહસ્થો તેના કામદારને મદદ કરશે ?"

"!" રૂ. ૨૦૦૦) ની આવક ઉપર આવકવેરો ! તે ગૃહસ્થો કયા દહાડાના ? એ બધા આમ વર્ગના જ ! પણ અમારા મીલ માલીકો જો અમરનાથ કાકાને મદદ કરે તો સતુ ફાવશે નહીં–અને બધા મીલમાલીકોએ તો ઠરાવ કર્યો છે જ."

"કહે છે કે મીલમાલીકોનો પણ તે માનીતો છે."

"પણ મારા પિતાજીએ ઘણા મીલમાલીકોને પૈસા ધીર્યા છે. અત્યારે મીલ-ઉદ્યોગની સ્થિતિ ખરાબ છે. ઘણા મીલ માલીકોની આબરૂ સંભાળી છે. તેથી મારા પિતાજી કહે તેમ કર્યા વગર એમનો છુટકો નથી."

આ સાંભળી શૈલબાળા જરા ખુશ થઇ હોય એમ લાગ્યું. અમરનાથ ફાવશે એમ ભણકારા વાગ્યા.

એટલામાં લાલચંદ આવી પહોંચ્યો.

"બે બહેનપણીઓ શો વિચાર કરે છે ?"

"ચુંટણીની ધમાલની."

"સતુ હારશે એ વાત ચોક્કસ છે. એનો ઘાટ મેં ઘડવા માંડયો છે--પણ--"

"કેમ અટકી ગયા ?" શૈલબાળાએ પૂછયું.

લાલચંદ શૈલબાળાને પોતાની ભાવી પત્ની માનતો હતો તેથી તેને કેવી રીતે બોલાવવી તે વિચાર કરતો હતો. છેવટે તેના તરફ વળી તે બોલ્યો "તમારા ઉપર આધાર છે. તમારા પિતાજી તરફથી તમે પણ મત મેળવવા નીકળો તો વધુ મતો મળે."

"જો તેમ કરવાથી મારા પિતાજી ફાવે એમ હોય તો મને વાંધો નથી. મુંબઈમાં તો સ્ત્રીઓ બહાર નીકળે છે. મીસીસ અવંતીકાબાઈ ગોખલે વગેરે શિવાય ઘણી પારસી બાનુઓ પણ જાતે જાય છે. હુ તો મુંબઈમા ઉછરી છું તેથી મને નવાઈ લાગતી નથી."

"ત્યારે જુઓ, મારૂં વચન છે કે તમે ફાવશો. રોજ સવારના તમારે મતદારોને ત્યાં જવું. હમણાં કોલેજને પાણીચું આપો. સવાર–બપોર--સાંજ જ્યારે વખત મળે ત્યારે મતદારોને ત્યાં જઇ, જાતે સમજાવી કાર્ડ ઉપર સહીઓ લાવજો. તે શિવાય છએ જીલ્લાના શહેરોમાં ફરી આવજો. સ્ત્રીઓની સભા ભરી ભાષણ આપશો તો ચાલશે."

"છ જીલ્લા કેમ ?"

"ગુજરાતમાથી વડી ધારાસભામાં જવા માટે છ જીલ્લામાં મતદારો વહેંચા-એલા છે. થાણા–સુરત–ભરૂચ–પંચમહાલ–ખેડા અને અમદાવાદ, મુંબાઈની ખાડીથી તે કાઠીઆવાડના નાકા સુધી તેની હદ છે."

" હું તો ફક્ત અમદાવાદ જ સમજતી હતી. "

ધીમે ધીમે ચુંટણીની ધમાલ વધતી ગઇ. સભાઓ ભરાવા માંડી-ભાષણો થવા માંડયાં. જ્યારે જ્યારે લાલચંદને લાગ મળતો ત્યારે ત્યારે તે એમ જ કહેતો કે જે માણસ પોતાના બાપને ઓળખતો નથી—બાપ છે કે નહીં તે જાણતો નથી તેને ધારાસભામાં મોકલાય ? જેને કુટુમ્બ નથી–સગાં નથી– સ્નેહી નથી તે કોણ કહેવાય ? તે સભામાં ભાષણ આપતો નહીં પણ ચાર માણસ એકઠાં થયાં હોય ત્યારે તે પ્રમાણે વાત કરતો.

સતુએ એક સભા ભરચમ ભરી. ત્યાં પણ ખેડુતોએ અને કામદાર વર્ગે તેને સારો સત્કાર આપ્યો. તેની વાત છાપામાં આવવા માંડી.

સ્વરાજ પાર્ટીએ કોઇને પોતાના ઉમેદવાર તરીકે સ્વીકાર્યો નહીં અને પોતાની પાર્ટીના કોઇને ઉમેદવાર તરીકે બહાર પાડયો નહીં. બન્ને સ્વતંત્ર ઉમેદવાર તરીકે રહ્યા. તેમ થવાથી સતુને જરા નુકશાન પહોંચવાનો સંભવ લાગ્યો. કોંગ્રેસવાદીઓ મત આપવા જ જશે નહીં એમ લાગ્યું અને જો એમ થાય તો સતુને જ નુકશાન પહોંચે. સતુ તેથી હિંમત હાર્યો નહીં. પોતાની જાત મહેનત ઉપર તથા પોતાના કરેલા કાર્ય ઉપર આધાર રાખી તે આગળ કામ ચલાવ્યે ગયો.

લગભગ તેત્રીસ હજાર મતદારો હતા. બધાંને કાર્ડો પહોંચી ગયાં. બન્ને જણે પોતપોતાના મેનીફેસ્ટો પણ બધાને મોકલાવી આપ્યા.

લગભગ એક મહીનાની ધમાલ પછી સતુને જરા ક્ષોભ થયો. સતુ બધાં શહેરોમાં ફરી આવ્યો હતો. ત્રણ વર્ષ ઉપર જે સતુને માટે માન ઉભરાઇ જતું હતું તેમાં તેણે ઓટ જોયો. જ્યાં જાય ત્યાં તેના જન્મની વાત નીકળતી હતી. કોઇ એને સીધી રીતે પુછતું નહોતુ પણ એ વસ્તુનો ખ્યાલ દરેકના મગજમાં રમતો હતો એમ તેને ચોક્કસ લાગ્યું. એક શહેરમાં તો સવાલ પૂછાયા કે " તમારા પિતા કોણ ? તેમનું નામ શું ? તેઓ શું કરે છે ? હાલ ક્યાં વસે છે ? તમારી માતા કોણ ? તે શું કરે છે ? " વિગેરે વિગેરે. વધારામાં તેણે એ પણ જોયું કે શૈલબાળા ઘેરેઘેર જતી હતી. તે ઘણા મતદારોને ફેરવી આવી. જેનાં લેખી વચનો આવ્યાં હતાં, તેમના તરફથી દીલગીરી સાથે ના આવવા માંડી. આખા ગુજરાત દેશની શી જરૂરીઆતો છે તથા શાં દુખ છે તે પણ શૈલબાળાએ જાણી લીધાં હતાં અને વખત પ્રમાણે વર્તી મતદારોને સમજાવતી હતી. એક મહીનામાં સતુએ જે કામ કર્યું હતું તેને તે બાળાએ ધુળધાણી કરી નાંખ્યુ.

એક દિવસે સવારમાં સતુ કેટલાક મતદારોને ત્યાં જઇ બીજા વિભાગમાં જતો હતો. એટલામાં એણે સામેથી શૈલબાળાને આવતી જોઇ. તેની વિચારમાળા અટકી. એક મીલીટરી સોલ્જરની માફક ઉભો રહી ગયો. શૈલબાળાને પ્રણામ કર્યા.

" આપને હરકત ન હોય તો હું બે શબ્દ કહેવા માંગું છું. મારા વર્તન માટે આપને વખતે તિરસ્કાર ઉત્પન્ન થશે, પણ હું માફી માગુ છું. કામ અગત્યનું છે તેથી આપને રસ્તા ઉપર ઉભાં રાખવાની ધૃષ્ટતા કરૂં છું. "

" આ ચુંટણીની ધમાલને અંગે આપ વાત કરવા માંગો છો ? જો એમ હોય તો મારા પિતાશ્રી કાલે ઘોઘા તરફથી આવશે. "

" આપના પ્રશ્નનો પ્રત્યુત્તર હા ને ના બે છે. હાલની ચુંટણીનો પ્રસંગ છે તેથી હા. પણ કારણ ઘણું ગુઢ છે. મને ખાત્રી છે કે આપ મને અન્યાય કરવા માંગતા નથીં. ન્યાયી લડાઇ લડો એટલું જ મારે આપને કહેવાનું છે. "

" તમે શુ કહેવા માંગો છો તે હું સમજતી નથી. "

" આપ આપનાં પિતા માટે મતદારોને કેળવો તેમાં મને વાંધો હોય જ નહીં અને નથી. પણ એક વસ્તુને હું પવિત્ર માનું છું. મારી માતા. તે મને પવિત્રમાં પવિત્ર વસ્તુ છે. મારી માતા પ્રત્યે જે અપમાનકારક શબ્દો કહેવામાં આવે છે તેને હું મોટામાં મોટું અપમાન ગણુ છું. મારે માટે કોઈ ગમે તે કહે તેની મને દરકાર નથી. હું બધાને પહોંચી વળત. પણ આવી નજીવી બાબતમાં કોઈ સ્ત્રીના ઉપર આઘાત કરવો તે શું સારા માણસનું લક્ષણ કહેવાય ? અને તે હવામાં ઉડતી વાત ઉપરથી ? "

શૈલબાળાના મગજમાં કેટલાએ વિચારો આવ્યા અને ગયા. તેના મુખ ઉપર જાતજાતના આવરણો આવી ગયાં. છેવટે તે બોલી, " આ બધું મને કહેવાથી શો ફાયદો ? "

" આપના પિતા જાણતા હતા તેમ છતાં પૈસાના લોભે તેઓએ મોટો આડંબર કરી મને કારાવાસમાં પૂરાવ્યો તેને માટે હું એક અક્ષર પણ બોલતો નથી. જાહેર સભામાં તેમને ઉતારી પાડવાની કોઇ દિવસ વાત કરી નથી. હું તો નિષ્પક્ષપાત રીતે લડુ છું. ખાનગી વેર આ લડાઇમાં ઉતારતો નથી અને ઉતારવા માંગતો નથી. અમારા રાજદ્વારી કાર્યક્રમ ઉપર લડવા માંગીએ છીએ. આપના પક્ષ તરફથી મારી માતાને ઉતારી પાડવાના પ્રયોગો થાય છે તે જ સંબંધમાં મારી ફરીઆદ છે. "

" આ ફરીઆદ મને શા કાજે કરવામાં આવે છે તે હું સમજતી નથી. તમે જે આક્ષેપ મારા ઉપર મુકો છો તે ખોટો છે. મેં કોઈ દિવસ તેવું નિંદ્ય કામ કર્યું નથી. અને કરીશ નહીં. "

"માફ કરજો--આપને મારી વિનંતિ છે કે જો બીજું કાંઈ મારી માતા માટે બોલવું હોય તો અટકાવશો. મારી માતા મને પવિત્ર વસ્તુ છે. પેલા લાલચંદે અને વખતે આપના પિતાએ મારે માટે આપના કાન ભંભેર્યા હોય તો માનશો નહીં. આ વખત નથી પણ બીજા કોઈ અવસરે આપને સાબીત કરી આપીશ કે તે લાલચંદ એક નિર્દોષને સતાવે છે એટલુ જ નહીં પણ એક ગ્રહસ્થને ન શોભે એમ તે વર્તે છે. ફરીથી આપની ક્ષમા યાચું છું."

શૈલબાળા ત્યાંથી ચાલી ગઈ. સતુ ગાંડા મનુષ્યની માફક ઉભો રહી ગયો. તેને એમ લાગ્યું કે રસ્તામાં ઉભી રાખી તે બાળાને ધમકાવી તે પુરૂષને શોભાસ્પદ નહોતું. થનાર વસ્તુ થઈ ગઈ. પણ શૈલબાળા સાથે વાત કરવાનો પ્રસંગ મળ્યો તેથી તેને આનંદ મળ્યો.

"શૈલબાળા--શૈલબાળા" એમ બબડતો તે પોતાના ઘર તરફ વળ્યો.

"હિરાચંદભાઇ, હવે થોડા દિવસ તમારે ધંધો સંભાળવો પડશે. આજથી હવે પંદર દિવસ રહ્યા. હવે ખાવાપીવાનો પણ વખત નહીં મળે. તો ધંધા તરફ કેમ નજર રખાશે ?"

"સતુભાઇ, હજી પણ જવા દો. ધંધો રોળવાથી કાંઇ ફાયદો નથી. સરકાર તમને કાંઇ આપી દેવાની નથી. લોક કેવા છે તે તમે જોયું. પછી શું કરવા આટલા બધા પૈસા ખરચો છો અને ધંધો ગુમાવો છો ? ઉજાગરા અને મહેનત, તે તો નફામાં ! તમે જાણો છો કે આપણે અમુક જાતનું કાપડ કહાડીએ છીએ તેથી આપણે ફાવીએ છીએ. આ સ્થિતિમાં ઘણું સંભાળવાનું છે. વધારામાં બહુ કાપડ આપણે વખારમાં ભરી રાખ્યું છે. રખેને જો કિંમતમાં ઘટાડો થાય તો આપણી શી દશા ? લાલચંદ જેવા આપણા શત્રુ છે. માટે હજી વિચાર કરો. ગઈ કાલે જ મને તે મળ્યો હતો. તેણે મને વિચિત્ર સવાલ પૂછ્યા. તેણે પૂછ્યું 'કેમ, હિરાચંદ તમે એકલા જ એ જાતનું કાપડ બનાવી શકતા હશો કેમ ? બીજા તો જાણે હુન્નમ !' એવું એવું ઘણું બોલ્યો. એ શબ્દોથી મને ઘણી બીક લાગે છે."

સતુ કાંઇ બોલ્યો નહીં. તેને હિરાચંદ ઉપર પૂર્ણ વિશ્વાસ હતો. તેને કામે વળગ્યો.

તેણે દરેક તાલુકામાં સમિતિઓ નીમી. કામદાર વર્ગનાં માણસો મારફત તથા ખેડુત વર્ગ મારફતે તે કામ લેવા માંડ્યો. તેની યોજના પૂર્ણ હતી.

શૈલબાળાએ પણ અમરનાથને વાત કરી હતી.

"પિતાજી, તે યુવક વખતે જીતી જાય ! લાલચંદ કહે છે તેવો તે દુષ્ટ નથી. આ લડાઇમાં જીતવું એ સહેલ લાગતું નથી."

" પણ લાલચંદ તો ખાત્રી આપે છે. "

" તેનું કારણ મને હવે સમજાય છે. તેના પૈસાથી તે સતુને હરાવી શકે-તેને તે ખરાબ કરી શકે-પણ તેથી આપણને યશ મળશે નહીં. "

શૈલબાળાને ત્યાંથી ગયા પછી, મોતીચંદ દીવાનખાનામાં આવ્યા.

શૈલબાળાના માંગા સંબંધી આપે શો વિચાર કર્યો ? જો તેનો વિવાહ મારા પુત્ર સાથે કરો તો આપ ચોક્કસ જીતશો તેમાં શંકા નથી. "

" પણ મારે શૈલબાળાને પુછવું જોઇએ.

" ધારો કે તે હા કહે તો તમે વચમાં આવશો ? "

" ના. "

" જાઓ ત્યારે ફતેહ કરો. તમે જીતશો. "

અમરનાથને કાંઇ સમજણ પડી નહીં.

પ્રમિલા મારફત લાલચંદે પોતાના પિતાને બે શબ્દો કહેવડાવ્યા હતા અને તેને લીધે અમરનાથની અને મોતીચંદની વચ્ચે ઉપર પ્રમાણે વાત થઇ હતી.

ઉપરના પ્રસંગને આઠેક દિવસ ગયા હશે અને ગામમાં તરેહવાર ગપાટા ઉડવા માંડ્યા. હિરાચંદની અને સતુની આર્થીક સ્થિતિ ઘણી જ ખરાબ થઈ હતી. દહાણું-વલસાડ-સુરત-ભરૂચ-કાલોલ-ખેડા-નડીઆદ વિગેરેથી પણ કાગળો આવવા માંડ્યા. ધીમે ધીમે વાત વધી પડી.

" સતુભાઇ, આપણી શી દશા થવા બેઠી છે તેનું ભાન છે ? આપણે ધારાસભાના સભ્ય નથી થવું ! આપણે હીરો ચુસવાનો પ્રસંગ આવે તેમ છે. "

" કેમ આટલા બધા ગભરાએલા દેખાઓ છો ? હિરાચંદભાઈ, આમ ગભરાવાથી શો ફાયદો ? "

" અરે કપાળ, ગભરાવાની વાત કરો છો ? ડાહ્યા થઈને આ ઘેલછા મૂકી દો; અને જો પકડી રાખશો તો દેવાળું કહાડવું પડશે કે હીરો ચુસવો પડશે અને હમણાં જ ચાલો આપણી મીલ ઉપર. ઓછામાં ઓછા બે ત્રણ કલાક વાટાઘાટ કરવી પડશે. ચાલો, ઉઠો મોડું થાય છે. "

" અત્યારે તો મારા કામ કરનારાઓની રાયપુરમાં સભા છે. મારે ત્યાં જવું જ જોઇએ. ધોળકા-ધંધુકા-ઘોઘા-પારડી વિગેરેથી અગત્યના સમાચાર આવવાના છે તેમ જ બીજા જીલ્લાઓમાંથી પણ સમાચાર આવ્યા હશે. અત્યારે મારાથી કેમ અવાય ? "

"કેમ બેમની વાત જવા દો-અને ચાલો મારી સાથે; નહિં તો નાહારી નોંધાવવી પડશે. " હિરાચંદે એકદમ આવેશમાં આવી જઇ સ્પષ્ટ રીતે કહી દીધું.

" આપણી મીલમાં જવું છે ને ? ચાલો, રાયપુરમાં સભાના મકાન પાસે થઇને જઇએ."

" એમ કરી તમારે સભામાં રોકાઈ જવું છે ? એમ નહિ બને. લો આટલા કાગળો લઇ તમે સીધા મીલની ઓફીસે જાઓ. હું સભામાં જઇને કહી આવીશ."

" કોને કહેશો ? શું કહેશો ? "

" નાથાલાલને કહીશ કે બીજા અગત્યના કામે સતુભાઈને જવું પડયું છે. તેમની ગેરહાજરીમાં તમે બધું નભાવી લેશો. કાલે ૨ તના આ સમયે અહીં મળશે."

" ઠીક છે; જાઓ. હું સીધો મીલમાં જઉં છું. તમે આવશો તેટલા વખતમાં આ કાગળો વાંચી તેયાર થઇ જઈશ."

" નાથાલાલે કાંઈ સંદેશો મોકલ્યો છે? "

" હાલ તુરત કાંઈ નવીન નથી. " હિરાચંદના બોલવા ઉપરથી એમ લાગતું હતું કે સંદેશો તો હતો પણ તે કહેવા માંગતો નહોતો.

" કેમ, સતુભાઇ, બધુ સમજાયું ? "

" હા—કોઇ આપણો જબરો દુશ્મન નીકળ્યો. આપણા કામદારમાંથી પણ કાઈ નીમકહરામ નીકળેલો હોવો જોઇએ. જે માલ બનાવતાં કોઇને આવડતું નથી તે હવે કેમ કોઈ બનાવી શકે ? અને તે હલકા ભાવે વેચે છે તેનું કારણ એક જ જણાય છે. શું મને ચુંટણીમાં હાર ખવડાવવા આ પ્રયત્ન હશે ? જે હોય તે ખરૂં. પણ સમય સાચવવો જોઇએ છીએ. આપણા જેવો માલ બીજા બનાવે છે અને વેચે છે. કાણ બનાવે છે તે ખબર નથી. વધારામાં હલકા ભાવે વેચે છે તેથી આપણને બમણું નુકશાન જાય છે. હવે એક ઉપાય છે. આપણે માલ વેચવો બંધ કરે. તેમાં પણ યુક્તિ વાપરવી જોઇશે. કોઈ એક માણસને ઉભો કરવો જોઇએ. આપણે તેને માલ વેચીએ. એમ કરવાથી આપણો દુશ્મન સમજશે કે હલકા ભાવે આપણે વેચી નાખીએ છીએ પણ ખરી રીતે આપણે વેચીશું જ નહીં. વધારામાં બીજી યુક્તિ શોધવી જોઇએ. આ બધા પ્રપંચ છે પણ કરવા પડશે. આપણે અત્યારના કરતાં પણ હલકા ભાવે વેચો—કોને? પેલા બનાવટી ઘરાકને. એમ કરવાથી આપણા દુશ્મનને તેથી પણ હલકા ભાવે વેચવું પડશે. તે આપણે ખરીદી લઇએ. તેને માટે બીજો બનાવટી માણસ ઉભો કરવો પડશે. એ બનાવટી માણસ આપણા થકો લે. જો એ હરીફ આપણો દુશ્મન હશે તો અકળાઈ માની હુંડી લેશે. આઠ દિવસમાં બધું પતી જશે. જો આપણી યુક્તિ પાર પડી તો, આપણો હરીફ—દુશ્મન પોક મૂકીને રડશે.

" પણ પેલાનો માલ વેચાતી લેવા પૈસા જોઇએને " ?

"અરે, ભલા માણસ, તેને માટે રસ્તો બતાડયો જ છે. આઠ દિવસની છુટ આપે! જો ખરાં વખતે આપણને સતાવવા માટે કોઈએ કાવતરું રચ્યું હશે તો તેની પાસે બે ત્રણ દિવસ સુધી વેચાય એટલો માલ હશે--વધારે નહીં હોય. આપણે હલકે ભાવે પેલા કૃત્રિમ મનુષ્યને વેચે જઓ--અને આપણો કૃત્રિમ મનુષ્ય આપણા હરીફ પાસેથી હલકા ભાવે લેતો જાય. આઠ દિવસમાં આપણી પાસે પાછો સ્ટોક થઈ જશે અને પેલા હરીફ પાસે ખલાસ થશે--જો દુશ્મનાવટથી કરતો હશે તો. એમ થવાથી આપણે આપણો ભાવ માંગી શકીશું અને જે નુકશાન થયું છે તે પુરાઈ જશે એટલું જ નહીં પણ ઉપરથી નફો કરીશું."

"જુઓ, સતુભાઈ, તમારી સલાહથી કેટલો ફેર પડયો? આ યુક્તિ મને સુજત ખરી કે?"

"અત્યારે 'અહો રૂપં--અહો ધ્વનિ' નો અવસર નથી. દરેક પળ સોનાની છે. બોલો આ પ્રમાણે થશે?

"ચોક્કસ થશે. બે વેપારીઓને ઉભા કરવા તે મારું કામ! પણ પેલી બેંક ઉતાવળ કરે છે તેનું કેમ?"

"જેટલી ગાંસડીઓ લો તે આંટમાં મૂકો. અત્યારે અક્કલ ક્યાં બહેર મારી ગઈ છે? તેમ જે આપણે વેચીએ (!) તે પણ પાછી આંટમાં મૂકતા જઈએ. વેચાણ તો ખાલી દેખાવનું છે?"

સતુ અને હિરાચંદ રાતના જ બીજા બે વેપારીઓને ત્યાં ગયા. બધી યોજના પાર પડી. મોડી રાતે બન્ને જણ પોતપોતાને ઘેર ગયા.

સતુએ યોજના તો ઘડી હતી પણ તે ઘણા આવેશમાં આવી ગયો હતો. દરેક ક્ષણે હજારો વિચાર આવતા હતા અને હજારો જતા હતા. ઘણી વારે તેને ઉંઘ આવી પણ સવારમાં નિયમીત વખતે ઉઠયો. આખા ત્રણ ૪ દિવસ બાકી હતા. લગભગ સૌ પોલીંગ સ્ટેશનો હતાં. દરેક જગ્યાએ પોલીંગ એજન્ટો તો નીમાઈ ગયા હતા પણ હજી બીજું પરચુરણ કામ બાકી હતું. દરેક જગ્યાએથી જાત જાતના સવાલો પુછાતા. કલાકામાં ઓછા રોજના સો પત્રો અને સો તારો આવતા.

ચુંટણીના બે દિવસ પહેલાં દરેક મતદારને એક નનામો પત્ર મળ્યો. તે પત્રમાં કેટલાક સવાલો પુછયા હતા. તેમાં કોઈ જાતનું બદનક્ષીભર્યું લખાણ નહોતું પણ એવા સવાલ પુછવામાં આવ્યા હતા કે જેથી બધા મતદારો સતુની વિરુદ્ધ થઈ જાય. તેની આર્થિક સ્થિતિ વિષે--લાયકાત વિષે--કાર્યદક્ષતા વિષે--કાળજીપણા વિષે--કુળ મર્યાદા વિષે--કુટુમ્બ વિષે--પિતા વિષે--એવા એવા વિષે સવાલો પુછવામાં આવ્યા હતા. દરેક મતદારને વિનતી કરવામાં આવી હતી કે આ પ્રશ્નનો ખુલાસો

ળવ્યા પછી મત આપશો. તે પત્ર ઉપર કોઈની સહી નહોતી એટલું જ નહીં પણ છાપખાનાનું પણ નામ નિશાન નહોતું. કવરના ઉપર પોસ્ટની છાપ મારવામાં આવી હતી પણ તે એવી યુકિતથી મારવામાં આવી હતી કે તેમાં ગામનું નામ વંચાતું નહોતું.

જે દીવસે તે પત્ર બધાને મળ્યો તે રાતના સતુએ એક ખાનગી સભા બોલાવી. તેમાં મીત્રો અને કેટલાક કામ કરનારાને બોલાવવામાં આવ્યા હતા. સતુએ પોતાની હકીકત સ્પષ્ટ રીતે સમજાવી. અલબત્ત, પોતાની ખાનગી સાંકેતિક યોજના વિષે બીલકુલે બોલ્યો નહીં. છેવટે તેમને ઉદ્દેશીને બોલ્યો, "આપ શું સલાહ આપો છો? આપ કહેતા હો તો હું મારી ઉમેદવારી પાછી ખેંચી લેવા તેયાર છું. આપને યાદ આપવાની જરૂરીઆત જોતો નથી. કારણ આપને યાદ હશે કે આપના આગ્રહથી જ મેં આ ઉમેદવારી સ્વીકારી છે. મેં શુદ્ધબુદ્ધિથી તેનો સ્વીકાર કર્યો છે અને પ્રમાણીક લડાઈ લડવા માંગું છું. જ્યારે મેં ઉમેદવારી સ્વીકારી હતી ત્યારે મારા ધંધામાં મને નુકશાન નહોતું; પણ દૈવયોગે સ્થિતિ બદલાઇ છે. તેનુ કારણ આપને આજથી ત્રીજે દિવસે જણાવીશ. જ્યાં સુધી મારી પાસે લેખી આધારો નથી ત્યાં સુધી હું કાંઇ બોલવા માગતો નથી." તે શિવાય સતુએ ઘણું કહ્યું. બધા હાજર રહેલાને એમ લાગ્યું કે કોઈ દુશ્મનનું કામ છે. છેવટે તે બોલ્યો, "આપની શી સલાહ છે? આપ કહો તો રાજીનામું આપવા તૈયાર છું પણ યાદ રાખજો કે જો મેં એમ કર્યું તો આ વર્ષમાં પણ કામદાર વર્ગને ચુંટણીમાં સ્થાન મળશે નહીં." સતુના શબ્દોમાં સત્યતા હતી–સ્પષ્ટતા હતી–નમ્રતા હતી–ચમત્કાર હતો અને દીવ્યતા હતી.

"સતુભાઇ, કોઇ દુશ્મને ઉભી કરેલી સ્થિતિને પહોંચી વળશો નહીં?"

"આપની મદદ હશે તો ચોક્કસ પહોંચી વળીશ–પણ આપને બધાને માહિતી આપવી જોઇએ—આપના બધાની સંગીન મદદ જોઈએ."

31,128

"તે છે–લડો." બધા સાથે બોલી ઉઠયા.

લડાઇ ચાલુ રહી. પણ સતુ જોઇ શકતો હતો કે તે નનામા પત્રે ઘણી ખરાબ અસર કરી હતી. દરેક જીલ્લાના તાલુકામાંથી તારો આવતા હતા. ઘણા મતદારો ફરી જતા દેખાયા. સતુએ હુંશાણમાં તે પત્રનો જવાબ લખી બધા મતદારોને પોસ્ટ કરવાની તજવીજ કરી. પણ તે પત્રે બેસાડેલી અસર દુર કરવી એ કઠણ કામ હતું.

સતુનામાં નવું જોર આવતું દેખાયું. રોજના કરતાં તે દસઘણું વધારે કામ કરતો તો પણ કંટાળેલો દેખાતો નહીં–દહાડામાં ચાર—ચાર સભાઓ ભરતો અને પૃથક પૃથક સ્થળે ભાષણો આપતો.

છેવટે કતલની રાત આવી. "સતુભાઈ, મોટરો માટે શી તજવીજ કરી?"

" મારી ધ્યાનમાં છે-ભૂલમાં વાત ગઇ નથી."

સતુ તે માણસના કાનમાં કાંઈ બબડયો. તે સમજી ગયો. " અમરનાથે પ્ર સ્થળે આટલી બધી મોટરો એકઠી કરી છે તે કોને માટે ?"

" પણ આપને ખાત્રી છે કે મતદારો સમજી શકશે ? આપણા મતદારો અમરનાથની મોટરોનો ઉપયોગ કરશે તો ખરા ને ?"

" કાળજી કરશો નહીં. આપણા એજન્ટો સમજુ છે." સતુએ ઠંડાઇથી જવાબ આપ્યો.

છેવટે ચુટણીનો દિવસ આવી પહોંચ્યો. નવેમ્બર મહીનો હોવાથી ગુલાબી ઠંડી પડતી હતી. સવારમાં છ વાગે તેણે કામ કરનારાઓની એક સભા રાયપુરમાં બોલાવી હતી. આઠ વાગે મત નોંધાવાના હૉલ ઉઘડવાના હતા. સમયોચિત એક ટુંકું ભાષણ આપ્યું. કામ કરનારાઓને ઉત્તેજન મળ્યું. બધાને કામની વહેંચણી સમજાવી. થોડી મોટરો આવી હતી તે તેમને સોંપી. સાત વાગે બધાને વિદાય કર્યા. કેટલાક મતદારોએ સવારમાં આવવા કહ્યું હતું. તેમને તે લેવા ગયા. આઠ વાગ્યા ને દ્વાર ખુલ્યાં. અમરનાથે પણ અમદાવાદમાં જ સ્થાન રાખ્યું હતું. રસાકસી જબરી લાગી. અમરનાથની મોટરો વધારે પ્રમાણમાં દોડતી દેખાતી. સતુનું મુખ ફીક્કું પડતું દેખાતું હતું. પણ તે મોટરમાંથી સતુના ખાનગી કામ કરનારા ઉતરતા દેખાતા હતા. તેથી તેના મુખ ઉપર પાછી રતાશ આવતી હતી. થોડી થોડી વારે તેના એજંટો સતુના કાન કાંઈ બબડી જતા. કોઇક વાર અમરનાથના મુખ ઉપર પણ વિચિત્ર આવરણો દેખાતા. લગભગ દસનો સુમાર થયો ત્યારે સતુના ઉપર તારો આવતા દેખાયા. પહેલા તાર ભરૂચ--જંબુસર--વાગરા અને અંકલેશ્વરના આવ્યા. એક વાગે થાણા--કલ્યાણ--ભીવંડી વાંદરા--વસાઇ--પાલઘર--દહાણું--ગોલવડ--ઉમરગામ--વલસાડ અને સુરત તરફના સમાચાર આવ્યા. અમરનાથના ઉપર પંચમહાલ--ખેડા તરફથી સમાચાર આવ્યા બન્નેના ઘોડા સરખા દોડતા હતા એમ લાગતું હતું. હરીફાઇ તીક્ષ્ણ હતી. અમરનાથને બ આકરું લાગતું હતું. એક કામદાર વર્ગનો યુવક નિષ્ણાત અને પ્રખ્યાત ધારાશાસ્ત્રીને હંફાવતો હતો ! જમવાના સમય પછી પાછાં દ્વાર ખુલ્યાં. પાછી દોડાદોડી ચાલી મોટરોની દોડાદોડી ઉપરથી અમરનાથને એમ ચોકકસ લાગતું હતું કે તેને મત વધારે મળે છે. પણ મતપત્ર ઉપર શું લખાય છે તેની કોને ખબર હતી ? બન્નેના પેટમાં તેલ રેડાતું હતું. અમરનાથને એટલી તો ખાત્રી થઇ કે જો તે જીતશે તો પણ સતુના મત કરતાં ભાગ્યે સો મતો વધારે મળશે. છ વાગ્યા અને દ્વાર બંધ થયાં. મતપત્રની પેટીએ ઉપર સીલો લાગવા માંડી. સાતેક વાગે બધા ઘેર ગયા. બપોરના સમાચારના તાર આવવા માંડયા. બન્ને જણા જીત ધારતા હતા. હરીફાઈ કેટલી તીક્ષ્ણ અને રસાકસીભરી હતી !

બહારગામથી મતપત્રોની પેટીઓ આવવાની હતી તેથી આઠ દિવસ પછી મત ગણવાના હતા. લગભગ સો પોલીંગ સ્ટેશનો ! અમરનાથને એમ થયું કે આજ પછી કોઈ દિવસ ગુજરાતમાંથી ઉભા રહેવું નહીં. એક જ શહેરમાં મત લેવાના હોય તો સચ–વાય. પણ સો ઘોડાની ગાડી દોડાવવા માટે ભયંકર માણસ જોઇએ.

મતપત્ર ગણવાનો દિવસ આવ્યો. કમીશ્નરના ઓફીસે માણસો ભરાવા માંડયા. અમરનાથ અને તેના સાથીઓ–શૈલબાળા--મોતીચંદ--લાલચંદ વિગેરે આવી પહોંચ્યાં. સતુ તેના કામદાર મંડળના સભ્યો સાથે આવી પહોંચ્યો.

બન્ને ઉમેદવારોએ બધી પેટીઓની સીલ તપાસી. કમીશ્નર સાહેબે પછી સીલ તોડવા હુકમ આપ્યો. દરેક પેટીમાંથી કેટલી મત પત્રિકાઓ નીકળી તેની નોંધ લેવાઇ, પછી બધી મતપત્રીકાઓ એક મોટા પટારામાં નાંખવામાં આવી. ત્યાર પછી કમીશ્નરના કલાર્કો મત પત્રિકાઓ જુદી પાડવા બેઠા. અમરનાથના અને સતુના મુખ જોવા જેવાં હતાં. જ્યારે મતપત્રિકાઓ ગણાવા માંડી ત્યારે કોઇક વાર એમ લાગતું કે સતુના વધારે થાય છે. કોઇકવાર અમરનાથના વધારે થાય છે. લગભગ સાંજના છ વાગે પત્રિકાઓ ગણાઇ રહી. તેત્રીસ હજાર મતદારોમાંથી લગભગ વીસ હજારે મત આપ્યા હતા. ચોક્કસ આંકડો ૧૯૭૩૯ નો પડયો. છેવટે કમીશ્નર સાહેબ બોલ્યા " મી. અમરનાથના ૯૮૮૬ અને શ્રી. સતુભાઇ મહેતાના ૯૮૫૩ મત પડયા છે. એ પ્રમાણે મી. અમરનાથના ૩૩ મત વધારે છે. તેઓ ફતેહમંદ જાહેર થાય છે." પરિણામ જાહેર થતાં તાળીઓના અવાજ આવ્યા.

" મી. મહેતા, છેવટે અમે ફાવ્યા " અમરનાથથી રહેવાયું નહીં--તેનાથી એ પ્રમાણે સતુને કહેવાઇ ગયું.

" હા, પરિણામ એમ કહે છે. પણ કેવી રીતે ? " સતુએ પૂછ્યું

" કેમ, કેવી રીતે ? "

" નનામા પત્રો લખી–મને ઉતારી પડાવી-તમે જીત મેળવી ! મારી માતા પ્રત્યે આક્ષેપો કરીને તમે જીત મેળવી ! એ ગ્રહસ્થની લડાઈ કહેવાય ? આપણા બન્નેના રાજદ્વારી કાર્યક્રમ ઉપર લડત ચલાવી તમે જીત મેળવી હોત તો હું આપને ખરા અંતઃકરણની મુબારકબાદી આપત. એટલું જ નહીં પણ આપના માનમાં એક ભવ્ય મેળાવડો કરત. તેત્રીસ મતનો ફેર શું દાખવે છે ? જો તમે તે નનામો પત્ર ન ફેરવાવ્યો હોત અથવા મારી પૂજ્ય માતા પ્રત્યે આરોપો ન કરાવ્યા હોત તો તમે ફાવત ? કદી નહીં. "

" પણ એ પત્ર મેં મોકલ્યો નથી, એટલું જ નહીં પણ મારા ભાષણોમાં એનો ઉચ્ચાર પણ કર્યો નહોતો. તમારી માતા પ્રત્યે મેં એક હરફ પણ કહાડયો નથી."

# ૧૩ ]

## માતાને સત્કાર



તાથી વિખુટાં પડે સતુને ઘણા દિવસ થઇ ગયા હતા. રોજ મળવા જવાનું મન થતું હતું પણ દિવસે દિવસે એટલો વ્યવસાય વધતો જતો હતો કે સતુ અમદાવાદ છોડી શકતો નહોતો. ચુંટણીની ધમાલમાંથી પરવારી એક વિગતવાર પત્ર લખ્યો અને પોતાની પાસે આવવા માતાને આગ્રહ કર્યો ઇશ્વર કૃપાથી મીલ માલીક જેવી તેની સ્થિતિ હતી તેથી હવે મહેતીનો ધંધો કરાવવા માગતો નહોતો.

કુસુમને પત્ર મળ્યો. વાંચી આનંદ થયો. પણ હજી તેના પતિના સમાચાર મળ્યા નહોતા. તેથી શહેરમાં આવવાથી જલદી પત્તો મળશે તે વિચારે આકર્ષાઈ અમદાવાદ જવાનું નક્કી કર્યું.

જ્યારે સતુ પોતાની માતા માટે ગોઠવણ કરતો હતો ત્યારે તે શહેરના બીજા ખુણામાં સતુ વિરૂદ્ધ કાનભંભેરણી ચાલતી હતી.

અમરનાથની જીતથી શૈલબાળાને આનંદ થાય એ સ્વાભાવીક છે. જો તે બાળાએ ઘેરે ઘેર જઇ વિનવણી કરી ન હોત તો સતુ ફાવત. વધારામાં તેણે કેટલાક શહેરોમાં સભા ભરી ભાષણો આપ્યાં હતાં. તે ભાષણો છાપામાં આવવાથી બધા મતદારોએ વાંચ્યાં હતાં. તેથી પણ ફેર પડયો હતો. પરંતુ તેને મોતીચંદના ઘરમાં કીડીઓ કરડતી હતી. એક નાના રાજાનો મહેલ હોય એવો બંગલો હતો તેમ છતાં લાલચંદની અને પ્રમિલાની રીતભાત તેને પસંદ પડતી નહોતી. ત્યાં ત્રણચાર મહીના રહેવાનુ હોવાથી એક જુદો બંગલો લેવા શૈલબાળાએ અમરનાથને ઘણું કહ્યું હતું પણ અમરનાથને ભીતિ હતી કે જો તે મોતીચંદના ઘરમાં રહી પોતાની ધમાલ ચલાવે નહીં તો વખતે ફાવે નહીં. મોતીચંદ સાથેના ઘર જેવા સંબંધને લીધે બીજા મીલ માલીકો અને શેઠ શાહુકારો તેને મદદ કરતા હતા એમ તેને ચોકકસ લાગતું હતું. લાલચંદના વર્તનથી તે કંટાળી ગઇ હતી કારણ તે એક માલીકની માફક વાત કરતો હતો, અને શૈલબાળાને ગુલામ સમજતો હતો. અમરનાથે વિવાહ સબંધી વાત છેડી જ નહોતી. તેથી બિચારી શૈલબાળાને તેનું કારણ કેમ સમજાય ? ચુંટણીની ધમાલને અંતે શૈલબાળા લાલચંદને લગભગ ધીકકારવા માંડી. પ્રમિલા સાથે પણ એમ જ થયું. લાલચંદ વિવિધ

વાત ઉપર ચડતો. કોઇક વાર ધિક્કાર આવતો પણ પોતાના પિતાના માનની લાગણી ખાતર તે બોલતી નહી અને લાલચંદનું અપમાન નહોતી કરતી.

લાલચંદને જ્યારે વખત મળતો ત્યારે શૈલબાળાનો સહવાસ મેળવવા પ્રયત્ન કરતો હતો.

" લાલચંદભાઇ, પેલા નનામા પત્રમાં લખેલી હકીકત ખરી છે ? સતુલાલ મહેતા નાદારી નોંધાવશે ? "

" અક્ષરે અક્ષર ખરો છે. નાદારી નોંધાવ્યા શિવાય એનો છુટકો જ નથી. એક મીલમાં સવાર સાંજ શાળ ઉપર કામ કર્યું તેથી વણાટનું જ્ઞાન આવી જાય કે ? ખોટો બડાઈખોર છે. એના તરંગના ઘોડા હવામાં ઉડે છે। એવી રીતે મીલમાલીક થાય ? એક બે દિવસમાં જ તમે સાંભળશો કે તેણે નાદારી નોંધાવી છે. મને એને માટે લાગતું નથી, પણ એના માંગનારા માટે દયા આવે છે." લાલચંદે ઉભરો કહાડવા માંડયો.

" ત્યારે તમે એનો ઇતિહાસ જાણતા હો એમ લાગે છે. "

" એનો પૂરેપૂરો ઇતિહાસ જાણું છું. એને બાપ નથી. મા રખડેલ છે, વધારામાં મહેતી છે. સગાં–વહાલામાં કોઇ મળે નહીં. નથી મામો કે નથી કાકો ! એના ને ધારાસભામાં જઇ બેસવું છે. એને મત આપનારા મૂર્ખા. "

" એને લગભગ દસ હજાર મતે મલ્યા. તે હિસાબે આપણા ગુજરાતમાં દસ હજાર માણસો કર આપે છે એવા મૂર્ખા છે. ત્યારે પેલો નનામો પત્ર કોણે લખ્યો ? "

આ પ્રશ્નથી લાલચંદનું મુખ પડી ગયું. એ જ સમયે એક ગ્રહસ્થ આવ્યો.

" આવો આવો, કુંદનરાય કેમ શી નવા જૂની ? તબીયત તો મઝામાં છે ? " લાલચંદે નવા આવનાર ગ્રહસ્થને પુછ્યું.

" તબીયત મઝામાં. આપણો બેરો પાર થયો ને ? મને કામ સોંપ્યું હોય પછી તમારે ફીકર રાખવી નહીં. એની શી મગદુર કે એ ફાવે ? " કુંદનરાયે જવાબ આપ્યો.

શૈલબાળાને વહેમ પડયો. અત્યાર સુધીમાં જોયું તો હશે કે તે બાળા ચકોર, હોંશીઆર, ખંતીલી, સ્વમાન સાચવનારી, અને તીખા સ્વભાવની હતી. એક જ ક્ષણમાં તેને વિચાર સુજ્યો.

" અરે, કુંદનરાયભાઈ, આપણે બરોબર ફાવ્યા. જો તમે બરોબર યુક્તિ પાર પાડી ન હોત તો આપણે હારી જવાના હતા. " શૈલબાળા ગોળગોળ ભાષામાં જ બોલી.

" લાલચંદભાઇએ મને બરોબર સમજાવ્યું હતું પછી તેમાં ફેર પડે ? એમની આજ્ઞા પ્રમાણે બે જ દિવસ પહેલાં બરોબર કાર્ય થયું કે નહિ ? "

આ સંવાદ સાંભળી લાલચંદને ચટપટી થઇ. બંગલાના બીજા ભાગોમાંથી કોઇ બોલતું હોય તેવો ડોળ કરી તેને જવાબ આપ્યો અને કોઇ બોલાવે છે એમ કહી જવા માંડયો.જતાં જતાં કુંદનરાયને કાંઈ સંજ્ઞા કરતો ગયો. શૈલબાળા જેવી છોકરીને હવે વધારે સાક્ષી પુરાવાની જરૂર નહોતી. તેના હૃદયને ડંખ લાગ્યો. તેને એમ થયું કે દુષ્ટ યુક્તિથી આપણે જીત્યા છીએ અને સતુલાલ મહેતા કહેતા હતા તે વાત ખરી. તેને એમ પણ લાગ્યું કે તે નનામા પત્રને ધિક્કારી કહાડવો જોઈતો હતો. તેમ નહીં કરવાથી જવાબદાર તો ખરા.તે જ સમયે મતપત્રિકાઓ ગણાઈ રહ્યા પછી સતુ જે બોલ્યો હતો તે તેને યાદ આવ્યું. "યુવક નિડર તો ખરો-સ્પષ્ટવક્તા પણ ખરો ! તેણે આવા નીચ હુમલા કર્યા નહોતા. હાર્યો હતો પણ હામ ગુમાવી નહોતી. નેતા થવાને એનામાં સર્વ લક્ષણો છે તેમ પ્રમાણીક લાગે છે. એ ધારત તો અમારા પક્ષ સામે પણ નીચ હુમલા કરી શકત. કોઇપણવખતે પણ--ખાનગી વાતચીતમાં પણ--એણે એમ કર્યું નથી." તે બબડી.

તેને 'લાલચંદ-મેન્શન' માં-મોતીચંદના ઘરમાં કીડીઓ કરડવા માંડી. શીયાળાનો દીવસ હતો. ચારેક વાગ્યા હતા. તેણે બહાર જવા વિચાર કર્યો. કપડાં બદલી નીચે ઉતરી એક માણસને ગાડી બોલાવી લાવવા કહ્યું. ગાડી આવી ને તેમાં બેસવાની તૈયારી કરતી હતી તેટલામાં લાલચંદ ત્યાં દેખાયો.

"શૈલબાળા, એકલી ક્યાં જાય છે ?"

"ફરવા." આટલું જ બોલી ગાડીવાળાને ગાડી ચલાવવા હુકમ આપ્યો.

લાલચંદ-મેન્શન એલીસબ્રીજ તરફ આવ્યો હતો. એલીસબ્રીજ ઉપર ફરવા જવાની તેની વૃત્તિ થઈ નહીં. કાંકરીઆ તરફ ગાડી હંકાવી. રાયપુર પોલીસ ચોકી મૂકી કાંકરીઆને રસ્તે પટણીની હવેલીની જરા આગળ તેણે ગાડી ઉભી રખાવી. ગાડીમાંથી ઉતરી તેણે ધીમે ધીમે ચાલવા માંડયું.ગાડીવાળાને પાછળ પાછળ લાવવા કહ્યું. દરવાજા બહાર ગયા પછી તેણે છેટેથી સતુને આવતો જોયો. કોઈ પણ અજ્ઞાત કારણવશાત્ તે ધીમી પડી. સતુના મુખ ઉપર હારની છાયા નહોતી. તે દૃઢ ધીમી ચાલે ચાલતો હતો.

"આપને એક સંદેશો આપવા માંગું છું. આપના પૂજ્ય પિતાશ્રીને મારા તરફનો એક સંદેશો આપશો ? ઉપકાર માનીશ" સતુએ નમસ્કાર કરતાં કહ્યું.

"એ સંદેશો આપ લખીને એમને પોસ્ટદ્વારા મોકલો તો ? અથવા આપના કોઈ વણકર સાથે મોકલો તો ?"

"એમ બને એમ નથી, કારણ આપે પણ એ સંદેશો જાણવો જોઇએ. સંદેશો એટલો જ છે કે મેં પેલા નનામા પત્રનો લેખક ખોળી કહાડયો છે. મારી પાસે લેખી પુરાવા છે. એમને અવકાશ હોય ત્યારે બતાવવા તૈયાર છું. એમને એટલું પણ

કહેવાનું છે કે મારો દુશ્મન ફાવ્યો નથી. ઇશ્વરે તે સમયે એક મુદ્રિત સુન્દરી તેથી હું ફાવ્યો છું અને દુશ્મન હાર્યો છે. જો કે તેત્રીસ મતે હું હારી ગયો પણ તેથી મને હર્ષ–શોક નથી. મારો દુશ્મન એમ માનતો હશે કે એક બે દિવસમાં હું નાદારી નોંધાવીશ; પણ તેમ નથી.” આટલુ બોલી તે આગળ ચાલવા માંડયો.

શૈલબાળા તેના બોલવાનો ભાવાર્થ સમજી ગઇ પણ તે શું કરવા એ રસ્તે આવી હતી તેની તેને સમજ પડી નહીં. જાણે કાર્ય થઈ રહ્યું છે એમ જાણી તે પાછળ આવતી પોતાની ગાડીમા બેસી ગઇ અને એલીસબ્રીજ તરફ વાળવા હુકમ આપ્યો.

બીજે જ દિવસે શૈલબાળા અને અમરનાથ મુંબાઇ ગયાં. શૈલબાળાની સતુના સંદેશા સંબંધી વાત થઇ જ નહી. ગમે તેટલી તો પણ હિંદી બાળા–મુરબ્બીને એવો સંદેશો કેમ અપાય? મુંબાઇ ગયા પછી શૈલબાળા સાધારણ ઉમંગમાં આવી. છુટકારાનો દમ ખેંચ્યો.

આ બાજુ સતુની ધારણા પ્રમાણે બધું થયું હતું. તેના દુશ્મનના પ્રયત્નો ફોકટ ગયા હતા. મોતીચંદ પૈસાનો ગુલામ હતો તેથી લાલચંદને વધુ પૈસા મળ્યા નહીં. લાલચંદને હરીફાઈનું કારખાનું બંધ કરવું પડયું. હવે બજારમાં સતુનો કોઇ હરીફ નહેતો. પોતાની મીલનું કાપડ મરજીમાં આવે તેમ વેચતો ગયો. પરિણામે બન્ને ભાગીદારોએ ઘણો સારો નફો મેળવ્યો.

સતુએ બંગલો બદલ્યો. શાહીબાગ તરફ એક સારો બંગલો લીધો. બંગલાને શોભાવવા ઉમદા ફરનીચર વગેરે લઇ આવ્યો. વિદેશી માલનો બહિષ્કાર કરવાની તરફેણમાં હતો તેથી થોડા વધુ પૈસા ખરચીને પણ હિંદી ચીજ લાવતો. પોતાની માતા ક્યારે આવશે તેની રાહ તે જોયા કરતો હતો.

પાછો બીજો પત્ર લખ્યો. પોતાની સારી સ્થિતિ વર્ણવી અને તે ઉપરાંત જણાવ્યું કે ઘરમાં એકલવાયું લાગે છે માટે તમે જલદી આવો. એણે ઘણાં વિનવણાં લખ્યાં અને અમદાવાદ આવવા પાછો આગ્રહ કર્યો. બન્નેની મદદથી શોધખોળ પણ બરોબર થશે એમ લખ્યું.

થોડે દિવસે કુસુમનો પ્રત્યુત્તર આવ્યો. આવશે એમ જણાવ્યું હતું. સતુના આનંદનો પાર રહ્યો નહીં. માતાના સત્કારના ઉમંગમાં પડી ગયો.

“સતુભાઇ, આટલો બધો ઉમંગ શેને માટે ?”

“મારાં માતુશ્રી આવવાનાં છે.”

“તમારાં પત્નીશ્રી આવવાનાં હોય એવો ઉમંગ લાગે છે.”

“તે પણ આવશે. કાલે માતુશ્રી આવે છે અને પછી તે પણ આવશે.”

“કાલે કેટલા વાગે માતુશ્રી આવવાનાં છે?”

" રાતની ફાસ્ટમાં-લગભગ આઠ વાગે."

સતુને તે દીવસે ઉંઘ આવી નહીં. અમુક મારી બાને ગમશે કે નહીં-અમુક સારૂ લાગશે-તેના વિચારમાં તે નવા બંગલામાં આમથી તેમ ફર્યો. છેવટે ઉંઘી ગયો.

બીજે દિવસે સાત વાગ્યામાં સતુ સ્ટેશન ઉપર ગયો. મોટર તો પોતાની હતી પણ સામાન માટે એક બીજી મોટર પહેલેથી ભાડે કરી રાખી.

દરેક ક્ષણ તેને આકરી લાગતી હતી. સ્ટેશન ઉપર આમથી તેમ આંટા મારતો હતો. સ્ટેશન માસ્તરને પૂછી જોવાથી ખબર પડી કે ટ્રેન અડધો કલાક મોડી છે. મનમાં સ્ટેશનવાળાને ગાળો દેવા માંડયો. એટલામાં કામદાર મંડળના વાવટા સાથે સો માણસનું ટોળુ જોયુ. સૌથી આગળ નાથાલાલ ચાલતા હતા.

" નાથાલાલ, આ શી ધમાલ ?"

" તમારાં માતુશ્રીનું સ્વાગત! કામદાર મંડળને ખબર પડી તેથી તેઓ આવ્યા."

" આટલા માટે કાલે ટ્રેનનો ટાઇમ પૂછતા હતા ?"

" આટલા જ માટે. જુઓ ટ્રેન આવે છે."

ટ્રેન આવી. કુસુમ ઉતરી. સતુ તેને ભેટી પડયો. કામદાર મંડળે સતુની જય ઘોષણા કરી. કુસુમની આંખમાંથી હર્ષાશ્રુ સર્યાં. તેના મુખ ઉપર નવીન તેજ દેખાતું હતું. સાધારણ આધેડ વયની થઇ હતી. પણ અત્યારે તો નવયૌવના જેવી લાગતી હતી. કામદારો સરઘસના રૂપમાં ગોઠવાઇ ગયા-કુસુમને અપૂર્વ સ્વાગત મળ્યું.

સતુ અને કુસુમ તેની મોટરમાં ગોઠવાયા. બન્નેના હૃદયમાં એટલો હર્ષ હતો કે કોઇ બોલી શક્યું નહીં. છેક ઘેર સુધી મૌન જ રહ્યું.

ઘેર જઇ, સતુએ પોતાની માતાને બધો બંગલો દેખાડયો. પછી સરઘસે રજા લીધી. જતાં જતાં ' સતુભાઇની જય ' બોલાવી.

" સતુભાઇ, આ સ્વપ્ન કે સાચું ? શું આ તારો બંગલો અને તારો સરસામાન ? એક લક્ષાધિપતિને શોભે એવો બંગલો છે."

" બા, હું હવે એક લક્ષાધિપતિ છું. ને આપણી મીલ છે મારી અને હીરાચંદની જ ! તેમાં કોઈ શેર હોલ્ડર મળે નહિં. વધારામાં પેલા લાલચંદે મને ઉખેડી નાંખવાના ઘણા પ્રયત્ન કર્યા પણ ફાવ્યો નહીં; પણ ઇશ્વરકૃપાથી મને વધુ ફાયદો થયો."

" ભાઇ, તું જીવતો રહે અને સુખી થા. પણ હવે આપણે બરોબર શોધ ચલાવવી જોઇએ."

" હા, મારા પિતાજીને શોધી કહાડવા જોઈએ. બા, હું જ્યારે ટ્રેનમાંથી ઉતરી ત્યારે મને એમ થયુ કે, જો બરોબર તારી સંભાળ લેવાય અને મારા પિતાજી હોય તો તું એક સુંદર યુવતિમાં ખપે. એટલું જ નહીં પણ મુંબાઈનાં શિક્ષિત બૈરાંમાં અને

તારામાં ફેર દેખાય નહીં. એ દૃશ્ય જ્યારથી મેં જોયું છે, ત્યારથી મારા પિતાજીને શોધી કહાડવા વધુ વેગથી પ્રેરાયો છું."

જમવા વખત થઇ છે એવી નોકર તરફથી વરધી મળી. બન્ને જમવા ઉઠયાં.

"સતુભાઇ, ભટનો ખર્ચ શું કરવા રાખે છે ? હું જ તારે માટે રાંધીશ. બે ત્રણ જણનું રાંધવામાં શું ? વધારામાં આપણે હાથે જે જાતની રસોઇ બનાવીએ તે જાતની રસોઇ ભટથી બને ?"

"બા, એમ નહીં ચાલે. હું તને સુખી કરવા માંગું છું. ભટ તો રહેશે જ."

જમતાં જમતાં બન્ને જણને હર્ષ થતો; જો કે બન્નેનો જુદા પ્રકારનો હર્ષ થતો હતો. ઘણાં હર્ષને લીધે કોઇ જમી શક્યું નહીં ! જમતી વખતે પણ બન્ને મુંગાં જ રહ્યાં હતાં.

"બા, હવે તારા દીવાનખાનામાં બેસીને વાતો કરીશું."

"બે દીવાનખાનાની શી જરૂર ? મારા અનુભવમાં તો મેં બે દીવાનખાના સાંભળ્યાં નથી."

"બા, સાધારણ મનુષ્યના ઘરમાં એક જ દીવાનખાનું હોય, પણ આપણા જેવાના ઘરમાં બે દીવાનખાનાં જોઇએ. જો મને કોઈ મળવા આવ્યું હોય, તેજ સમયે જો તને કોઈ મળવા આવે તો પછી બધાને કયાં બેસાડવા ?"

"ગમે તે ઓરડામાં બેસાડાય."

"ના, બા, એમ ન બને, ટેવ પડશે ત્યારે આટલા ઓરડા પણ તને થોડા પડશે."

આ પ્રમાણે હર્ષગોષ્ટી ચાલતી હતી, તેટલામાં હિરાચંદ આવ્યા.

"કેમ, બા, આવી પહોંચ્યાં ? સારૂં થયું. સતુભાઇને એકલવાયું લાગતું હતું. ઓફીસના કામને લીધે મારાથી સ્ટેશને અવાયું નહોતું. આ જાહોજલાલી સતુભાઇની મગજશક્તિને આભારી છે. જો એમણે એક યોજના શોધી કહાડી હોત નહીં તો કયાંતો દીવાની જેલમાં હોત કે કયાં તો નાદાર થયા હોત." હિરાચંદે આવકાર આપતાં કહ્યું.

"હિરાચંદભાઇ, હવે સતુભાઈ માટે વહુ શોધી કહાડો. તેના વગર ઘર શૂન્ય લાગે છે."

"ખરી વાત છે. મને પણ એમ લાગે છે. હું પણ તમને તે જ કહેવાનો હતો."

"બા, બધું ધીમે ધીમે થશે. પહેલાં તો મારા પિતાજીને શોધી કહાડવા જોઇએ."

થોડી ઘણી વાતો કરી હિરાચંદ ગયા.

પાછાં મા-દીકરો એકલાં પડયાં. બન્ને કંટાળેલાં હતાં. પણ કોઈને સુવાનુ મન થતું નહોતું.

"ભાઈ, વહુ તો શોધી કહાડવી જોઈએ. મેં તો લગભગ દુનિયાનો ત્યાગ કર્યો છે, તેથી તારે લાયક કન્યા હું શોધી શકું એમ નથી. આપણા બે જણ વચ્ચે એવું કોઈ નથી કે કોઈની મારફત વાત થાય. શરમાવાની જરૂર નથી. તું ભણેલો છે અને ઇશ્વર કૃપાથી ધનવાન પણ થયો છે. હવે પત્નીવાન અને પુત્રવાન થા એટલે બસ."

"બા, મેં તને કહ્યું ને કે મારા પિતાજીને મળ્યા પછી ?"

"બન્ને કાર્ય સાથે કરવાનું. કન્યા તો શોધો ! લગ્ન પછી કરીશું."

"જો એમ હોય તો મારા મનમાં એક કન્યા બેઠી છે." એમ કહી સતુએ તેની માતાના કાનમા કાંઈ કહ્યું.

"એમ ? જો એની કન્યા મળે તો ઘણું સારૂં. પણ એ મળશે ?"

"બા, મળશે. તારી સલાહ હું ભૂલી ગયો નથી. તેં મને એક વાર એમ કહ્યું હતુ કે 'ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર.' બધું મળી રહેશે. તે શિવાય બીજી કન્યાનો વિચાર કરવાનો નથી."

"ત્યારે 'પરણું તો રાજાની કુંવરી, નહિ તો ધો કુંવારો રહું' એવી વાત છે."

"હા, એવી જ વાત છે."

"ઈશ્વર આપણને મદદ કરશે. સત્ય તરશે. તને જે ગમ્યું તે મને ગમ્યું. જે તારા શત્રુ તે મારા શત્રુ--તારા જે મિત્રો તે મારા મિત્રો. પણ 'તે' અમદાવાદ આવે ત્યારે મને બતાડજે. મને જોવાની આતુરતા વધી ગઈ છે. મને ખાત્રી છે કે તારા ધાર્યા પ્રમાણે થશે જ."



# [ ૧૪ ]

## ભવિષ્યના ભણકાર



કુસુમના આવવાથી સતુમાં ઘણો ફેરફાર થઈ ગયો હતો. અત્યાર સુધીનો વિચારવંત સતુ જરા આનંદી સતુ બન્યો હતો. સાંજના મીલથી ઘેર જતી વખતે તેનામાં ઉત્સાહ દેખાતો હતો.

કુસુમ માટે સતુએ નવાં કપડાં લેવા નિશ્ચય કર્યો. એક દિવસ તેને સ્વદેશી વસ્તુભંડારમાં લઇ ગયો. મદુરાના સેલાં, બનારસી સાડીઓ અને કલકત્તાના છાયલો પસંદ કર્યાં. બે ત્રણ નંગ તો ૩૦૦-૩૦૦ નાં હતાં. કુસુમે આનાકાની કરી. તેણે કહ્યું, " મ.રા જેવીને શોભે નહીં. "

" કેમ ન શોભે ? તું વિધવા છે ? "

" જ્યાં સુધી તારા પિતાજીનો પત્તો મળે નહીં ત્યાં સુધી આવાં કપડાં મને શોભે નહીં. "

" મારો અંતરાત્મા એમ કહે છે કે મારા પિતાજી હયાત છે. અને તે એક મહા પુરૂષ છે. આપણને મળશે એ વાત પણ ચોક્કસ છે. તું નિશ્ચિંત રહે. "

સતુએ સાડીઓ લીધી. પૈસા ચુકવી ઘેર આવ્યાં.

સતુનાં મનમાં કાંઈ ખટકતું હતું એમ લાગતું. એના મુખનો કોઇ અભ્યાસ કરે તો એમ લાગે કે તેના મુખ ઉપર સુખ અને દુઃખ એમ બન્નેનાં આવરણો દેખાય. તે નનામો હતો તે એને બહુ ખટકતું હતું. પણ પિતાજીને ક્યાં શોધવા ? જો એ વડી ધારાસભાનો સભ્ય ચુંટાયો હોત તો દીલ્હી-સીમલા-મુંબાઇ વિગેરે મોટા શહેરોમાં જઈ શકત અને તપાસ કરી શકત.

તેજ પ્રમાણે તે શૈલબાળાને ભૂલી ગયો નહોતો. તે એના મગજમાં રમ્યા જ કરતી હતી. તે ઘણી વાર બબડતો, ", શૈલબાળા જેવી હંસલી લાલચંદ જેવા કાગને પનારે પડશે ? લાલચંદ કોણ ? એક પૈસાદારનો છોકરો. બ્રીટીશના રાજમાં એક ભંગી ને ઘેર પણ પૈસો હોઈ શકે છે. કેટલાક દારૂવાળા ભંડારીને ત્યાં લાખો રૂપીઆ હોય છે : પણ શિક્ષણમાં--રૂપમાં--રીતભાતમાં--લાલચંદનું ક્યાં સ્થાન ? શૈલબાળા ભણેલી ગણેલી પણ ખરી. રૂપ--રીતભાત--આચારવિચાર--સમાન ? બે વચ્ચે કેટલો તફાવત ?

મુંબાઈના કિનારાનો દરિયો પુરાય પણ આ બે વચ્ચે તો આખો અરબી સમુદ્ર તે કેમ પુરાય ? જ્યાં સુધી હું મારા પિતાજીને શોધી કહાડું નહીં--જ્યાં સુધી હું સમાજમાં મારું સ્થાન સ્થાપી શકું નહીં; ત્યાં સુધી એ કેમ સંભવે ? ધારાસભામાં જઈ શક્યો હોત તો અડધો પણ ફેર પડત ! એકલું પુરૂષાર્થ કામ કરી શકે છે કે સાથે નસીબ પણ જોઈએ છે ? પિતાજીનો સાક્ષાત્કાર અને શૈલનું બચવું એ બન્ને કાર્યમાં હું પણ પ્રયત્નમાં પાછી પાની કરવી નહીં. "

લાલચંદે મોકલેલા નનામા પત્રના સંબંધમાં પણ તેને અવનવા વિચારો આવતા. તે કુકૃત્ય પણ સતુ ભૂલ્યો નહોતો. લાલચંદનો દેવાદાર (!) પોતાને સમજતો અને તે દેવું પતવવા રાહ જોતો હતો. આખા શહેરમાં તે નનામા પત્રના લેખકની જાણ થઇ ગઈ હતી. વ્યાપારીઓ તેમજ વણકરો એમ માનતા હતા કે સતુ તે દેવું ચૂકવ્યા વગર રહેશે નહીં.

મ્યુ ચુંટણીની ધમાલ પછી અમરનાથ અમદાવાદ ગયા જ નહોતા. શૈલબાળા એ જવાનું મન પણ નહોતું થતું. જેમ સતુ શૈલબાળાને સંભારતો હતો, તેમ કોઇ વિચિત્ર કારણને લીધે શૈલબાળા પણ સતુને સંભારતી હતી. લાલચંદે અને અમરનાથે તેની વિરૂદ્ધ ઘણા કાન ભંભેર્યા હતા--શૈલબાળાએ તેના હિતની વિરૂદ્ધ ઘણા અતદારોને ફેરવ્યા હતા અને એક રીતે તે તેના પિતાનો પ્રતિસ્પર્ધી હતો તો પણ તેના હૃદયમાં કોઈક વિચિત્ર જાતની લાગણી ઉત્પન્ન થઈ હતી. જેમ જેમ તે લાલચંદનો વિચાર કરતી તેમ તેમ તેના પ્રત્યે ધિક્કાર વૃત્તિ વધતી હતી. એક વાર અમરનાથે અમદાવાદ જઈ લાલચંદને ત્યાં ઉતરવા શૈલબાળાને જણાવ્યું, ત્યારે કોઈકના બહાને અમદાવાદ જવાની જ ના કહી.

ચુંટણીની ધમાલ પછી, નનામા પત્રના લેખકની જાણ થયા પછી અને તેવા કેટલા હુમલા હોવા છતાં પણ તેની આર્થિક સ્થિતિ ઘણી સારી હોવાથી સતુને સમાજમાંથી તેમજ સરકારમાંથી આમંત્રણ મળતાં. એક વાર કુસુમને સ્ત્રી સમાજના વાર્ષિક સંમેલન વખતે પ્રમુખસ્થાન સ્વીકારવાનું આમંત્રણ મળ્યું હતું.

તે સમયે મુંબાઇની ધારાસભામાં એક જગ્યા ખાલી પડી. સતુને આમંત્રણ અપાયું. તેણે ના કહી. કુસુમને ખબર પડી ત્યારે કહ્યું, "સતુભાઇ, શું કરવાને ના કહી ?"

" જવું તો વડી ધારાસભામાં, નહિ તો આ પળે ધારાસભામાં જવું જ નથી. "

" અત્યારે ત્યાં જા અને પછી વખત આવ્યે દીલ્હીની ધારાસભામાં પણ જવાશે. મુંબાઇની ધારાસભામાં જવાથી મોટો અનુભવ મળશે. "

" મારે ત્યાંનો અનુભવ જોઈતો નથી. "

" મુંબાઈની ધારાસભામાં જઈશ તો પ્રધાન થવાનો અવસર મળશે. "

"મારે સરકારી નોકરી જોઇતી નથી. મારે પ્રધાન થવું નથી."

"પ્રધાન તે સરકારી નોકર નથી એમ મેં સાંભળ્યું છે. ધારાસભા સંબંધી મેં પણ થોડું જ્ઞાન મેળવ્યું છે. પ્રધાન ધારાસભાને જોખમદાર છે: સરકારને જોખમદાર નથી."

"પણ ધારાસભા વિલાયતની પાર્લામેન્ટને જોખમદાર છે. ધારો કે તું કહે છે તેમ હોય; પણ પ્રધાનની નીમણુંક કોણ કરે ?"

"ગવર્નર કરે--પણ જે સભ્ય ધારાસભામાં વધુ મત ધરાવતો હોય-તેને જ પસંદ કરવો પડે. ગવર્નરની મરજીમાં આવે તેને પ્રધાનપદ ઉપર બેસાડાય નહીં. તેમ જો તારા જેવા સારા માણસો પ્રધાનપદ સ્વીકારે નહીં તો ગમે તેવા પેસી જાય--તેના કરતાં તું લે તો શું ખોટું ?"

"તું પણ મવાળના જેવી વાત કરે છે ! હું મવાળ નથી. તેમ જ્યારે મને પ્રથમ જેલ મળી ત્યારે મેં નિશ્ચય કર્યો હતો કે નોકરશાહીનો સંગ કરવો નહીં. જ્યાં સુધી અત્યારની નોકરશાહીનો અમલ ચાલે છે ત્યાં સુધી હું પ્રધાનપદ સ્વીકારવાનો નથી. પ્રધાનપદ લીધું પછી સરકારનો મોહ વળગે ! પણ અત્યારે તેનો સવાલ જ નથી. કારણ પ્રધાનની જગ્યા ખાલી નથી."

"પ્રધાનપદ લીધાથી સરકારનો મોહ શું કરવાને વળગે ? એટલો તમારા મન ઉપર કાબુ નથી ? અને જો એવા થોડા પણ મનુષ્ય ન હોય તો આપણે સ્વરાજને લાયક ખરા ? પણ તું કહે છે કે પ્રધાનની જગ્યા ખાલી નથી પછી આ સંવાદ શું કરવા? પણ સતુ, હવે વહુ લાવવી જોઇએ. પેલી શૈલબાળા અહીં આવે તો તું મને બતાવીશ ?"

"કહે છે કે તે થોડા દિવસમાં આવવાની છે."

"અહીં આવવાની છે ? મને જરૂર બતાવજે. હું એની સાથે વાત કરી જોઈશ. મને મળશે ?"

શૈલબાળાને આવવાના સમાચાર સાંભળી સતુની માતાને અવર્ણનીય આનંદ થયો.

"સતુ મને એક શંકા આવે છે. તારા પિતાજી બારીસ્ટર થયા હશે. ધાર કે તું એને શોધી કહાડે, પણ તે લગ્ન નાકબુલ તો નહીં જાય ? આપણને મદદ કરનાર કોણ ? ગોર પણ તેનો જ અને સાજન પણ તેનું જ ! અથવા એમ પણ કહે કે તે કાયદેસરનું લગ્ન જ નહોતું !"

"કાયદેસરનું લગ્ન ન હોતું એમ તો એનાથી નહીં કહેવાય. કારણ જો એમ કહે તો એની ફજેતી થાય. સમાજ એમ કહે કે જેણે એક અજ્ઞાન બાળાની આબરૂ લૂંટી ! લગ્ન જ થયું નથી એમ કહે અથવા જાણે જાણતો જ નથી એમ કહે."

"ગમે તેમ હોય પણ આપણે એને શોધી કહાડવા જોઇએ. જો એ ના કબુલ જાય તો વળી એની ફજેતી !"

"બધું મારી ધ્યાનમાં છે. ફીકર કરીશ નહીં."

આ વાતને થોડા દિવસ થઇ ગયા હશે. એક જગ્યાએ સંમેલન હતું. ત્યાં સતુ પણ ગયો હતો. લાલચંદ અને તેના મિત્રો પણ હતા.

"સતુભાઇ, તમે સાંભળ્યુ કે આપણા પ્રતિનિધિને હાઇ કોર્ટની જજશીપ મળી ! પાછી ચુંટણી થશે. તમે ઉભાં રહેશો કે નહીં ?"

"આપના બધાની આજ્ઞા હશે તો તેમ કરીશ. જો આપ મને પ્રતિનિધિ તરીકે મોકલવા માગતા હશો તો આપની સેવા કરીશ."

આ વાત ચાલતી હતી તેટલામાં લાલચંદ ત્યાં આવી પહોંચ્યો.

"આ લાલચંદ શેઠને ખબર હશે."

"શી ?"

"કહે છે કે અમરનાથ જજ નીમાયા, અને હવે તો લાલચંદ શેઠ તમારા નીમણોક ( Nomination ) પત્ર ઉપર સહી કરી આપશે."

"અથવા નનામા પત્ર મોકલશે." સતુએ ઉમેર્યું.

બધા ખડખડાટ હસી પડયા. લાલચંદને કેવું લાગ્યું હશે ? વખતને અનુસરી પોતાના મુખ ઉપર કાંઈ પણ દાખવ્યુ નહીં અને બોલ્યો, "હવે તમારૂં મંડળ જે કરે તેની સાથે મારે સંબંધ નથી; તો પાછી ચુંટણી થશે તો તેની સામે મારે કાંઇ લેવા દેવા રહેશે નહીં. જો કે મને એવી લડાઇ ગમે છે: પણ જો ખાસ સંજોગ હોય નહીં તો પછી લડાઇમાં ઉતરવાનું શું કારણ ? મગતરાંને મસળવાં એ સહેલી વાત છે. પણ તે બધું સંજોગવશાત."

સતુને બહુ લાગી આવ્યું. તેના લાગણી પ્રાધાન્ય સ્વભાવને એ શબ્દો ખુંચ્યા. તે આવેશમાં આવી ગયો. એનાથી વગર વિચારે બોલી જવાયું, "એ તો અભિપ્રાયની વાત થઇ. મગતરૂં કોણ તે એક વ્યકિત નક્કી કરી શકતી નથી. ગમે તેમ હોય પણ નનામા પત્રના લેખક તરીકે સમાજ મને ઓળખતી નથી. તેમ જ કોઈ પણ જાતના મારા લખાણ ઉપર મને સહી કરતાં શરમ આવતી નથી; પણ જો સહી ન કરૂં તો શરમ આવે. જુઠા આક્ષેપો મુકી કોઈને હેરાન કરવા મારે ધારાશાસ્ત્રીની જરૂર પડતી નથી. હું કોઈની પીઠ પાછળ ઘા કરતો નથી. 'છાતી સરસી' લડાઇમાં હું માનનારો છું. બાળી પ્રદાનથી લડાય લડતો નથી. લડાઈમાં પણ પ્રમાણીકતા અને સભ્યતાના મારાં લક્ષણો નષ્ટ થતાં નથી."

"શું, હું પીઠ પાછળ ઘા કરનારો છું ?"

"તે તમે તમારા અંતઃકરણને પુછી જુઓ. હું તો મારી વાત કરૂં છું."

"મારે પીઠ પાછળ ઘા કરવાનું કારણ ?"

"જો તમે તેમ કરતા હો તો એક જ કારણ હોઇ શકે. પ્રમાણીક આંખનું તેજ તમંને શરમાવતું હોવું જોઇએ."

"આ તમે વગર વિચાર્યું બોલો છો પણ તેને માટે તમારે પસ્તાવું પડશે. કર્યાં કર્મના ફળ ભોગવવાં પડશે." આટલું બોલતાં બોલતાં લાલચંદ ગુસ્સાથી ધ્રુજવા માંડયો.

લાલચંદ અને સતુ ઘણીવાર મળ્યા હતા પણ કોઈ દિવસ વાતચીત કરી નહોતી. આ પહેલો જ પ્રસંગ હતો. 'પ્રથમ ગ્રાસે મક્ષિકા' જેવું થયું. અંતઃકરણ થી બન્ને લડીને જુદા પડયા. દુશ્મન તો હતા જ; તેમાં દુશ્મનાવટ વધી. દુશ્મનાવટનું પ્રથમ પગરણ પણ મંડાયું.

સતુના સ્વભાવ પ્રમાણે તેને લાગી આવ્યું. જરા ઉદ્ધતાઈ થઇ એમ લાગ્યું. તેને એમ પણ થયું કે લાલચંદ તેને હેરાન કરવા વધુ નીચ પગલાં લેશે અને દુશ્મનાવટ વધારશે. કટોકટીના સમયે ઈશ્વરની મદદથી તેને યુક્તિ સુઝી આવી અને તે બચ્યો હતો તે સાંભરી આવ્યું. ભવિષ્યમાં કંઇ વિચિત્ર બાજી રમાશે એમ લાગ્યું—હૃદયમાં ભવિષ્યના ભણકારા વાગ્યા.

તે જ સમયે શૈલબાળાનો વિચાર આવ્યો. એ જાણશે તો શો વિચાર કરશે ?

થોડી વારે સંમેલન વિખેરાયું અને સતુ પોતાના ઘર તરફ વળ્યો. મોટરમાં બેઠો હતો પણ હવામાં ઉડતો હોય એમ લાગ્યું.

ઉપરના પ્રસંગ પછી થોડા જ દિવસે પેપરોમાં વાંચ્યું કે અમરનાથને હાઇકોર્ટના જજ નીમવામાં આવ્યા અને તેને લીધે તેણે ધારાસભામાંથી રાજીનામું આપ્યું.

બીજે દિવસે પંદરેક માણસનું એક ટોળું સતુના બંગલા આગળ દેખાયું.

"સતુભાઈ, આપે સમાચાર જાણ્યા તો હશે. ખાલી પડેલી જગ્યા માટે આપ ઉમેદવાર થાઓ એવી અમારી વિનંતિ છે. અમારૂં આમંત્રણ સ્વીકારશો?"

"તેને માટે મારી ના નથી. આપના આમંત્રણ માટે આપનો ઉપકાર માનું છું; પરંતુ તે વખતે જેમ નનામા પત્રથી આપણામાંના પણ ઘણા દોરવાઇ ગયા હતા તેમ આ વખતે નહીં થાય તેની શી ખાત્રી ?"

"આ વખતે એવો નીચ હુમલો થશે ? લાલચંદને આ વખતે કાંઇ ખાસ હિત હોય એમ લાગતું નથી."

"હું ફાવું નહીં તે જ હિત! એણે મારી સામે લડાઇ જાહેર કરી. જે તે વાતની ખબર તો હશે. હું દુશ્મન, માટે મારો પ્રતિસ્પર્ધી તે એનો વહાલેશ્રી!"

"ગઈ ગુજરી વાતને સંભારવાથી શો ફાયદો? અમે તો તમને મદદ કરવા માગીએ છીએ. અમે તનં અને મનથી મદદ કરીશું—તમે ઉભા રહેશો? લડશો? તમારે અમારૂં માન રાખવુ પડશે." એક વણકરે કહ્યું.

"જ્યારે તમારો આટલો બધો સ્નેહ છે તો મારાથી કેમ ના કહેવાય? તમારૂં આમંત્રણ સ્વીકારતાં મને આનંદ થાય છે. મારો પ્રતિસ્પર્ધી કોણ તે ખબર છે?"

"ના, તે ખબર નથી. પરંતુ અમરનાથ કોઇને નીમશે એમ સંભળાય છે."

"કોઇ બહારનો આવે તો ફાવશે નહીં. અમરનાથ અહીં આવી ગએલા હતા તેમ જ તેમણે આઈ. સી. એસ. ની નોકરીમાંથી રાજીનામું આપ્યું હતું તેથી લોકને થોડો ભાવ હતો. વધારામાં કેટલાંક કારણોને લીધે લાલચંદના કુટુમ્બે મદદ કરી. શૈલબાળાએ પણ ઘેર ઘેર ફરી ઘણા મતદારોને ફેરવ્યા."

શૈલબાળાનું નામ સાંભરવાથી તેને જરા ક્ષોભ થયો.

"આ વખતે તે લોકો ફાવે નહીં."

"ત્યારે અત્યારથી જ આપણે આપણા કામ કરનારાઓની સભા બોલાવી સમિતિઓ નીમવી જોઇએ. આ વખતે આપણે પધ્ધતિસર કામ લઈએ. એક સમગ્ર સમિતિ નીમીએ; પછી જીલ્લાવાર જીલ્લા સમિતિ નીમીએ. તેમ કરવાથી આપણને વધુ ફાયદો થશે. આપણા કામદારોની પણ પ્રત્યેક તાલુકામાં સમિતિ છે. આપણી સમિતિ તે સમિતિ સાથે સહકારથી કામ લે."

થોડા દિવસે સમાચાર આવ્યા કે અમરનાથ અને મુકુંદરાય મહેતા બારીસ્ટર અમદાવાદ આવનાર છે.

"બા, પેલા અમરનાથ અહીં આવનાર છે."

"એ તો જજ થયા અને હવે અમદાવાદમાં આવી ભાષણ કેમ આપી શકે?"

"હજી જજની જગ્યા સંભાળી નથી. ત્યાંની ખુરશી ઉપર બેસે ત્યાં સુધી ભાષણ આપી શકે. એની સાથે આવનાર મુકુંદરાય મહેતા બારીસ્ટર મારો પ્રતિસ્પર્ધી છે."

"મુકુંદરાય મહેતા?" તે બબડી; "તે કોણ બ્રાહ્મણ છે? એની ઉંમર કેટલી હશે? ૪૪-૪૫ વર્ષની હશે?"

"મેં એને જોયા નથી, ઉંમર તો આશરે એટલી હશે. પણ બા, વિચારમાં કેમ પડી?"

"કાંઇ નહીં. સાઇ."

"" ત્યારે તું એમના સાપણમાં આવીશ ?"

"ના, મારે ભાષણમાં આવવાની કાંઇ જરૂર નથી. પણ પેલી શૈવબાળા આવવાની છે ?"

"તે ખબર નથી; પણ આવે તોએ તને કેમ મળી શકે ?"

"તેની તારે પંચાત છે ? હું એને બોલાવીશ અને તને મેળવી પણ આપીશ. મારે તો એના જેવી વહુ જોઈએ છીએ."

બીજે દિવસે અમરનાથ અને મહેતા આવવાના હતા. સતુ સ્ટેશને ગયો હતો.

"હલ્લો, શ્રી. સતુલાલ મહેતા. ખુશીમાં તો છોને ? આપને મળવાથી વધારે આનંદ થયો." ટ્રેનમાંથી ઉતરતાં અમરનાથે સતુને બોલાવ્યો, જાણે પહેલાં કંઈ બન્યું જ નથી એવી રીતે અમરનાથ વર્ત્યા.

સતુની દ્રષ્ટી બીજી જગ્યાએ હતી. શૈવબાળાને પણ ટ્રેનમાંથી ઉતરતાં જોઈ. તેના હૃદયમાં ધબકારા થતા હતા.

"મને પણ આનંદ થયો. આપ ન્યાયમુર્તિ થયા તેને માટે મારી મુબારકબાદી."

"તમારી શુભેચ્છા માટે ઉપકાર માનું છું. આ મારા મિત્ર મુકુંદરાય મહેતા અને તમારા પ્રતિસ્પર્ધી ! મને આશા છે કે એ સીધી પ્રમાણીક લડત લડશે."

"મને ભીતિ રહે છે કે મને તમારા બન્નેના જેટલા અનુકુળ સંજોગો મળશે નહીં. તમે તો અહીંના લોકપ્રિય નેતા છો—હું અજાણ્યો છું. વધારામાં દિવસે દિવસે ગર્ભશ્રીમંત લોક તરફ સમાજનો અણગમો વધતો જાય છે. તેમ છતાં પણ હું આપને એટલું કહું છું કે ચુંટણીની ધમાલમાં આપણા રાજદ્વારી કાર્યક્રમ ઉપર જ લડીશું. અંગત હુમલા થવા દઇશું નહીં. આપની સાથે ઓળખાણ થયું. તેથી આપનો ઉપકાર માનું છું; અને મને આશા છે કે ચુંટણીને અંતે પણ આપણે મિત્રોજ રહીશું." શ્રી. મુકુંદરાયે પોતાના વિચાર દર્શાવ્યા.

"જો આપણી મિત્રતામાં વિઘ્ન આવશે તો તેને માટે હું જોખમદાર રહીશ નહીં તેની ખાત્રી આપું છું. તેમ છતાં એટલી ખાત્રી આપું છું કે હું જીતીશ." સતુએ કહ્યું.

"શૈવબાળા બહેન જો મારે માટે મત એકઠા કરે તો ?" મુકુંદરાયે પૂછ્યું.

"અને આપ એમ કરશો ? આપને મારી નમ્ર વિનંતિ છે કે આ વખતે આપ આ ધમાલથી અલગ રહેશો અને જો ધમાલમાં પડશો તો આપનું માન સચવાશે નહીં. મતદારો હવે મને સારી રીતે ઓળખે છે અને આપનું કહ્યું કોઇ માનશે નહીં." સતુએ શૈવબાળા તરફ વળી પોતાના ઉદ્ગાર કહાડ્યા.

"તેમ છતાં પણ જો મુકુંદરાયકાકાને મદદ કરૂં તો આપને ખોટું લાગશે ?"

"મને ખોટું લગાડવાનો અધિકાર ? આપનું માન સચવાય તેને માટે સુચના કરૂં છું. પણ હું આપને વિનંતિ કરૂં કે મને મદદ કરો તો ? મને મદદ કરશો તો હું આપનો ઉપકાર માનીશ. એટલું જ નહીં પણ આપને યશ મળશે." સતુથી બોલી જવાયું.

"જો શૈલબાળા બહેન આપને મદદ કરે તો મારે વળતી ટ્રેને જ મુંબાઇ જવું જોઈએ." મુકુંદરાયે કહ્યું.

"ચાલો, હવે જઈશું? મારા મિત્રના આપ પ્રતિસ્પર્ધી છો તેથી આપને ફત્તેહ ઇચ્છી શકું એમ નથી તેમ છતાં આપને મારી વિનંતિ છે કે ગઈ ગુજરી વાત જવા દો. ઈશ્વર તમને મદદ કરશે." અમરનાથે જતાં જતાં સતુને નમસ્કાર કરતાં કહ્યું.

"આપને અનુકુળતા હોય ત્યારે આપની સાથે વાત કરવા માગું છું. મારા પ્રત્યે જે કાનસંભેરણી થઈ છે તે સબંધમાં વાત કરવા માંગું છું" સતુએ શૈલબાળા તરફ નમ્રતાઇથી વળી કહ્યું.

"મારા પિતાજી સામે પણ આપના મનમાં જે અણગમો છે તે દૂર કરીશ." શૈલબાળાએ પ્રત્યુત્તર આપતાં કહ્યું.

આ બે હૃદયોમાંથી કોણ લોહ હતું અને કોણ લોહચુંબક હતું તે સમજાતું નહોતું. પણ એટલું ચોક્કસ દેખાતું હતું કે બન્ને એક બીજાથી આકર્ષાતાં હતાં.

"બા, તે શૈલબાળા આવી છે. સ્ટેશને મળી હતી."

"એમ ? હું એને ચોક્કસ મળીશ. વહુ વગર મને એકલવાયું લાગે છે. પણ આજે તારી આંખમાં નવીન તેજ દેખાય છે તેનું શું કારણ ?"

"બા, મને એમ લાગે છે કે આ વખતે હુ ધારાસભાનો સભ્ય થવાનો જ..."

"અને પછી શૈલબાળા સાથે લગ્ન પણ થવાન જ." કુસુમે પાદપૂર્તી કરત કહ્યું.



## પેટાચુંટણી



"જય જય; મતદારોને મળવાનું કામ શરૂ કર્યું ? મને હરાવશો ?"

"જય, જય; ના હજી મતદારોને મળવાનું કામ શરૂ કર્યું નથી, અને એ કામ શરૂ કરવાનો વિચાર પણ નથી. આ વખતે મારે એ ધમાલમાં પડવું નથી. ગઈ ચુંટણીની વાત જુદી હતી."

"ત્યારે આપ અહીં રહેવાનાં ?"

"એકાદ દિવસ."

"શ્રી. અમરનાથ અહીં આવશે કે ?"

"ના, એઓ હવે કેમ આવી શકે ? એમણે ન્યાયમૂર્તિનો ચાર્જ લઇ લીધો. ચાલો મોડું થાય છે. તમે સાથે આવતા હો તો આપણે થોડે સુધી ચાલીએ. મોટર પાછળ પાછળ આવશે."

"ચાલવાને મને વાંધો નથી."

સતુ અને શૈલબાળાએ ચાલવા માંડયું. વાત વધારવા સતુએ ઘણો પ્રયત્ન કર્યો. પણ તેનાથી બોલાયું નહી. કંઈક વિચિત્ર પ્રકારનો શરમ આવતી હોય એમ લાગ્યું. કેટલાએ વિચારો આવ્યા અને ગયા; પરંતુ એક વિચારને પણ જીહાએ લાવી શકયો નહીં. તેના સ્વભાવ પ્રમાણે તે નિરીક્ષણ કરતો હતો અને તેને એમ ભાસ થતો કે ફરવા આવેલા લોકો વિચિત્ર દ્રષ્ટિથી તેમને નિહાળતાં હતાં. સતુ અને શૈલબાળા સાથે સંભવે ?

"તે દિવસે વસ્તુભંડારમાં જે શબ્દો હું બોલ્યો હતો તે હજી મને ખટકે છે. ઘણા જ ઉદ્ધતાઈભર્યાં શબ્દો હતા. ફરીથી ક્ષમા યાચું છું. જો કે તે વખતે એમ બોલવાનાં સબળ કારણો હતાં, છતાં એમ બોલવું એ અક્ષમ્ય છે. તમારા પિતાએ મને કારાવાસમાં નંખાવ્યો ! એ તો તદ્દન અન્યાય જ હતો. આપે સાંભળ્યું પણ હશે."

"હા, તમે નિર્દોષ હતા એમ મેં સાંભળ્યું છે; પરંતુ મારા પિતાજીનો શો વાંક ? તેઓ ધારાશાસ્ત્રી હતા અને તેમણે તે ફરજ બજાવી."

"**येन केन प्रकारेण** કેદમાં મોકલવાની ફરજ નથી. ન્યાયના સિદ્ધાંત પ્રમાણે ફરીઆદીના ધારાશાસ્ત્રીની ફરજ એ છે કે ન્યાય મેળવવો. નહિં કે આરોપીને

કેદમાં જ મોકલાવવો. તે જ સિદ્ધાંતને લીધે ફરીઆદીએ બધા સાક્ષીઓને બોલાવવા જોઇએ; વિરોધી હોય તો પણ જો કેસની માહિતી હોય તો બોલાવવા જોઇએ. દીવાની દાવામાં ન બોલાવે તો ચાલે. પણ ફોજદારીમાં એમ થાય નહીં. ”

“ તમે કારાવાસમાં જઇ આવ્યાં તેથી તમને ખાસ નુકશાન શું થયું ? થોડાં દિવસ ત્યાં રહેવું પડયું. પણ કેટલો બધો લાભ થયો ? અત્યારે ગુજરાત ગાંડુ થયું છે તે થાત ? તમારે તો મારા પિતાજીનો ઉપકાર માનવો જોઇએ ! ”

‘ આવી રીતે પિતાજીનો પક્ષ લેવાય ? જેને કેદમાં રહેવું પડે તેને ખબર પડે કે ત્યાંની જીંદગી કેવી છે ? કેટલા સાધારણ બગડેલા—સુધરી શકે એવા—વધારે બગડયા અને ત્યાંથી બહાર નીકળ્યા પછી નીચ ધંધો લઈ બેઠા છે ? ”

“ હજી તમે મારા પિતાને ઓળખતા નથી. એ કોઇને ખરાબ કરવા માંગતા નથી. તે વખતે એમને એમ ચોક્કસ લાગ્યું હશે કે તમે ગુન્હેગાર હશો. ”

“ આપના પિતાજીને હવે તો હું બરાબર ઓળખું છું. ધારો કે તે વખતે એમ માનતા હશે પણ ગઇ ચુંટણી વખતે શું હતું ? પેલા લાલચંદે નનામો પત્ર બધાને લખ્યો ત્યારે તેઓ શું કરતા હતા ? ”

“ પોતાના કોઇ પણ ભાષણમાં તેમણે તેને અનુમોદન આપ્યું નહોતું. ”

“ પણ પોતાનો વિરોધ દર્શાવ્યો હતો ? નનામા પત્ર સામે વિરોધ તો દર્શાવવો જોઈએ ! ”

“ પણ તે નનામો પત્ર લાલચંદે લખ્યો હતો એમ શા પરથી કહો છો ? ”

“ મારી પાસે લેખી પુરાવો છે. આપને અનુકુળતા હશે ત્યારે બતાવીશ. મારી માતા આપને બહુ સંભારે છે. આપ મળી—”

“ આ વખતે તમારો કાર્યક્રમ ? ” શૈલબાળા વચ્ચે જ બોલી. વાતનો વિષય બદલવાનો વિચાર હશે એમ લાગ્યું.

“ મીલ ઉદ્યોગ, સુધારણા—કામદારોનું સંગઠન અને તેમની સુધારણા—શાળાઓમાં ફરજીઆત મીલીટરી શિક્ષણ; તેમજ કામદારોને પણ તેવું ફરજીયાત શિક્ષણ-મધપાન નિષેધ—અને પ્રાંતીક સ્વરાજ્ય. આ મુખ્ય વિષયો અને બાકીના ગૌણ વિષયો ઘણા છે. પરંતુ આ વિષય ઉપર આપણે બોલીએ તે પહેલા બે અક્ષર કહું. મને લાગે છે કે આપના પિતાજીના મિત્ર લાલચંદ મને ધિક્કારે છે. પ્રસંગ આવે આપ એમને બે શબ્દ કહેશો ?

“ તમને શું કરવા ધિક્કારે ? ”

"કોઇની પીઠ પાછળ ઘા કરવો તે અન્યાય કહેવાય. એમના રૂબરૂમાં કારણ કહીશ કે જેથી ખુલાસો કરવાનો એમને પ્રસંગ મળે. સાધારણ ભાષામાં કહીએ તો હું છાતી સરસાની પક્ષમાં છું. ફક્ત ભીરૂ જ પીઠ પાછળ ઘા કરે. પરંતુ આટલું કહેવા વાંધો નથી. ઘણા વર્ષ ઉપર મેં એને થોડી સલાહ આપી હતી. કામદારના સંબંધમાં હોવાથી તે સલાહ તેમને ગળે તે વખતે ઉતરી નહીં, પછી પેલા કુંદનરાયની સાથે પ્રબંધ બંધાયો. એ બન્ને મનુષ્યને આપ ઓળખો છો. એમના હૃદયમાં વાત વધતી ગઇ. જો તે વખતે જ કુંદનરાય અને લાલચંદ એક ગૃહસ્થ તરીકે વર્ત્યા હોત તો હું જીતત."

"પરંતુ આ વાત મને કરવાથી શો ફાયદો ?"

"કારણ એક જ. કોઈ વિચિત્ર સંજોગોમાં આપણો સંબંધ બંધાયો છે અને મારા વિરુદ્ધ જો એમ થાય તો આપ મારા પ્રત્યે નિષ્પક્ષપાતપણે નિહાળી શકો. તે શિવાય એક બીજી વાત પણ આપને કરવાની છે. હું મારા પૂજ્ય પિતાના નામથી અજ્ઞાત છું; તેનો લાભ કેટલાક નીચ અને સ્વાર્થી લોક લે છે. તે બાબતમાં હુ આપને કેટલીક વાત કહેવા માંગું છુ. આપ જ્યારે મારી માતાને મળશો ત્યારે આપને ખાત્રી થશે કે તે આપના જેવા ખાનદાન અને કેળવાએલા કુટુંબની જ છે."

"પરંતુ આ બધી બાબત જાણવાનો મને શો અધિકાર ?"

"ત્યાર પછી પેલા લાલચંદ આપને એક તરફી વાત કહે તો આપ સારાસારનો વિચાર કરી શકો માટે. લાલચંદે—"

"કોણ એ ? લાલચંદને કોણ ગાળો દે છે ?" વચ્ચે ત્રીજી વ્યક્તિનો અવાજ આવ્યો.

"અત્યારે તમે ક્યાંથી ?"

"બાળા, આ ભટકતા માણસ સાથે ફરવા જવાનું શોભે છે ? એને એના બાપનું નામ તો પૂછો–ખબર છે ?" લાલચંદનો સત્તાદર્શક અવાજ આવ્યો.

"મારા પ્રત્યે આ તો માલીક તરીકેનું વર્તન રાખે છે. જાણે હું એની ગુલામ !" તે બાળા એના મનમાં બબડી.

"ચાલો, આપણી મોટરમાં" શેલબાળાને લાલચંદે કહ્યું. પછી સત તરફ વળી બોલ્યો: "તમે તમારો રસ્તો માપો ખબરદાર, આજ પછી આ અજ્ઞાન બાળા સાથે આમ ભટક્યા છો તો હેરાનગતિમાં પ. વશો."

"બાળા, તમે આ શું કર્યું ? આ માણસ સાથે તમે ફરતાં હતાં તેથી ગામના લોક બધાં જોઇ રહેતાં હતાં. મારાથી આમ ફરવા દેવાશે નહીં."

છેલ્લા શબ્દો શૈલબાળાને ખટક્યા. તેના પિતા પણ કોઈ દિવસ એવા શબ્દોમાં ઠપકો આપતા નહોતા. તે આધુનીક સ્વતંત્રતામાં ઉછરી હતી અને તેની તે હિમાયત કરતી હતી.

"તમે જે બોલો છો તે મારાથી સહન થતું નથી. મને લાગે છે કે તમે મીલમાંથી કોઇની સાથે લડીને આવ્યા છો અને કોઇ મીલ મજુર સાથે વાત કરતા હો એમ લાગે છે. તમને ખ્યાલ છે કે તમે કોની સાથે વાત કરો છો? અને આ દિવસોમાં મીલ મજૂરો પણ આવા શબ્દો સાંભળી રહે એમ નથી. જો તમારેતમારા ધંધામાં ફતેહ મેળવવી હોય તો રીત ભાત સુધારો."

લાલચંદને ચટકો લાગ્યો. પણ તે પોતાની ભૂલ સમજ્યો. પરંતુ એના જેવો માણસ સહન કરી શકે? તે બોલ્યો, "મીલમજૂરોને પેલા ભટકતા ગધેડાએ ફટવી મૂક્યા છે. જો જો તો ખરા એના શા હાલ થાય છે?"

"એ જ માણસ હિંદુસ્થાનની પાર્લામેન્ટમાં બેસશે એના જેવા જ મનુષ્યો અત્યારે ધારાસભાને લાયક છે. આમ ગાલિપ્રદાન કર્યાથી શો ફાયદો? અમે મુંબઈનાં લોક આવી ભાષાને ધીક્કારીએ છીએ. સભ્યતા સર્વ સભ્યોને પ્રિય હોય છે."

"ત્યારે તમે તે ભટકતાનો પક્ષ લો છો અને એ જીતે એમ ઇચ્છો છો. મારે તમારા પિતાજીને લખવું પડશે."

શૈલબાળાને હસવું આવ્યું. હસવું અટકાવવા તે બોલી, "જો જો, એમ કરતા તે તો હવે ન્યાયમૂર્તિ છે. એનાથી રાજદ્વારી પ્રકરણમાં ભાગ લેવાય નહીં. એની જગ્યા ગુમાવડાવશો. અને હવે એમનાથી મને સલાહ પણ અપાય નહીં. હું નાની નથી— સમજણી છું."

લાલચંદે હોઠ કરડયા, કંઇ નિશ્ચય કર્યો. પછી બોલ્યો, : "શા ઉપરથી તમને લાગે છે કે તે જીતશે?"

"પ્રત્યેક મનુષ્યમાં વ્યક્તિત્વ જોઇએ. જે મનુષ્યમાં વ્યક્તિત્વ હોય, સ્વમાનની લાગણી હોય, જે અભિલાષા સમજી શકતો હોય, તે અભિલાષા સફળ કરવાની શક્તિ હોય અથવા શક્તિ છે એમ માનતો હોય અને પ્રમાણીક હોય; તે માણસને હું પસંદ કરૂં છું. એવો માણસ યશ મેળવે છે. તમે જ કહેતા હતા કે જ્યારે તે અમદાવાદ આવ્યો ત્યારે સાધારણ મીલમજૂર હતા. એક રખડુની વ્યક્તિ હતી. અત્યારે આખું શહેર આખું ગુજરાત–એને ઓળખે છે. કોની મદદથી? પોતાના વ્યક્તિત્વના પ્રભાવથી આવો મનુષ્ય અખિલ હિંદનો નેતા થઇ શકે; તો તે મનુષ્ય આ ચુંટણીમાં ફાવશે નહી?

"ત્યારે આવો મોટો માણસ ગઈ વખતે કેમ ફાવ્યો નહી?"

"તેનું કારણ તમે સારી રીતે સમજી શકો છો!"

છેલ્લા શબ્દો શૈલબાળાને ખટક્યા. તેના પિતા પણ કોઈ દિવસ એવા , શબ્દોમાં ઠપકો આપતા નહોતા. તે આધુનીક સ્વતંત્રતામાં ઉછરી હતી અને તેની તે હિમાયત કરતી હતી.

"તમે જે બોલો છો તે મારાથી સહન થતું નથી. મને લાગે છે કે તમે મીલમાંથી કોઇની સાથે લડીને આવ્યા છો અને કોઇ મીલ મજુર સાથે વાત કરતા હો એમ લાગે છે. તમને ખ્યાલ છે કે તમે કોની સાથે વાત કરો છો ? અને આ દિવસોમાં મીલ મજૂરો પણ ' આવા શબ્દો સાંભળી રહે એમ નથી. જો તમારેતમારા ધંધામાં ફત્તેહ મેળવવી હોય તો રીત ભાત સુધારો."

લાલચંદને ચટકો લાગ્યો. પણ તે પોતાની ભૂલ સમજ્યો. પરંતુ એના જેવો માણસ સહન કરી શકે ? તે બોલ્યો, "મીલમજૂરોને પેલા ભટકતા ગધેડાએ ફટવી મૂક્યા છે. જો જો તો ખરા એના શા હાલ થાય છે ?"

"એ જ માણસ હિંદુસ્થાનની પાર્લામેન્ટમાં બેસશે. એના જેવા જ મનુષ્યો અત્યારે ધારાસભાને લાયક છે. આમ ગાલિપ્રદાન કર્યાથી શો ફાયદો ? અમે મુંબઈના લોક આવી ભાષાને ધીક્કારીએ છીએ. સભ્યતા સર્વ સભ્યોને પ્રિય હોય છે."

"ત્યારે તમે તે ભટકતાનો પક્ષ લો છો અને એ જીતે એમ ઇચ્છો છો. મારે તમારા પિતાજીને લખવું પડશે."

શૈલબાળાને હસવું આવ્યું. હસવું અટકાવવા તે બોલી, "જો જો, એમ કરતા. તે તો હવે ન્યાયમૂર્તિ છે. એનાથી રાજદ્વારી પ્રકરણમાં ભાગ લેવાય નહીં. એની જગ્યા ગુમાવડાવશો. અને હવે એમનાથી મને સલાહ પણ અપાય નહીં. હું નાની નથી— સમજણી છું."

લાલચંદે હોઠ કરડયા, કંઇ નિશ્ચય કર્યો. પછી બોલ્યો, :"શા ઉપરથી તમને લાગે છે કે તે જીતશે ?"

"પ્રત્યેક મનુષ્યમાં વ્યક્તિત્વ જોઇએ. જે મનુષ્યમાં વ્યક્તિત્વ હોય, સ્વમાનની લાગણી હોય, જે અભિલાષા સમજી શકતો હોય, તે અભિલાષા સફળ કરવાની શક્તિ હોય અથવા શક્તિ છે એમ માનતો હોય અને પ્રમાણીક હોય; તે માણસને હું પસંદ કરૂં છું. એવો માણસ યશ મેળવે છે. તમે જ કહેતા હતા કે જ્યારે તે અમદાવાદ આવ્યા ત્યારે સાધારણ મીલમજૂર હતા. એક રખડની વ્યક્તિ હતી. અત્યારે આખું શહેર- આખું ગુજરાત–એને ઓળખે છે . કોની મદદથી ? પોતાના વ્યક્તિત્વના પ્રભાવથી. આવો મનુષ્ય અખિલ હિંદનો નેતા થઇ શકે; તો તે મનુષ્ય આ ચુંટણીમાં ફાવશે નહીં?"

"ત્યારે આવો મોટો માણસ ગઈ વખતે કેમ ફાવ્યો નહીં?"

"તેનું કારણ તમે સારી રીતે સમજી શકો છો !"

આ વાત ચાલતી હતી તેટલામાં ઘર આવ્યું.

"એ અખિલ હિંદનો નેતા ? એક રીતે તે થઇ શકશે. કોઇ મહાન ગુન્હો કરીને." લાલચંદે પોતાનો ઉભરો કહાડતાં કહ્યું.

આ વાત આટલેથી અટકી. બીજે જ દિવસે શૈલબાળા મુંબાઈ ગઈ. ચુંટણીની ધમાલ વધતી ગઈ.

બન્ને ઉમેદવારોએ પોતાના મેનીફેસ્ટો મતદારોને મોકલી આપ્યા. મુકુંદરાયનો કાર્યક્રમ અમરનાથના જેવો જ હતો. સતુનો કાર્યક્રમ આપણે ઉપર જોઈ ગયા છીએ.

ભાષણોની શરૂઆત પણ થઈ. સતુ ગામે ગામ ફરવા માંડયો. પ્રથમ અમદાવાદ જીલ્લામાં ફર્યો. વીરમગામ–ધંધુકા–લીંમડી–ધોધા વિગેરે ગામોમાં ભાષણ આપી આવ્યો. પછી ખેડા જીલ્લા તરફ વળ્યો. ત્યાંથી પંચમહાલ જીલ્લામાં ગયો. ત્યાંથી ભરૂચ ગયો. ભરૂચમાં ટાઉન હૉલમાં સભા બોલાવી હતી. ત્યાં લોકોની એટલી બધી હાજરી વધી ગઇ કે ત્યાંથી સભાને નર્મદાજીના તટ ઉપર લઇ જવી પડી. નર્મદાજીના પવિત્ર તટ ઉપર રેતીમાં સભા ભરાઇ—ભાષણો થયાં. ત્યાંથી આમોદ—જંબુસર વિગેરે ગામોમાં જઇ આવ્યો. ત્યાંથી તે સુરત કહી તરફ વળ્યો. સુરતમાં પણ સભામાં એટલી મેદની થઇ તેથી તાપીના કિનારે સભા ભરવી પડી. પછી બધા તાલુકામાં જઇ આવ્યો. થાણા જીલ્લામાં ગોલવડ, દહાણું અને પાલઘર સુધી જઇ આવ્યો. ત્યાંથી આગળ તેનાથી જવાયું નહીં. બધી જગ્યાએ તેણે સમતિઓ નીમી હતી. કામ કરનારા તથા વાહનની પણ યોજના કરી હતી. એક એક દિવસમાં ત્રણ ત્રણ ગામ ફરી વળતો. આવી લાંબી મુસાફરી કરી પંદર દિવસે તે અમદાવાદ ગયો. પોતે જીતશે એમ એને ચોક્કસ લાગ્યું.

ચુંટણીનો દિવસ આવી પહોંચ્યો. આ વખતે નનામા પત્ર વિગેરેની ધમાલ થઇ નહોતી તેથી તેને શાંતિ હતી.

સવારના પાંચ વાગે અમદાવાદના કામ કરનારાઓને તેણે રાયપુરમાં બોલાવ્યા હતા. વાહન માટે ગઇ વખતના જેવી જ સુચના થઇ હતી. મુકુંદરાયે લગભગ સો મોટરો એકઠી કરી હતી

સાત વાગે તો મોટરો ફરતી થઈ ગઇ. આઠ વાગે દરવાજા ઉઘડયા. પ્રથમ ક્ષણેજ મોટું ટોળું હતું. રસાકસી દેખાતી હતી. તો પણ સતુના મુખ ઉપર તેજ ઝળકતું હતું. મુકુંદરાય પણ નિરાશાજનક દેખાતા ન હતા. મુકુંદરાય અને સતુ વખતો વખત વાતો કરતા હતા. બન્ને શત્રુતા સમજતા જ નહોતા. આ વખતે ચુંટણીની ધમાલમાં કડવાશ દેખાતી જ નહોતી. સાંજે છ વાગે દરવાજા બંધ થયા. પેટીઓ ઉપર સીલ પડી. સતુને

તારો આવવા માંડયા. મુકુંદરાયને પણ કેટલાક તાર મળ્યા હતા. બન્ને આશામાં હતા. પણ જગ્યા એક જ એટલે કોણ નિરાશા જોશે તે નક્કી દેખાતું નહોતું.

આઠ દિવસે કમીશનરને ત્યાં ધમાલ હતી. આ વખતે પણ કામદારોનું મોટું ટોળું આવ્યું હતું; પરંતુ બીજા મીલમાલીક વિગેરેનું ટોળું દેખાતું નહોતું. મુકુંદરાય હાજર હતા. ઉમેદવારની સમક્ષ સીલો તુટી. પ્રત્યેક પેટીના મતપત્ર ગણવા માંડયાં. બધી પેટીઓના મતપત્રો ગણાયા ત્યાર પછી બધા મતપત્રો એક મોટી પેટીમાં નંખાયા અને સેળભેળ કરવામાં આવ્યાં. ત્યાર પછી બે ખાલી પેટીઓ મૂકવામાં આવી અને એકના ઉપર સતુનું અને બીજાના ઉપર મુકુંદરાયનું નામ લખાયું. પેલી મોટી પેટીમાંથી મતપત્રો લઇ નામવાર તે પેટીઓમાં નાંખવા માંડયા. થોડીજવારમાં સતુની પેટીમાં મત પત્રો કીડીઆરાની માફક ઉભરાયા. મુકુંદરાયની પેટીમાં ભાગ્યે જ કોઇ મતપત્ર પડતો, બધા થઇ ૨૮૧૨૯ મતપત્રો હતા.

" મારી અંતઃકરણપૂર્વકની મુબારકબાદી, સતુભાઇ, "

" હજી નક્કી કેમ કહેવાય ? ઘણાં મતપત્રો હજી ગણાયા નથી. બાકી રહેલા બધા તમારી પેટીમાં પડે તો ? "

" તો, હું એ બધા મતપત્રો તમારી પેટીમાં નાંખી દઇશ. જીતની થોડી જ આશા હતી; પણ તમે જીત્યા તેથી મને શોક થતો નથી. તમે ગુજરાતના આત્મારૂપ થઈ ગયા છો અને હું અજ્ઞાત છું. તમે જ પ્રતિનિધિ કહેવાઓ. હું નહીં. "

" મી. મહેતા, મતપત્રો ગણાઇ રહ્યા છે. " કમીશ્નરે કહ્યું.

બધા અવાક્ બન્યા. સંખ્યા સાંભળવાની આતુરતા વધી.

" મી. એસ. મહેતા ૨૭૦૧૬ અને મી. એમ. મહેતાને ૧૧૧૨. મી. એસ. મહેતાને ફતેહમંદ થયેલા જાહેર કરું છું. "

આ સમાચાર તરત જ બહાર ગયા. કામદાર મંડળે 'સતુભાઇની જય' બોલાવી બધું ટોળું કમીશ્નરની રૂમમાંથી બહાર નીકળ્યું. ધીમે ધીમે નીચે બધા ઉતરવા માંડયા

" સતુભાઈ, તમે મુંબઇ આવો ત્યારે જરૂર મળજો. ત્યાંની સોસાઈટીમાં આપની ઓળખાણ કરાવીશ. "

" મારે આપનો આભાર માનવો જોઇએ છીએ. આપના જેવા પ્રમાણીક પ્રતિસ્પર્ધી સૌને મળો એવી મારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે. મને ખાત્રી છે કે આ ચુંટણીથી આપણે બન્ને મિત્રો થઈ છુટા પડીએ છીએ અને કોઇના મનમાં કોઇ જાતનો ખેદ રહેશે નહીં.—"

પરંતુ ગુજરાતને તો ખેદ રહેશે. " વચ્ચે બીજા કોઇનો અવાજ આવ્યો

બધાની દૃષ્ટિ તે તરફ વળી, લાલચંદને નિહાળી સતુનું લોહી જરા ઉછળી આવ્યું. પણ તે તરત જ ઠંડો થયો.

"અરે, લાલચંદ શેઠ, અત્યારે આ શું બોલો છો? આપને શોભે? ગઇ ગુજરી વાત તાજી કરો છો? અત્યારે તો મુબારકબાદી આપવી જોઈએ." લાલચંદને ઠપકો આપતાં મુકુંદરાયે શાંતિથી કહ્યું.

"ગુજરાતને તો ખેદ રહેશે જ." લાલચંદે ફરીથી ઘાંટો પાડી કહ્યું. પાછો તે બોલ્યો, "આના જેવા ભટકતા ધારાસભાના સભ્ય થાય તેથી શરમ નહીં તો બીજું શું? કોઇ દિવસ ગુજરાતને નીચું જોવું પડશે. આવો ગમે તેના બાપનો રખડતો ધારાસભામાં જઇ બેસે તો ત્યાંના સભ્યો ગુજરાત માટે શો વિચાર કરશે? એને પૂછે તો ખરા કે 'તારો બાપ કોણ?" સ્વરાજમાં જો આવા ગમે તેના પેટના ભામટાઓ ધારાસભાના સભ્ય થઇ કાયદાઓ ઘડવાના હોય તો મારે તો સ્વરાજ જોઈતું જ નથી."

સતુ આ સાંભળી રહ્યો. અત્યારે એણે શાંતિ પકડી હતી. એવી શાંતિથી બધા એના વખાણ કરવા માંડયા. લાલચંદ વધુ ચીડાયો. સતુ ચીડાશે એમ એને લાગતું હતું. તે ફરીથી બોલ્યો, 'એને શરમ છે? એની માને બોલાવી લાવ્યો! શું કરવા? બધાને બતાવવા કે 'જુઓ, આ મારી મા, કે જેણે વ્યભિચારથી મને ઉત્પન્ન કર્યો.' શરમ છે એને—"

"લાલચંદ શેઠ, આ શું કરો છો? વાત વધારવા માંગો છો? આડુંઅવળું બોલશો તો વિપત્તિમાં આવી પડશો." મુકુંદરાયે પાછી સલાહ આપી.

"વિપત્તિ? વિપત્તિમાં હું આવીશ કે આ ભામટો—એ વ્યભિચારીણીના પેટનો——————" લાલચંદે જવાબ આપતાં કહ્યું.

"ફરી બોલો જોઈએ." સતુએ આવેશમાં આવી જઇ કહ્યું. એનાથી રહેવાયું નહી.

"ફરી બોલવાનું કહે છે? લે, ફરીથી-વ્યભિચારીણી——————"

"અરે, સતુભાઇ, રહેવા દો." નાથાલાલે સતુનો હાથ પકડતાં કહ્યું. પણ તે પહેલાં લાલચંદ તો ધૂળમાં જમીન માપતો હતો. લાલચંદના મુખ ઉપર રક્તની ધારા વહેતી દેખાઇ.

લાલચંદને મુકુંદરાયે ઉઠાડયો. હજી પણ તે થોડી બેભાન સ્થિતિમાં હતો. ફરીથી બન્નેની દ્રષ્ટિ મળી. બન્નેની આંખમાં ઝેર અને તોફાન હતાં.

"યાદ રાખજે, ઓ ભામટા, તને પણ આ જ પ્રમાણે ધૂળભેગો કરીશ." લાલચંદ બોલ્યો.

સતુ ત્યાંથી ચાલ્યો ગયો. બધા વિખેરાયા; પણ ઝેરના બીજ ઉંડા ગયાં.

"ખોટું થયું. આ તકરાર અત્યારે થવી જોઇતી નહોતી. આખો દરીઓ તરી, ખાડીમાં ડૂબ્યા. વધારામાં લાલચંદ માણસ ડસીલો છે. તે હેરાન કરશે—વધારામાં સાધનસંપન્ન રહ્યો." નાથાલાલે કહ્યું.

"પણ સતુભાઇ, તમે એને હાથ બરોબર બતાડયો. બીચારો બેભાન થઇ ગયો હતો; અને નાકમાંથી તથા દાંતમાંથી તો લોહીની ધારા વહેતી હતી." અમૃથાલાલે ઉમેર્યું.

"એ હેરાન કરવા આવશે તો હું પહોંચી વળીશ. એ સાધનસંપન્ન છે તો ઇશ્વર આપણને મદદ કરશે. કયાં સુધી સાંખી રહે ? કંઇ પણ હદમાં હતો ?"

આ બાજુ મુકુંદરાયને ઘણો ખેદ થયો. તેને લીધે સતુને અપશબ્દ સાંભળવા પડયા. તે લાલચંદથી ઘણો નારાજ થયો. ગૃહસ્થ કોણ ? એમ એને થયું.

સતુ તેને ઘેર ગયો. સાથે ફક્ત નાથાલાલ અને અમથાલાલ જ હતા.

"આવ, ભાઇ; સારૂં થયું તું જીત્યો." માતાએ આવકાર આપતાં કહ્યું.

"તને ખબર પડી ગઈ કે ?"

"હા; એ વાતની મને ખબર પડે નહીં ?" આટલું બોલતામાં તે ઠંડી થઇ ગઈ. ભાઈ, કેમ તારૂં મોં પડી ગએલું દેખાય છે ?"

"બા, કાંઈ નહીં" નાથાલાલે વચ્ચેથી જવાબ આપ્યો.

"ભાઈ હવે તારે વહુ જોઈએ. હવે બરોબર પ્રયત્ન કરવો પડશે. તેં કાંઇ પેલી શૈલબાળાના સમાચાર સાંભળ્યા છે ? મેં સાંભળ્યું છે કે તેનો પેલા લાલચંદ સાથે વિવાહ થયો."

"તેં કયારે સાંભળ્યું ? કાક અને હંસલીનો સંયોગ ? કેમ સંભવે ? અત્યારે એ બરોબર ધૂળભેગો થવો જોઈતો હતો."

"કેમ અત્યારે કાંઈ મારામારી થઇ હતી ?" કુસુમથી આતુરતાથી પૂછી જવાયું.

અમથાલાલે બધી વાત કહી. કુસુમને ધ્રુજારી છુટી.

"બા, એમ ગભરાઇશ નહીં. લાલચંદથી એમ જીવાય નહી." સતુએ કહ્યું

"પણ ભાઇ, કાંઇ આફતમાં આવી પડીશ. હાથ શું કરવા ઉપાડવો પડે ?"

"ત્યારે એ શબ્દો સહન પણ કેમ થાય ?"

"પણ ભાઈ, શૈલબાળાની નાત શી ?"

"એ બન્ને એક નાતના નથી"

"પછી એમનું સગપણ કેમ સંભવે ?"

થોડીવારે અમથાલાલે અને નાથાલાલે રજા લીધી.

એ બંન્નેના ગયા પછી, કુસુમે પાછી શૈલબાળાની વાત ઉપાડી; "ત્યારે તે છોકરી અને લાલચંદ બે એક ન્યાતનાં નથી, તો સગપણ કેમ થાય ?"

"બા, નસીબમાં હશે તે થશે. પ્રયત્ન કરવો જોઇએ."

"શૈલબાળા જેવી છોકરી લાલચંદના ઘરમાં શોભે જ નહીં. આપણે પ્રયત્ન કરીશું અને ફાવીશું."

રાત પડી હતી. સતુ થાકી ગયો હતો. વધારામાં સંધ્યાકાળના બનાવોથી તે વધારે થાકી ગયો હતો. બન્ને જમ્યાં અને ઉંઘી ગયાં.

બીજે દિવસે સવારે મગજ જરા શાંત હતું. સતુના ઉપર સંખ્યાબંધ મુબારકબાદીના તારો આવ્યા હતા. આ સ્થિતિથી કોને આનંદ ન થાય ? એક વખતે રસ્તામાં રખડતો સતુ તે વડી ધારાસભાનો સભ્ય ! આનંદ થાય જ ને ?

"બા, હવે મારે દીલ્હી અને સીમલા જવું પડશે. દીલ્હીમાં બે ત્રણ મહીના રહેવું પડશે. હું તને સાથે લઇ જઇશ. ઉનાળામાં અહીં તાપ પડે છે—સીમલામાં ઠંડી ત્યાં ઠીક પડશે. અહીં તને એકલાં ગમશે નહીં."

"ના, મારે ત્યાં આવવું નથી. હું તો અહીં જ રહીશ. હજી એક કામ અધુરું છે. તે પુરું કર્યા શિવાય મારાથી અવાશે નહીં."

"બા, મારા પિતાજી કોઈ મોટા શહેરમાં જ હશે. ત્યાં જવાય તો પત્તો મળશે. તે અમદાવાદ જેવામાં ધંધો કરે નહીં. ત્યાંથી તે કાર્ય પણ સુધારો."

થોડા દિવસ પછી તે ધારાસભામાં પોતાની જગ્યા લેવા ગયો. શરૂઆતમાં તો ધારાસભામાં એક અક્ષર પણ બોલ્યો નહીં. પોતાની નિરીક્ષણ શક્તિથી બધું નિરીક્ષણ કર્યા કર્યું. મોટાં મોટાં મગજો જોઇ કોઈક વાર તે અવાક બનતો. તે મહા પુરૂષ થશે તો ખરો, પણ એણે શું જોયું હતું ? વિચિત્ર વિચારો પણ એને આવતા:

"હિંદુસ્થાનની ધારા ઘડનારી આ સંસ્થા ! કેટલીએ ધારાસભાઓ સ્થપાઇ અને ખલાસ થઇ. કેટલાએ ધારાઓ ઘડાયા અને કેટલાએ નષ્ટ થયા ! અહીંથી ક્રાન્તિ પણ નીકળે છે અને શાંતિ પણ પ્રસરે છે. કેટલાંએ રાજ્યો થયાં અને ગયાં ! હવે સ્વરાજ ક્યારે આવશે ? આપણે આપણા ધારા ક્યારે ઘડી શકીશુ ? આપણા જ પૈસાના ઉપભોગ અને વ્યય આપણે ક્યારે કરી શકીશું ? આપણો પૈસો આપણા દેશમાં જ ક્યારે રહેશે ? આ રણમાં આપણું અંગબળ ક્યારે પાછું આવશે? આપણે તેત્રીસ કરોડ હોવા છતાં બહારના મનુષ્યની જરૂરીઆત ? કેટલી શરમની વાત !! ફરજ્યાત મીલીટરી શિક્ષણ જોઇએ. પણ તે કોણ આપી શકે ? આપણું રાજ્ય જ તે ક્યારે મળશે ? મળશે કે આવશે ?"

આવા આવા વિચારમાં તે તલ્લીન થઇ જતો હતો. આવા વિચારોને લીધે કોઇ એને મૂર્ખ ગણે. પણ અભિલાષી અને પ્રમાણીક યુવાનના મગજમાં શું આવે ? ત્રેવીસેક વર્ષનો યુવાન ધારાસભાનો સભ્ય થયો—તેનામાં જ્ઞાન અને શક્તિ ખરાં પણ અનુભવ ? પ્રખર અનુભવ શિવાય એવા વિચારો આવે તેમાં શી નવાઇ ? તેટલી ઉમરનો યુવાન વડી ધારાસભાનો સભ્ય થવા પામ્યો ત્યારે એ અસાધારણ વ્યક્તિ જ હોવી જોઇએ ને ?

ફક્ત વિચારમાં જ દિવસ ગાળતો નહોતો. પોતાના કાર્યક્રમ પ્રમાણે તે વર્તવા માંગતો હતો. તેને ફક્ત શબ્દોમાં જ શ્રદ્ધા નહોતી. શાળાઓમાં ફરજ્યાત મીલીટરી શિક્ષણ માટે તેણે એક બીલ યોજી કહાડયું. વર્નાક્યુલર શાળામાં સાધારણ ડ્રીલ શીખવવી જોઇએ. અંગ્રેજી પ્રથમ ધોરણથી અને વર્નાક્યુલર પાંચમા ધોરણથી લાઠીની ડ્રીલ. મેટ્રીક સુધીમાં મીલીટરી ઇન્ફન્ટ્રીના સોલ્જર જેટલું જ્ઞાન મળવું જોઇએ. બંદુક અને તરવાર બન્ને વાપરતાં આવડવાં જોઇએ. કોલેજના પ્રથમ વર્ષથી કેવેલ્રીનું જ્ઞાન આપવું જોઈએ. ઇન્ટર સુધીમાં કેવેલ્રીના સોલ્જર જેટલું જ્ઞાન મળવું જોઇએ. બી. એ. માં બે વિભાગ પાડવા જોઇએ, ફરજ્યાત અને ઐચ્છિક, જે ઐચ્છિક વિષય તરીકે લે તેને આર્ટીલરી અથવા કેવેલ્રીઃ બેમાંથી એકનું પુખ્ત જ્ઞાન મળવું જોઇએ. જો ઐચ્છીક વિષય લે તો ફરજ્યાત શિક્ષણમાંથી માફી મળવી જોઈએ. ફરજ્યાત શિક્ષણમાં કેવેલ્રી વિભાગનું ઉચ્ચ જ્ઞાન મળવું જોઇએ. કામદારોને પણ ફરજ્યાત મીલીટરી શિક્ષણ આપવું જોઇએ. તેમને માટે પાંચ વર્ષનો કાર્યક્રમ ગોઠવી, ઈન્ફન્ટ્રીના સોલ્જર જેટલું જ્ઞાન મળવાની યોજના ઘડી. સવારમાં બે કલાક કામમાંથી ઓછા કરવાનું સુચવ્યું. આ ધોરણ ઉપર તેણે એક બીલ બનાવી સરકારમાં મોકલી આપ્યું. ધારાસભાની બેઠકમાં તે રજુ કરવા દેવા પરવાનગી માગી. ધારાસભાના બધા સભ્યોમાં અને સરકારના સભ્યોમાં એનું નામ ચર્ચાવા લાગ્યું. પેપરોમાં તે બીલની કોપી આવી. પેપરમાં પણ ચર્ચા શરૂ થઇ. સતુને આખું હિંદ ઓળખવા લાગ્યું. સર્વને તે વિચક્ષણ યુવક લાગ્યો.



# [ ૧૬ ]

## બે પ્રતિસ્પર્ધીઓ



ભાઈ, આજ કાંઇ બહુ આનંદમાં દેખાય છે? "

"બા, આ વખતની બેઠકમાં મારૂં બીલ આવશે, એમ જાહેર થયું છે. જો મારૂં બીલ પાસ થાય તો હિંદ એની જુની મરદાનગી મેળવે."

"આ વખતે ધારાસભા ક્યાં ભરાશે?"

"ઉનાળો છે તેથી સીમલામાં. બા, તું પણ આવીશ? અમદાવાદના સખત તાપમાં પડી રહી ભુંજાઈ જઇશ નહીં?"

"આટલા બધા ઉનાળા કહાડયા અને ભુંજાયાં નહીં તો હવે ભુંજાવાનાં હતાં? જે કામ અધુરૂં છે તે પુરૂં કર્યા શીવાય મારાથી બહાર નીકળાય એમ નથી."

માતા અને પુત્ર વચ્ચે આ પ્રમાણે વાત થયા પછી થોડે દિવસે સતુ સીમલે ગયો. ત્યાં એનું મીલીટરી શિક્ષણનું બીલ રજુ કરવાનો પ્રસંગ આવ્યો. પ્રથમ વાંચન વખતે સાધારણ રીતે ટીકા કરવામાં આવતી નથી, પરંતુ પોતાનું બીલ રજુ કરતી વખતે તેણે સમયોચિત એક ભાષણ આપ્યું. તે ભાષણ પ્રથમ હતું. મનમાં સમવિષય થયા કરતું હતું; પણ તે એક કલાક અને સતાવન મીનીટ બોલ્યો. મીલીટરી શિક્ષણનો વિષય આખા દેશનું ધ્યાન ખેંચી રહયો છે, તેથી તે દિવસે બધા સભ્યો હાજર હતા. સરકારી અને સરકાર પક્ષના સભ્યોએ તેમજ જવાળ અને મવાળ પક્ષના સભ્યોએ તેનું ભાષણ એક ચિત્તે સાંભળ્યું. એટલો બધો વખત તે બોલ્યો તો પણ કોઇને કંટાળો આવ્યો ન હોતો. જ્યારે તે તેનું ભાષણ પુરૂં કરી બેઠો, ત્યારે બધાએ તેને અભિનંદન આપ્યું. તેના ભાષણનો સાર એમ હતો, કે પેશ્વાના રાજ્ય પછી હિંદમાંથી મરદાનગી ચાલી ગઇ અને ભીરૂતા આવી. આર્મ્સ એક્ટથી તેમાં વધારો થયો. સાહસ ગયું. જેમ જેમ કાયદા વધતા ગયા તેમ ભીરૂતા પણ વધતી ગઈ. વકીલો અને અન્ય કાયદાના જાણકારો તો દરેક પગલે કાયદાને સંભારે. આ પગલું ભર્યાથી અમુક કાયદાના બંધનમાં તો નહીં આવીએ એમ થયા કરે. એને લીધે પ્રત્યેક હિંદી વિચારવંત થયો—અને કેવો વિચારવંત? મૂર્ખ. એને પરીણામે વ્યાપારમાંથી પણ સાહસ ગયું; અને સાહસનો અંશ પણ ગયા પછી મરદાનગી રહે? આને માટે કોણ જવાબદાર છે? આપ જ પ્રત્યુતર આપી શકશો. ત્યારે જો, મરદાનગી પાછી મેળવવી હોય તો

શો રસ્તો ? મને એક જ રસ્તો સુઝે છે અને તે ફરજ્યાત મીલીટરી શિક્ષણ. આપણા દેશમાં મીલ કામદારો કેટલા બધા છે ? તેઓને પણ વ્યાયામની આવશ્યકતા છે. તેઓના કામમાં ત્રણેક કલાકનો ઘટાડો કરી, ફરજ્યાત મીલીટરી શીક્ષણ આપવું જોઇએ. તેમ કરવાથી માલીકોને થોડું નુકશાન થશે, પણ દેશને ઘણો ફાયદો થશે. પૈસાવાળાનો ફાયદો જોવો જોઇએ કે દેશનો ? અલબત્ત, દેશનો. તેમને કેટલું શીક્ષણ આપવું અને કેવી રીતે આપવું તે મેં મારા બીલમાં બરોબર બતાવ્યું છે. એક મીલીટરી સોલજરના જેટલું ફરજ્યાત શીક્ષણ આપવું જોઈએ જ. આવા શિક્ષણથી તેમને વ્યાયામ મળશે, એટલું જ નહીં પણ તે લોકને કેળવણી ( ડીસીપ્લીન ) મળશે; આજ્ઞા એટલે શું તે એ લોક જાણશે અને આજ્ઞાંકિતપણું શીખશે. આ શીક્ષણથી માલીક લોકને પણ ફાયદો થશે. ડીસીપ્લીન અને આજ્ઞાંકિતપણાને લીધે તે લોક વધુ કામ આપી શકશે. એમ કરવાથી 'એક પંથ અને દો કાજ' એમ થશે. કામદાર વર્ગ શિવાય વીદ્યાર્થી વર્ગ છે. વર્નાક્યુલર ચોથા ધોરણ સુધી વિદ્યાર્થીઓને સાધારણ ડ્રીલ વિગેરેનું શિક્ષણ આપવું જોઇએ. હાઈસ્કુલમાંથી તે શિક્ષણ વધારવું જોઇએ. મેટ્રીક સુધીમાં એક મીલીટરી સોલ્જરના જેટલું શિક્ષણ આપવું જોઇએ. ક્રમેક્રમે કોલેજમાં વધારી, બી. એ. માં ઐચ્છીક વિષય પણ દાખલ કરવો જોઇએ. આ ક્રમ મેં મારા બીલમાં બતાવ્યો છે જ. વખતે સરકારની દલીલ એમ આવશે કે તેથી ખર્ચ વધી જાય. પણ હું એ દલીલમાં કંઇ બળ જોતો નથી. અત્યારે હિંદુસ્થાનમાં કેટલું લશ્કર છે ? એ શું કરે છે ? તેમજ લશ્કરી ઘોડા કેટલા ? આર્ટીલરી પણ કેટલી બધી ? આનો ઉપયોગ ફરજ્યાત મીલીટરી શીક્ષણમાં થઇ શકે નહીં ? જ્યાં જ્યાં કોલેજો હોય ત્યાં ત્યાં લશ્કરની ટુકડીઓ રાખો. ત્યાં ત્યાં મીલીટરી અમલદાર રાખો. તે અમલદાર પ્રોફેસર તરીકે કામ કરશે અને લશ્કરી ઘોડા કેવેલ્રીના શિક્ષણમાં કામ આવશે. દેશી રાજ્યની કોલેજમાં દેશી રાજ્યનું લશ્કર કામ આવશે. આમ કરવાથી ખર્ચ વધશે નહી; એટલું જ નહીં પણ જે લશ્કર અમારા પૈસે બેસી રહી મજાહ કરે છે તે યોગ્ય રીતે કામમાં આવશે. અત્યારે જે ફરીયાદ છે કે યુનીવર્સીટીમાંથી જે વિદ્યાર્થી સ્નાતક થઇ બહાર પડે છે તે એક શેર વજન ઉંચકી શકતો નથી અને અડધો માઇલ ચાલી શકતો નથી, તે ફરીઆદ દુર થશે. રાજકર્તાની જે બૂમ છે કે હિંદીઓ પોતાનો બચાવ કરી શકે એમ નથી તે બૂમ હવામાં ઉડશે."

પોતાના બીલના સમર્થનમાં આ શિવાય તે ઘણું બોલ્યો. તેની ભાષા સચોટ અને મીઠી ( pursuasive ) હતી. સરકારી સભ્યોને પણ ભાષા તેમજ ભાષણ ઘણું ગમ્યું. છેવટે તેણે કહ્યું, "જે લોક એમ દાવો કરે છે કે હિંદના અમે ટ્રસ્ટી છીએ, જે લોક એમ કહે છે કે હિંદનો ઉદ્ધાર કરવા અમે ઘણા આતુર છીએ, જે લોક એમ કહે છે કે અમે તન-મન અને ધનથી દેશ માટે મદદ કરી રહ્યા છીએ અને ખંતિથી

આગળ ધપશો તો ફાયદો થશે, જે લોક અશાંતિથી આગળ ધપવા માગે છે અને જે લોક માત્ર પ્રેક્ષક તરીકે વર્તે છે; તે બધાંને મારી નમ્ર વિનંતી છે કે આ બીલનો મનનીય વિચાર કરશો અને અંતઃકરણપૂર્વક ટેકો આપશો. ટેકો આપી નહી અટકતાં, તેને વ્યવહારમાં મૂકવા મદદ કરશો. એક સાધારણ કામદાર વર્ગનો યુવક આ બીલ લાવ્યો છે તે વિચારે દોરવાઇ જશો નહી. એવા યુવકને ઉત્તેજન આપશો અને જો આવા ભાવાર્થનું બીલ જો અન્ય કોઈ પ્રૌઢ સભ્ય લાવવા માંગતા હશે અને જો તેથી વધુ લાભ મળશે એમ હોય તો દેશની સેવામાં વગર આનાકાનીએ આ મારૂં બીલ પાછું ખેંચી લઇશ. દેશસેવા એ મારો ઉદ્દેશ છે—દેખાવ એ મારો ઉદ્દેશ નથી. જે લોકોએ હિંદના પૈસે-હિસાબે અને જોખમે ઉચ્ચ શ્રેણી મેળવી છે, તે લોકોને પણ મારી નમ્ર વિનંતિ છે કે હિંદ સેવા તે દેશ સેવા છે એમ જ સમજવું જોઇએ. અને આવા બીલને મદદ કર્યાથી અવર્ણનીય દેશ સેવા કરી કહેવાશે......" એણે જ્યારે પોતાનું સ્થાન લીધું ત્યારે તાળીઓનો ગગડાટ અડધો કલાક ચાલ્યો. જરા શાંતિ થતાં, પ્રમુખે મત માટે પોકાર કર્યો અને 'હં કાર' જ મળ્યો. સર્વાનુમતે પ્રથમ વાચને પસાર થયું. બીજા વાંચન વખતે તે બીલનો વિચાર કરવા સમિતિ નીમાઇ.

થોડા દિવસ પછી ધારાસભાની બેઠક બરખાસ્ત થવાનો વખત આવ્યો. સાધારણ રિવાજ પ્રમાણે વાઇસરૉયની એક્ઝીક્યુટીવ કાઉન્સીલના એક સભ્યે ખાણું આપ્યું. ધારાસભાના બધા સભ્યોને આમંત્રણ હતું. સતુ ગયો. પોતાના પિતા અજ્ઞાત હોય ત્યાં સુધી વિલાયતી પોષાક નહીં પહેરવાનું પણ લીધું હતું. તેથી તે પોતાના સાદા વેષમાં જ ગયો હતો. ધોતીયું-લાંબો કોટ અને પાઘડી તે એનો પહેરવેશ હતો. આવું સંમેલન તેણે કદાપિ જોએલું નહીં તેથી તેને જરા અતડું લાગતું હતું. દારૂના બાટલા આવ્યા ત્યારે તેનું મગજ ફરવા માંડ્યું. મદ્યપાનનિષેધનો તે હિમાયતી અને તેની હાજરીમાં દારૂના બાટલા! ટોસ્ટનો પ્રસંગ આવ્યો. યજમાનનું (host) ભાષણ શરૂ થયું. તેમાં સતુનું નામ આવ્યું. તે સાંભળી સતુ જાગૃતિમાં આવ્યો. સતુને તેના પ્રથમ ભાષણ માટે તથા સંગીન વિચારો માટે અભિનંદન અપાયું. પાછો તે વિચારમાં પડ્યો. સર્વ દિશામાં તે પ્રત્યેક ચીજનું નિરીક્ષણ કરતો હતો. મંડળમાંથી મોટા ભાગે અમુક જાતનો જ વેષ પહેર્યો હતો. પાસે બેઠેલા એક ગ્રહસ્થને તેણે પૂછ્યું, "બધાએ એક સરખો વેષ પહેર્યો છે તેનું કારણ ?"

"ડીનર વખતે એવો જ ડ્રેસ પહેરવો જોઇએ."

"ત્યારે આપણામાં પિતાંબરનો પહેરવેશ કર્યો છે, તેને સુધારકો કેમ નિંદે છે?"

કંઇ જવાબ મળ્યો નહીં.

"એ ડ્રેસનું શું ખર્ચ થતું હશે ?"

"વીસેક વર્ષ ઉપર તો રૂ. ૧૭૫—૨૦૦ થતા હતા. પરંતુ અત્યારે તો ઓછામાં ઓછા રૂ. ૩૫૦) થાય. વિલાયતમાં ઉમદા કાપડનો તે ડ્રેસ કરાવે તો સો ગીની થાય."

"સો ગીનીનો ડ્રેસ? વિલાયત પૈસાદાર શું કરવા ન થાય? આપણે પરદેશમાં આટલા બધા પૈસા આપી દઇએ. આપણું પિતાંબર તો ૫૦–૬૦ રૂપીઆમાં સારામાં સારી જાતનું આવે; અને આના તો પંદરસો રૂપીઆ! એ ડ્રેસ શિવાય બીજા ડ્રેસમાં અવાય નહીં?"

"અવાય તો નહિં, પછી નફ્ટ થાય તો ચાલે."

"આપણું પિતાંબર પહેરે નહીં તો નફ્ટ કહેવાય નહીં પણ તેને પ્રાણાલિક સંગ માટે અભિનંદન મળે; અને આ ડ્રેસ ન પહેરે તો નિફ્ટ કહેવાય! આ તે સુધારકો કે ઉગતા સૂર્યને નમસ્કાર કરનારા? ક્યાંથી દેશને સ્વાતંત્ર્ય મળે?"

પાછો તે વિચારમગ્ન થયો.

મનમાં બબડયો: "છરી કાંટાથી ખાવાનું! મારા જેવાના તો ભોગ. તાસકમાંથી અડધું ખાતાં ખાતાં તો વેઈટર તાસક લઇ જવા માંડયો! સારૂં થજો મારા પાડોશીનું કે તેણે કાંટા ચતા કરી, કાંટાને અને છરીને કાટખુણે મૂક્યા! અમુક રીતે છરી કાંટા મૂકીએ તો તાસક અદૃષ્ય થાય! એક એક વાનીજ પીરસાય; અને પ્રત્યેક વખતે તાસક, છરી, કાંટો કે ચમચો બદલાય! એના કરતાં આપણો ટાટ-પાટની પ્રથા શી ખોટી?"

વિચારમાં હતો તેવામાં પાછું 'સતુ' નામ તેને કાને અથડાયું. મુખ્ય અતિથિ મહેમાન ટોસ્ટનો જવાબ આપતા હતા. તેમણે પણ સતુને અભિનંદન આપ્યું. વધારામાં પોતાના સ્વદેશી પહેરવેશ માટે પણ તેને અભિનંદન મળ્યું.

બેંક્વેટ પછીના ભાષણો શરૂ થયાં. રમુજી ભાષણોમાં પણ સતુનું નામ આવતું. એક જણે તો કહ્યું કે સતુની કામદારના પહેરવેશમાં આશા રાખી હતી.

ભાષણોનો શિષ્ટાચાર થયા પછી, બધા ઉઠયા. ઉઠતે ઉઠતે પાછળથી એક વ્યક્તિ તેના કાનમાં બે શબ્દો ગણ ગણી પુર વેગથી ચાલી ગઈ. પાછળ ફરીને જુએ છે તો કોઈ દેખાયું નહિં.

"આવા સમાજમાં આવવું હશે તો સુધરવું પડશે. એનો શો અર્થ? કોણ આ સલાહ આપી અદૃષ્ય થયું?" આવા વિચારમાં ને વિચારમાં તે બધાની સાથે દીવાનખાનામાં ગયો. જુદાં જુદાં જુથ જામ્યાં. એ તો એકલો પડયો. થોડી વારે તેણે જવાનો વિચાર કર્યો.

"અરે, મી. મહેતા, ક્યાં જાઓ છો?

"ઘેર જવા વિચાર છે."

" હમણાંથી જવાય કે ? મુખ્ય મહેમાનના ગયા શિવાય આપણાથી જવાય નહીં."

તે પાછો ફર્યો. એના નશીબે તરત જ મુખ્ય મહેમાને વિદાયગીરી લીધી. તેણે પણ યજમાન અને તેનાં પત્ની સાથે હસ્ત ધુનન કરી વિદાયગીરી લીધી.

બહાર નીકળ્યા પછી બંધીખાનામાંથી છુટ્યો હોય એમ તેને લાગ્યું.

" નવા સમાજમાં ફરવાનું શરૂ થયું. મને આ ફાવશે ? ફાવે એમ લાગતું નથી. આજથી ચોથે દિવસે સ્નેહ સંમેલન છે. ત્યાં કેવી જાતનું વર્તન જોઇએ ?" આમ વિચાર કરતો કરતો તે તેના નિવાસસ્થાને પહોંચ્યો.

સ્નેહ સંમેલનનો દિવસ આવી પહોંચ્યો. તે તો પોતાના રોજના વેષમાં જ સજ્જ થયો. સતુને નવી જ સમાજમાં જવાનું હતું. આવા સંમેલનમાં યુરોપીઅન લલનાઓનું મોટું ટોળું હોય છે. તેમનો ચેષ્ટાચર્યો, ટીખળી અને રમુજી સ્વભાવ સતુ જેવા યુવકને ભડકાવે; વધારામાં તેમના શિષ્ટાચારથી તે બીલકુલ અજ્ઞાત ! તેના મનમાં સમવિષમ્ થયાજ કરતું હતું. સીમલામાં સમેલન એટલે સંપૂર્ણ રીતે યુરોપીઅન શિષ્ટાચાર યુક્ત તે સતુના સ્વભાવને કેમ માફક આવે ? સતુના બીલની નકલ બધા પેપરોમાં આવી ગઇ હતી. તેના પ્રથમ ભાષણ પછી તો સતુના ફોટા સાથે અગ્ર લેખો છાપાંએ.માં આવ્યા હતા. યુરોપીઅન લલનાઓને કુતુહલ અને સાહસ ગમે છે જ. કેટલાંક બાનુઓએ સતુને ખાસ મળવાનો નિશ્ચય કર્યો હતો અને તે નિશ્ચયે કુતુહળતાનો વેગ એમના હૃદયમાં વધારી દીધો હતો.

" તે એના કામદારના મેલાં કપડાંમાં આવશે ?" એક લલનાએ તેના પતિને પુછ્યું.

" કંઈ કહેવાય નહીં. તે યુવક સાધારણ વ્યક્તિ લાગતી નથી." તેના પતિએ જવાબ આપ્યો.

" જો તે કામદારના કપડામાં ન આવે તો પણ બંધ બેસતા સારા શીવાએલા કપડામાં તો નહિં જ આવે !"

" તેમ ધારવાનું કારણ ? તે કામદાર છે પણ પાસે બે ત્રણ લાખ છે. ગ્રેજ્યુએટ છે અને અમદાવાદમાં રહે છે. સમજશક્તિ પણ સાધારણ નથી !"

સમય થતાં સતુ આવી પહોંચ્યો. ઉદ્યાનની બહાર રીક્ષા, ઘોડા અને મોટરોની લાઇન બંધાઈ ગઈ હતી. તેનું હૃદય ધડકવા માંડયું. તેણે વિચિત્ર પ્રકારનાં પહેરવેશ જોયા. તે દીવસે રાત્રીમાં અને વિચારમાં બરોબર નિદ્રાળી શક્યો નહોતો. અત્યારે એની નિરીક્ષણ શક્તિ બીઢી હતી. બાંય વગરનાં બદનો જોઈ તે આભો જ બની ગયો ! બગલમાં હજામત વધેલી જોઈ તેની મગજશક્તિ કામ કાતી બંધ થવા લાગી. પારસીઓમાં પણ એ જ સ્થિતિ ! દરવાજા પાસે આવતાંજ સતુ સાવધ થયો.

"હોય, એમાં નવાઈ જેવું શું ? આવો પહેરવેશ વિગેરે મને પસંદ નથી. આવું વાતાવરણ મને પસંદ નથી. આવો બાહ્ય આડંબર મને પસંદ નથી. બાહ્ય વિવેક મને પસંદ નથી. આવા ચાળા મને પસંદ નથી. તો શું એને લીધે મારે ગાંડા થઇ જવું ? ઈશ્વરે મને આ સ્થિતિમાં મૂક્યો છે, તો વિવેક પુરઃસર બધું નિરીક્ષણ કરવું. સારાસારનો વિચાર કરી સમાજસુધારણા માટે પ્રયત્ન કરવો જોઇએ. એજ દૃષ્ટિબિંદુથી આજ બધું નિહાળીશ અને રાજદ્વારી ચળવળની સાથે સમાજ સુધારણા માટે પણ પ્રયત્ન કરીશ." આમ વિચાર કરતો કરતો દરવાનમાં આવ્યો. તરત જ એક યુરોપીઅન અદ્બથી તેનું કાર્ડ માગ્યું.

"મી. એસ. યુ. મહેતા, એમ. એલ. એ." એમ બોલ્યો.

તરત જ યજમાનની પત્નીએ આગળ આવી હાથ ધર્યો. સતુએ હાથ આપ્યો અને હસ્તધુનન કરતાં તે યુવતીએ પૂછ્યું, "How do you do ? મઝામાં ? આજની હવા ઘણી સારી છે. આપને મળવાનો પ્રસંગ આવ્યો તેથી મને ઘણો આનંદ મળ્યો. આશા છે કે આપને અહીં સર્વ અનુકુળતા મળશે." તેણે તો બોલવાનું ચાલુ જ રાખ્યું. સતુએ સ્વસ્થતા સાચવી રાખી હતી. આવા વર્તનની તેણે આશા જ રાખી હતી. યજમાને આગળ આવી હસ્તધુનન કર્યા પછી થોડી પ્રસંગોચિત વાતચીત કરી. એટલામાં બીજા મહેમાનો આવ્યા તેથી યજમાનો તેમને લેવા ગયા. સતુએ તેનો લાભ લીધો. તે આગળ વધ્યો. પ્રત્યેક પગલે તેનો સત્કાર થતો. થોડા જ સમયમાં સતુ ટેવાઇ ગયો. અનાવટી ( artificial ) લાગણી બતાવતાં આવડી ગયું.

આખા મંડળમાં વાતનો મુખ્ય વિષય સતુ જ હતો. જેમ જેમ આગળ જતો તેમ તેમ પાછળના લોક તેના વિષેની વાત કરતા.

"લાગે છે ભવ્ય વ્યક્તિ." એક યુરોપીઅન બાળાએ તેના પતિને કહ્યું. તે વડી સરકારની એક્ઝીક્યુટીવ સભાનો સભ્ય હતો.

"યુવક છે પણ તેનામાં વ્યક્તિત્વ લાગે છે. બીકણતા દેખાતી નથી. કામદાર હોવા છતાં ગૃહસ્થનાં લક્ષણો છે."

"દેખાવડો પણ છે ! કામદારના જેવો કદરૂપો નથી. કપડાં પહેરતાં પણ આવડે છે. આવા સમાજમાં તે પહેલવહેલો આવ્યો છે તો પણ નવો પડતો નથી."

આ જ પ્રમાણે આખા સંમેલનમાં વાત ચાલી રહી હતી. એક પણ યુરોપીઅન અને પારસી લલના એની સાથે વાતચીત કરવા ચૂકી નહોતી.

છેવટે ટેબલ ઉપર બેસવાનો પ્રસંગ આવ્યો. કોલેજમાં જેમ ફળાહાર પ્રસંગે દોડાદોડી થાય છે તેમ આવા સંમેલનમાં થતી નથી. પ્રત્યેક મહેમાન માટે ખુરશી હોય છે અને વેઇટરો પ્રત્યેક વાની પીરસે છે. સર્વ દિશાએથી સતુને આમંત્રણ મળવા માંડ્યું. આ સ્થિતિમાં પણ

સતુએ એક મહાપુરૂષને યોગ્ય વર્તન રાખ્યું હતું. એક છીછરા યુવકની માફક નહોતો. બધાંને સભ્યતાથી જવાબ આપતો હતો. છેવટે એક ટેબલ ઉપર બેઠો. આજુ-બાજુ લલનાઓ જ વિંટળાઈ વળી હતી! જ્યારે તે જરા સ્વસ્થ થયો ત્યારે તેની દૃષ્ટિ એક વ્યક્તિ ઉપર પડી. તે વિચારમાં પડયો. તે જ સમયે બાજુમાં બેઠેલી એક યુવતી બોલી, "મી. મહેતા, આવા સંમેલન માટે આપનો શો અભિપ્રાય? કામદાર મંડળનાં પણ સંમેલનો થાય છે?"

"કામદાર મંડળનાં સંમેલન થાય છે, પણ ત્યાં બધાંની હંદરભીની લાગણી હોય છે. બાહ્યાડંબર ઘણો ઓછો."

"મી. મહેતા, મને ઘણો આનંદ થયો. તમે પ્રણાલિકા ભંગના હિમાયતી હો એમ લાગે છે. ચીલે ચીલે ચાલવું તે પાપ લાગે છે."

"પણ મારા વિચાર તેનાથી તદ્દન ઉંધા છે. હું તો પ્રણાલિકા ભંગને ધિક્કારૂં છું."

"તમે સ્પષ્ટ વક્તા છો તે જાણીને મને ઘણો આનંદ થયો."

બીજી થોડી ઘણી વાતચીત કરી સતુ ત્યાંથી છટકયો. તેણે જે વ્યક્તિ જોઇ હતી તેની શોધમાં નીકળ્યો. છેવટે તેણે તે વ્યક્તિને શોધી કહાડી.

"છેવટે મારી મહેનત સફળ થઇ. અહીં આટલાં બધાં અજાણ્યાંમાં એક જાણીતાને જોવાથી કેટલો બધો આનંદ થાય છે?"

"અજાણ્યાં કેમ? મારી દૃષ્ટિમર્યાદાની બહાર નથી. તમારી પાછળ ટોળેટોળાં તો ફરે છે! બે કલાક તો થયા પણ તમને એક ક્ષણનો પણ અવકાશ મળ્યો નથી. આમ છતાં પણ તમે આમ બોલો છો?"

"બધા મારી સાથે વાતચીત કરે છે એ વાત સત્ય છે. પણ તે બધાં અજાણ્યાં. એ બધો બાહ્યાડંબર! આવી બનાવટી જીંદગી જોઇ હું તો કંટાળી ગયો. તમને મળવાથી જરા શાંતિ થઇ. જાણે અહીં બધાં નટ અને નટીઓ! નાટકશાળામાં આવ્યો હોઉં એમ લાગે છે. કોઇના પણ હૃદયમાં લાગણી હશે? આ સમાજ? અને આ સ્નેહસંમેલન?"

"અરે, મી. મહેતા, આવું બોલશો અને જો આપણા યજમાન સાંભળશે તો એમને આઘાત થશે તે ખબર છે?"

"માફ કરશો મને ખાત્રી છે કે તમે પોસ્ટ ઑફીસનું કામ કરશો નહીં!"

"હું શું કરવા પોસ્ટ ઓફીસનું કામ કરૂં?"

"આ બધું ક્ષણિક સુખ છે. આ લાગણી પણ ક્ષણિક છે. આ ખ્યાતિ પણ ક્ષણિક છે. આ લોકની લાગણી ઉપર અને આવી ખ્યાતિ ઉપર આધાર રખાય જ નહીં. કાલે સવારે એમને પ્રસંગ આવે તો ફરી જતાં વાર લાગે નહીં! અત્યારે મારા ભાષણને

લીધે એ લોકો મને સન્માન આપે છે. કાલે મારા કરતાં કોઇ સારો વક્તા આવ્યો તો એને સન્માન ! અને મારૂં ભાષણ કેવું હતુ તે મને ખબર છે ને ? એમાં કશું જ ન હતું. આ બધાં અભિનંદન આપે છે તેથી મને તો શરમ આવે છે. ”

સતુના આ શબ્દોથી તે વ્યકિતને સારૂં લાગ્યું હોય એમ દેખાયું નહીં. છેવટે તે વ્યકિત બોલી, “ ત્યારે એ શરમમાં મારે વધારો કરવો જોઇએ નહીં ત્યારં પછી હું તો પ્રથમ વાર મળું છું તેથી મારે અભિનંદન આપવું હતું. ”

“ અભિનંદન આપતાં પણ આવડતું જોઇએ. કેવી યુક્તિથી અભિનંદન આપી દીધું ? આપની લાગણી માટે ઉપકાર માનુ છું. હું તો સરળ માણસ છું. સાદી પણ પ્રમાણીક જીંદગીમાં ઉછર્યો છું. બનાવટી જીંદગી મેં જોઇ નથી અને જોવાતી પણ નથી. હૃદયભીનું ખરૂં ? તે તો શુષ્ક અને બહારના દેખાવમાં તો જાણે ચોમાસાની નર્મદા ! તેમ જ હું જુના વિચારોનો છું. ચારેક દિવસ ઉપર હું બેંકવેટમાં ગયો હતો. તમારા જેવું મને કોઈ મળ્યું. ત્યાં સ્ત્રીઓ ને મદ્યપાન કરતાં મેં જોઇ ! સ્ત્રીઓને મદ્યપાન અને ધૂમ્રપાન હોય ? અને એમનો પહેરવેશ ? આધુનિક બાળાથી (modern girl) તો પ્રભુ તોબા ! આ સમાજ નિહાળતાં તે મને એમ લાગે છે કે હું જુના જમાનાનો માણસ છું: પણ અત્યારના કરતાં જુના જમાનાનો માણસ હજાર દરજ્જે ચડે ! વધારામાં કહું ? જ્યારે મેં તમારા જેવી વ્યકિતને મદ્યપાન અને ધૂમ્રપાન કરતાં જોઇ ત્યારે મારૂં હૃદય ધબકારા મારતું બંધ થયું હોય એમ લાગ્યું. મને લાગે છે કે તમે નહીજ. હો. જો તમે હોત તો મને ઘણું જ દુઃખ થઈ આવત. તમે એવું કઈ કરશો નહીં. કરશો ? મારા આયુષ્યમાં વધારો કરવો હોય તો જમાના સાથે પ્રગતિ કરતાં પણ જુના જન્મારાના માણસ રહેજો. ”

“ મદ્યપાનમાં કે ધૂમ્રપાનમાં એટલું બધું શું નિંદ્ય છે કે તે જોવાથી હૃદયના ધબકારા પણ બંધ થાય ? ”

“કારણો તો ઘણાં છે, પણ મુખ્ય કારણ તો મારા આત્માને આઘાત કરે છે તે છે. ”

“ મરદ અને સ્ત્રીમાં એ બાબતમાં શો તફાવત ? મરદને મદ્યપાન અને ધુમ્ર-પાનનો અધિકાર અને સ્ત્રીઓને નહિં તેનું કારણ ? ”

“ હું તો મદ્યપાનની જ વિરૂદ્ધ છું પછી મરદ અને સ્ત્રીનો ક્યાં તફાવત રહ્યો ?”

“ હું તમારા વિચાર સાથે સંમત નથી; તેમ છતાં પણ તમારા વિચારો જાણવા ગમે છે. અત્યારના ભાષણમાં પણ વ્યકિતત્વનો પડઘો છે. ”

“ મને આનંદ થયો. મને ખાત્રી છે કે તે દિવસે તમે નહિં જ હો.”

“ શા ઉપરથી જાણ્યું કે હું નહીં હોઉં ” ?

" કારણ કે તમે એવી વ્યક્તિ નથા. તમે મદ્યપાન કરો જ નહીં. ધૂમ્રપાનથી તમે વેગળાં જ રહો. "

" કંઇ કારણ ? "

" તે સમજાતું નથી; પણ મારો આત્મા એમ કહે છે કે તમે એવું નિંદ્ય કામ કરો જ નહીં. અને તમે કરો તો મને સખત આઘાત થાય અને વખતે મારી જીંદગીને પણ જોખમ લાગે. "

તેના શબ્દમાં લાગણી હતી. તેમાં નમ્રતા હતી, તેમાં સત્યતા હતી. સામી વ્યક્તિ તેનાથી પલળી હોય એમ લાગ્યું. અત્યારના જમાનાનો ચીડવવાનો સ્વભાવ તે વ્યક્તિમાં હશે એમ લાગ્યું. તે જ હેતુથી તે બોલી હોય એમ દેખાયું, " ધારો કે હું એમ કરૂં તેથી તમારી જીંદગીને નુકશાન થાય ? એવો આઘાત થવાનું શું કારણ, તે મારાથી સમજાતું નથી. "

" હજી કારણ જાણવાનું બાકી રહ્યું ? સ્પષ્ટ શબ્દોમાં કહું ? તમે મારૂં જીંદગીનું ધ્યેય છો. તમારાથી મારી જીંદગી આનંદમાં છે. તમારા શિવાય મારૂં જીવન શુષ્ક છે. તમારા પિતાને ધિક્કારૂં છું પણ તમને પૂજું છું. હું વડી ધારાસભાનો સભ્ય કેમ થયો તે ખબર છે ? તમારે લીધે જ ! જો તમે મને મળ્યાં ન હોત તો મારામાં ધૈર્ય રહેત નહીં. તમારી આશાએ મારૂં જીવન ચાલે છે. તમારી આશાએ જ હું મારાં કાર્યો સાધી શકુ છું. "

" આ જુના જમાનાના માણસના શબ્દો ? આ તો જમાનામાં નવા જમાનાના યુવકના શબ્દો હોય એમ લાગે છે. " તે વ્યક્તિની ચીડવવાની શક્તિ વધુ ઉત્તેજીત થઇ હોય એમ લાગતું હતું.

" જુના જમાનામાં કોઈ વ્યક્તિમાં લાગણી જ નહોતી ? તેમનામાં શુષ્ક લાગણી તો નહોતી જ. આપનો શો વિચાર છે ? મારી આયુષ્ય દોરી અહીંથી જ અટકાવવી છે ? મારી પૂજ્ય માતા તમને મળવા માંગે છે. એક વિનંતિ પણ તમને કરવા માંગે છે. મારાથી કહેવાય એમ નથી. મારી માતા જ તમને કહેશે. "

" તમે જ કહોને ? હું તો તમારા મુખેથી સાંભળવા માંગું છું. "

" ના, મારાથી નહીં કહેવાય. વખતે નકાર સંભળાય તો અહીં જ મારૂં મૃત્યુ થાય. વધારામાં એ વિનંતી મારાથી કેમ થાય ? તમે ના કહેશો ? ના નહિં કહેશો. મારૂં મૃત્યુ જોતું હોય તો ના કહેજો. " આમ બોલતાં બોલતાં સતુની આંખમાં પાણી આવ્યાં.

' તમારી વાત જાણ્યા શિવાય મારાથી વચન કેમ અપાય ? પણ, મી. મહેતા, તમે તમારાં પૂજ્ય માતા સંબંધી વાત કહેવાના હતા તે ? કહેશો? "

સતુએ ટુંકાણમાં પૂર્વ ઇતિહાસ કહ્યો. પછી તે બોલ્યો, " પેલા નીચ લાલચંદે તમારા કાન ભંભેર્યા છે. તમે અમદાવાદ આવશો ત્યારે બધા લેખી પુરાવા હું તમને બતાવીશ. શ્રી. અમરનાથ સામેના ચુંટણીના પ્રસંગે જે નીચ કામો કર્યાં હતાં તેના બધા લેખી પુરાવા છે. મારી માતા તમને વાત કરશે તે દરમ્યાન હું મારા પિતાજીનું નામ પણ જાણી શકીશ. તેઓ કાંઇ નિષ્ણાત બારીસ્ટર છે તેથી તમને પણ વાંધો આવશે નહીં. આપના પિતાજી પણ વાંધો લઇ શકશે નહી. તમારા પિતાજીએ પણ જે અન્યાય કર્યો છે તેનું સમાધાન થશે. મારી ખાત્રી છે કે મારી માતાની વિનતિનો તમે અને તમારા પિતા સ્વીકાર કરશો જ."

આ વાત ચાલતી હતી તેટલામાં "શૈલબાળા" નામનો અવાજ સંભળાયો. તે વ્યકિત તરત જ દોડી ગઇ. સતુ ત્યાંજ ઉભો રહ્યો. તે કંઇ વિચારમાં ઉંડો ઉતરી ગયો હતો. જ્યારે તેના નામના અવાજ સાથે સાહેબજીનો અવાજ તેના કાને અથડાયો ત્યારે તે નિદ્રામાંથી જાગ્યો હોય એમ લાગ્યું.

" અહો, ન્યા. મૂ. અમરનાથ ? સાહેબજી ! આપ ખુશીમાં તો ખરાને ? ઉનાળાની રજાઓમાં આપ અહીં આવ્યા હશો ? "

અમરનાથ ત્યાં હતા તેની સાથે શૈલબાળા પણ ત્યાં હતી. અત્યાર સુધી જે સંવાદ સાંભળ્યો તે શૈલબાળા અને સતુ વચ્ચે હતો તે તો જાણ્યુ હશે જ. અમરનાથે થોડી ઘણી કટાક્ષમય વાતો કરી અને પછી તે ત્યાંથી બીજા ટોળામાં ગયા.

" એણે નિર્ણયાત્મક જવાબ આપ્યો નહીં; પણ તેના બોલવા ઉપરથી એમ લાગ્યું કે તે મારો ભાવ સમજી ગઇ હતી. તેણે ના કહી નહીં. ના નહીં કહી તો પછી હા જ રહી ! એ હા કહેશે ? અને જો એ હા કહે તો પેલો અમરનાથ હા કહેશે ? તેના વર્તને તો મારી ભાવનાને ઉત્તેજન આપ્યું છે. પ્રયત્ન કરવો. જે થાય તે ખરૂં ! મને લાગે છે કે તેના હૃદયમાં પણ મારા જેવીજ ભાવના છે. પણ એ કયાં અને હું કયાં ? એ જજ અને હું એક સાધારણ કામદાર ! બેનો સંયોગ કેમ સંભવે ? અમરનાથને કોણ સમજાવે ? પેલા લાલચંદનો તો ડોળો છે જ ! " આના વિચારમાં તે થોડી વાર એકલો બેસી રહ્યો.

બધાને જવાનો સમય થયો. યજમાનની પત્ની સાથે અને તેની સાથે બધા હસ્તધુનન કરી જવા લાગ્યા. સતુનો વારો આવ્યો. તેણે પણ હસ્તધુનન કર્યું. યજમાનની પત્ની તો તેને છેક રીક્ષા સુધી વળાવવા ગઇ. રીક્ષા આગળ બીજા મહેમાનોનું ટોળુ તેની આજુબાજુ ભરાયું અને લલનાઓ તેની સાથે હસ્તધુનન કરવા માંડી. આ દૃશ્ય અમરનાથે અને શૈલબાળાએ પણ જોયું. બન્નેના હૃદયમાં જુદાંજુદા પ્રકારની ભાવના થઈ હોય એમ લાગ્યું.

ધારાસભાની બેઠક બરખાસ્ત થઇ. બધા સભ્યો પોતપોતાને વતન જવા માંડયા. સતુના મગજમાં વિચિત્ર વિચારો ઘોળાયા કરતા હતા.

" હિરાચંદભાઇ પાસે અમરનાથને પત્ર લખાવું તો ? એની સંમતિ તો જોઇએ જ ને ? "

એ વિચારમાં હતો તેટલામાં બે ત્રણ સભ્યો એને મળવા આવ્યા. થોડીઘણી વાતચીત થયા પછી સતુએ કહ્યું, " કાલે મારે ત્યાં જમવા આવશો ? "

" અમે તો વનસ્પતિ આહારી છીએ. "

" હું પણ એવો જ છું. તમારાં કરતાં વધારે ચુસ્ત હોઇશ. તેને લીધે તો હું હોટેલમાં ઉતર્યો નથી. મારો ભટ રસોઈ કરશે. "

" અમે તે બાબતમાં ચુસ્ત છીએ. પણ ટાટ—પાટની બેઠક ફાવતી નથી. ટેબલ ઉપરની ગોઠવણ કરો તો ફાવે. તેમ બધા કપડાં પહેરીને જ બેસવું ફાવશે. કપડાં ઉતારવા અને પહેરવાની માથાકુટ કોણ કરે ? "

સતુ વિચારમાં પડયો. કંઇક વિચાર સુઝ્યો હોય એમ લાગ્યું. તે બોલ્યો, " તેવી ગોઠવણ કરીશ. " તેઓ ગયા અને બીજા દિવસે આવ્યા.

" ભટ, આ ભાઈને એક મરઘડી મૂકો અને એમને એક ગધેડું મૂકો. પછી હાથી અને દેડકું લાવશો તો ચાલશે. "

" અરે સતુભાઇ, મરઘડી અને હાથી શું મંગાવો છો? અમે વનસ્પતિ આહારી છીએ. તમને કાલે કહ્યું હતું ને ? "

" અરે, આ તો ઘઉંના લોટના જ બનાવ્યા છે. લોટની રોટલી કે પૂરી કરવાને બદલે મરઘાં-હાથી-દેડકાં--ગધેડા-શીઆળીઆં-ભૂંડ--સિંહ--વાઘ વિગેરે આકારની ચીજો બનાવી છે. બધું ઘઉંના લોટનું જ છે, પછી શું કરવા ગભરાઓ છો ? "

" બધું ઘઉંના લોટનું હોય તો પણ શું થયું ? એ આકાર અને શબ્દો જ આઘાત કરનારા છે. "

" અને બધાં કપડાં પહેરી ટેબલ ઉપર બેસી જમી શકાય તો એ આકારની ઘઉંના લોટની ચીજો ખાવાને શો વાંધો ? આપણા હિંદુઓને આ પદ્ધતિ આઘાત કરનારી ન હોય તો તે આકારો શા માટે આઘાત કરનારા હોવા જોઇએ ? " ...

" સતુભાઇ, તમારી અક્કલ ઘણી સારી છે. આ તો જ્ઞાન સાથે ગમ્મત થઇ ! તમારો ભાવાર્થ સમજી ગયો. જેમ ઘઉંના લોટના આવા આકારો આઘાત કરનારા છે તો આ પદ્ધતિ પણ આઘાત કરનારી હોવી જ જોઇએ. આપે જે ગમત સાથે જ્ઞાન આપ્યું છે તેનાથી અમને ઘણો ફાયદો થશે. આજ પછી પૂર્વ અને પશ્ચિમના આચરણનું મિશ્રણ કરતી વખતે તમારો દાખલો યાદ આવશે. આપણો આખો દેશ જો આ

સિધ્ધાંત સમજે તો કેટલો ફાયદો થાય ? જો આપણે આપણા આચાર વિચારને વળગી રહીએ તો આપણો દેશ હિંદુસ્થાન રહે. નહિ તો શી ખબર કોનું સ્થાન બને ! પૂર્વના સમયમાં વિમાન હતાં—અગ્ન્યાસ્ત્ર હતાં—વાયુઅસ્ત્ર હતાં—વિગેરે અસ્ત્રો હતાં એમ કહેતા હતા ત્યારે સુધારકો—જે કહેવડાવાને અત્યાર સુધી અભિમાન ધરતા હતા, તેઓ-પુરાણના ગપાટા ગણી આપણી મશ્કરીઓ કરતા હતા ! એરોપ્લેન તે વીમાન નહી તો બીજું શું ? લડાઇ દરમ્યાન ઝેરી ગેસ, ઇલેકટ્રીકના તારો અને મશીન ગનમાંથી દાવાનળ વપરાતા હતા તે પ્રાચીન વખતનાં અસ્ત્રો નહિં તો બીજું શું ? મને તો લાગે છે કે જર્મનો આપણા શાસ્ત્રમાંથી જ આ બધું બનાવતા શીખ્યા હશે. ! કહે છે કે જર્મનીમાં સંસ્કૃત પંડિતો ઘણા છે. સતુભાઈ, આજે અમારા ઉપર અનહદ ઉપકાર કર્યો. આપે અમને અસાધારણ જ્ઞાન આપ્યું. તમે દેશના નેતા થશો-તમે મહાવ્યક્તિ છો. આટલી ઉમરમાં કેટલું જ્ઞાન ?"

બીજી થોડી ઘણી ગોષ્ટી કરી, બધા મિત્રો જમી ઉઠયા.

થોડા દિવસ પછી સતુ અમદાવાદ તરફ વળ્યો.

અમદાવાદમાં કુસુમે ઘણા વહાલથી સતુને આવકાર આપ્યો. બધા ગુજરાતી પેપરોમાં તેણે સતુનું ભાષણ વાંચ્યું હતું. અગ્રલેખો પણ વાંચ્યા હતા. સતુ વગર તે સુકાઈ ગઇ હતી. પણ પેપરોમાં તેના સંબંધમાં અગ્રલેખો વાંચી તે આનંદ મેળવતી હતી.

જે દિવસે સતુ અમદાવાદમાં આવ્યો તે જ દિવસે ત્યાંના પેપરોમાં એવા સમાચાર આવ્યા હતા કે ન્યાયમુર્તી અમરનાથની પુત્રી અને અમદાવાદના પ્રખ્યાત ક્રોટયાધિપતિ શેઠ લાલચંદનું સગપણ થયું છે.

" બંને મોટા પુરૂષો રહ્યા તેથી તેમના સગપણની વાત છાપામાં પણ આવે !" તે બબડી. પાછી બોલી, " આ વાત સતુને કાને જવી જોઇએ નહીં. જો તે જાણશે તો તેને આ દુનીઆ ખારી લાગશે. તેના હ્રદયને મોટો આધાત થશે. કળે કળે એ વાત કહીશ."

એક દિવસ રાતે વાળુ કરી તે મા દીકરો બેઠાં બેઠાં વાત કરતાં હતાં.

" સતુ, તેં તારૂં વ્યકિતત્વ બતાવ્યું ખરૂં. તારૂં પ્રથમ ભાષણ ઘણું જ વખણાયું, વિચારો ભાવનાશીલ હતા. જો તે પ્રમાણે થાય તો હિંદમાં પુરૂષત્વ પાછું આવે અને સ્વરાજ મેળવી શકાય."

" અરે, બા, એ ભાષણમાં એવું કાંઇ જ નહોતું. પેપરવાળાએ નકામો છાપરે ચઢાવ્યો છે. લખવા માટે તેમને ખોરાક જોઈએ ને ? બીજુ કાંઇ લખવા ખોરાક હશે નહીં, તેથી મારા ભાષણથી પાનાં ભર્યાં છે. તેમના ઉપર ભરોસો રાખવો જ નહી. એ

લોક તો પવનચક્કી જેવા ! પ્રસંગ આવે તો કાલે ફરી પણ જાય અને મારી નિંદા કરવામાં પાછી પાની કરે નહીં." ભવિષ્યના વાદળોની ખબર નહીં હોવા છતાં તેનાથી ઉપર પ્રમાણે બોલી જવાયું.

" સતુ, તું આમ કેમ બોલે છે ? "

" આવું ન બોલે તો શું કરે ? ધારાસભામાં શું છે ? મત આપવાના અધિકાર છે. ધારો કે વધુ મતે મારું બીલ પસાર થાય તો પણ શું ? સરકાર તેનો અમલ ન કરે તો આપણે શું કરી શકવાના હતા ? વિલાયતમાં તો તે પ્રધાનમંડળને રાજીનામું આપવું પડે અને બીજું પ્રધાનમંડળ થાય. અહીં એવો અધિકાર ક્યાં છે ? "

" કહે છે કે જ્યારે આ રાજબંધારણને સુધારવામાં આવશે ત્યારે વડી સરકારમાં પણ પ્રજાપક્ષના પ્રધાનો નીમાશે. તને એ પ્રધાનપદ મળશે; અને તું પ્રધાન થાય ત્યારે તારા વિચારો અમલમાં મૂકજે."

" રાજબંધારણનો ફરી વિચાર કરવાને તો બહુ વાર. પણ અત્યારે આપણે બીજા ઇલાકામાં પ્રધાનોની સ્થિતિ જોઇએ છીએ ને? સ્વરાજ્ય હોય તોજ પત્તો ખાય."

" ગઈ વખતે ઈલાકાને પ્રધાનનો હક મળ્યો હતો અને હવે સ્વરાજ મળશે. તેમ વડી સરકારમાં પણ પ્રથમ પ્રધાનનો હક મળશે અને પછી સ્વરાજ મળશે. "

" સ્વરાજ શિવાય બીજી કોઈ ચીજમાં હું માનતો નથી. સ્વરાજ જ જોઇએ."

આ વાદવિવાદ ચાલતો હતો તે દરમ્યાનમાં હિરાચંદ આવ્યા. તેણે સતુના હાથમાં એક પત્ર મૂકયો. તેણે તે કાળજીપૂર્વક વાચ્યો. તેણે કુસુમના હાથમાં તે પત્ર મૂકયો.

" સતુ, શું કરવા ગભરાય છે ? ભલેને તે અમરનાથ ના કહે. પણ શૈલબાળા તને જ પરણવાની."

" પત્રમાં જોયું ? કેટલું અપમાન છે. ઘણી જ વિવેકભરી ભાષા વાપરી અપમાન કરવામાં બાકી રાખી છે ? એમાં કાંઇ વળવાનું નથી. આશા રાખવાથી શો ફાયદો ? "

" તારા જેવો યુવક આમ બોલે ? આ શબ્દો એક વીરને શોભે ? ભીરૂતા કેમ દાખવે છે ? મારો પુત્ર ભીરૂતા દાખવે ? આખા દેશમાં હાક વગાડી રહ્યો છે તો આ બાબતમાં આમ બોલે છે ? તું તારાં માતપિતાને લજવે છે. "

" બા, આવું પાણી ચડાવ્યાથી શું વળે ? " હિરાચંદે કહ્યું. " આ પત્ર વાંચી આશા રખાય ? "

" સતુ, બેટા, એક વાત મેં તને કહીં નથી. જ્યારે આ પત્ર આવ્યો છે ત્યારે કહું છું. " એમ કહી કુસુમે એક છાપું તેના હાથમા મુક્યું.

"આ, ગમે તેમ હોય પણ મને આ સમાચારમાં સત્યતા લાગતી નથી. આ સંયોગ સંભવતો નથી."

"શા ઉપરથી એમ કહે છે?"

"સીમલામાં તે મને મળી હતી. તેની સાથે થોડી ઘણી વાતચીત થઈ તે ઉપરથી એમ લાગે છે કે તે બાળા સંમતિ આપશે નહીં."

"તું કહે છે તે વાત ખરી પણ હોય. મે સાંભળ્યું છે કે અમરનાથની ધારાશાસ્ત્રી તરીકેની આવક મહીને વીસેક હજારની હતી. હવે તો ફક્ત ચાર હજારે મળે! તેને ઘણું દેવું થઈ ગયું છે. વધારામાં એમ પણ સાંભળ્યું છે કે લાલચંદે તેની પાસે રૂનો ધંધો કરાવ્યો. રૂના અને શેરના સટ્ટામાં અમરનાથે ગુમાવ્યું છે. ઘણો ઉંડો ખાડો ખોદ્યો છે. શૈલબાળાના સાટામાં લાલચંદે તે દેવું ખંડી વાળવા વચન આપ્યું છે. લાલચંદે અને અમરનાથે બે જણે મળી આ ચોકઠું ગોઠવ્યું હોય અને હિરાચંદના પત્રને લીધે છાપામાં પણ એ સમાચાર, શૈલબાળાની સંમતિ શિવાય, આવ્યા હોય."

"બાળાની સંમતિ શિવાય એ સુધારક કંઈ કરશે?"

"સતુભાઇ, હજી તમે દુનિઆ જોઈ નથી. જીભ વાપરવા વખતે સુધારક; પણ પોતાના હિતમાં વાંધો આવતો હોય ત્યારે પ્રથમ વર્ગના કુધારક!" હિરાચંદે કહ્યું.

"સતુ, આમ તો તું જૂના વિચારનો છે અને અત્યારે તારા સ્વાર્થને લીધે સુધારક બની ગયો!" કુસમે જરા ટકોર કરી. પાછી તે બોલી, "સતુ, અકળાઈશ નહીં. શાંતિથી વિચાર કર અને કંઈ રસ્તો શોધી કહાડ. આખા દેશના ભલા માટે રસ્તો શોધી કહાડવા તારામાં અક્કલ છે અને આને માટે નથી?"

બીજી થોડી ઘણી વાતો કરી, હિરાચંદે રજા લીધી.

સતુ તેના શયનખંડમાં ગયો. તે વિચારમાં પડયો. કંઈ પણ રસ્તો સુઝ્યો નહીં. છેવટે તેણે એક નોટ પેપર અને કલમ હાથમાં લીધાં. બે ત્રણ પત્રો લખ્યા અને ફાડયા. છેવટે તેણે નીચે પ્રમાણે એક પત્ર લખી કહાડયોઃ

"રા. રા. શેઠ લાલચંદ,

વિ. એક અગત્યના કામે આપને મળવા માગું છું. ક્યારે અવકાશ છે? ક્યાં મળું? કામ ખાનગી અને અગત્યનું છે. મળવું તો પડશે જ. હિતભરી વાત છે. વળતી ટપાલે પ્રત્યુત્તરની આશા રાખું? તેમાં દિવસ–વખત અને સ્થાન એટલું લખેલું હશે તો પણ ચાલશે. આપ વ્યવસાયી હોવાથી વધુ તસ્દી લેવાની જરૂર નથી.

લી૦ દેશના વંદેમાતરમ્."

આ પ્રમાણે પત્ર લખી એક કવરમાં બીડી તેણે તેજ સમયે પોસ્ટમાં નખાવ્યો. ત્યાર પછી પથારીમાં પડ્યો. ત્યાં પડ્યા પડ્યા ઘણા વિચારો કર્યા. મધ્ય રાત્રી સુધી તેને ઉંઘ આવી નહીં,

બીજે દીવસે તેને પત્ર મળ્યો. તેનું હૃદય ધડકવા માંડ્યું. તેણે નીચે પ્રમાણે વાંચ્યું:

" સતુ ઉપાને માલુમ થાય જે શ્રીયુત સર્વે શુભોપમાલાયક રા. રા. શેઠ સાહેબ લાલચંદ શેઠ એવું કોઇ અગત્યનું કામ જોતા નથી. એવા માણસ સાથે કાંઈ પણ જાતનું કામ પાડ્યું. નથી અને પાડવા માગતા નથી. ભટકતા—અને તેના છોકરા—સાથે તે કામ પાડતા જ નથી."

પત્રમાં સહી પણ નહોતી. સતુ અકળાયો. તેનું સ્વાભિમાન ઘવાયું. આંખો માંથી અગ્નિ વરસવા માંડ્યો. તે ઉઠ્યો. કોઇની શોધમાં નીકળ્યો. વાળુ કરેલું હતું. રાત્રીના નવેક વાગ્યાનો સુમાર હતો.

" લાલચંદ શેઠ, જરા ઉભા રહેશો ? " વિવેક પુરઃસર સતુ બોલ્યો.

" મારો પત્ર મળ્યો નથી? ભામટાને મારી સાથે વાત કરવાનો શો અધિકાર ? "

" વિવેકથી બોલશો ? "

" વિવેક મરી ગયો. તારા જેવા કુતરા પ્રત્યે વિવેક શો ? "

સતુ શાંત રહ્યો. મગજને શાંત રાખ્યું.

" આપનો વધારે વખત ગુમાવીશ નહીં. અમુક તારીખના પેપરમાં શૈલબાળા અને આપના સંબંધમાં જે સમાચાર આવ્યા છે તે ખોટા છે. મને ખબર છે, શૈલબાળા જેવી વ્યક્તિ તમારા જેવા શેઠ સાથે પરણે જ નહિં. કૃપા કરી છાપાંવાળાને લખી જણાવશો કે તે વાત બીનપાયાદાર છે ?"

" શૈલબાળાનું નામ લેવાનો તને શો અધિકાર ? ચાલ્યો ખસ. મને જવા દે. જો હવે એક ક્ષણ પણ રોકીશ તો જેવા જેવા હાલ કરીશ."

" એવી બીક દેખાડશો નહીં. એનાથી હું ગભરાતો નથી. મીલ માલીક હોવા છતાં હું વણકર છું ઇશ્વર કૃપાથી મારૂં શરીર સશક્ત છે. હજી પણ વખત વહી ગયો નથી. વિવેકથી વાત કરો અને તે છાપાવાળાને લખી મોકલવા વચન આપો જો તેમ નહીં કરો તો હું જાતે લખી મોકલીશ તે વાત અસંભવિત અને અસત્ય છે-મને ખબર છે."

" હું એ પ્રમાણે પત્ર ન લખું તો શું કરીશ ? "

આ જ સમયે રસ્તા ઉપરથી ચાર વ્યક્તિઓ પસાર થતી હતી. સતુ અને લાલચંદ એક બેઠકાને અડીને ઉભા હતા. રસ્તાથી થોડે દુર પણ હતા. તે વ્યક્તિઓએ સાદ

બાબતની ચર્ચા થાય. શલબાળા સંબંધી ચર્ચા મારાથી કરાવવા દેવાય ? લાલચંદના સંબંધમાં મારી પાસે લેખી પુરાવા છે તે વાત ખરી, પણ એવા પુરાવા દેખાડવાથી મારા સંબંધી તે શો વિચાર કરે ?. છુપી પોલીસનો માણસ મને તે ધારે. ચાડીઓ પણ કહેવાઉં. ખાનદાન ગૃહસ્થને એ શોભે ? ધારો કે તેણે રાજીખુશીથી સંમતિ આપી હોય, તો પણ તેને દુઃખી કરવાનો મને શો અધિકાર? બીડના કુતરા માફક મારાથી વર્તાય ? તેમ છતાં પણ એને સત્ય હકીકત તો જણાવવી જ જોઇએ. કી રીતે જણાવું ? શું લાલચંદ ફાવી જાય ? એક કાગડો હંસલીને લઈ જાય ? એ તો સંભવે જ નહિ. લાલચંદને તો નહિ જ ફાવવા દઉં." આ પ્રમાણે વિચાર કરતો કરતો તે પોતાના બંગલા તરફ જતો હતો.

જ્યારે તેની વિચારમાળા અટકી, ત્યારે તેના ઘાનું એને ભાન આવ્યું. પાછો તે બબડયોઃ "નીચ હીચકારાએ કેવો સખત ઘા કર્યો છે ?, આવા ઘાનો બદલો તો વાળવો જ જોઇએ, ખરેખર બદલો વાળ્યા વગર રહીશ નહિ."

એ જ ક્ષણે એનો બંગલો આવ્યો. વખત થયો હતોઃ બંગલામાં બધાં સુઇ ગયાં હોય એમ લાગ્યું. તે ખુશ થયો. દીવાનખાનામાં અંધારું હતું. તેણે ઇલેક્ટ્રીક બત્તી સળગાવી. તરત જ તેણે પોતાની માતાને જોઇ. કુસુમે રક્તધારા જોઇ.

"સતુભાઈ, અત્યાર સુધી ક્યાં ગયો હતો ? અને આ લોહી કેમ ? વાગ્યું ? શું વાગ્યું ?"

"બા, કાંઇ ખાસ વાગ્યું નથી. એ તો સાધારણ ઉઝરડો હશે."

"અરે, આ ઘા છે ને ? મને ફોસલાવ નહિં. ક્યાં વાગ્યું ? દાક્તરને બોલાવું ? ઘા તો સાફ કરાવવો જોઇએ, સારી દવા પણ લગડાવવી જોઇએ, મને તો લાગે છે કે પેલા લાલચંદનું કારસ્થાન હોવું જોઇએ. તે સિવાય બીજો કોઈ તારા ઉપર ઘા કરે નહીં."

"બા, શું કરવાને ગભરાય છે ? એવા ઘાથી શું થવાનું હતું ? તેં શી રીતે જાણ્યું કે એ લાલચંદનું કારસ્થાન હશે ? અને જો એનું કારસ્થાન હશે તો તેને એનો બદલો મળશે."

"ત્યારે લાલચંદે ઘા કર્યો તે વાત સત્ય. હું કેવી જાણી ગઈ ? એ ફાવ્યો ? તેં માર ખાધો અને એ સીધો પાંસરો ઘેર જઈ શક્યો ?"

"બા, હું લાલચંદનો હાથે માર ખાવાનો નથી."

"એની મને ખાત્રી છે. હવે મને બધી હકીકત કહે. મારો આત્મા એમ ચોક્કસ માને છે કે તે ફાવશે નહીં."

"બા, એમાં કાંઇ વળે નહીં. મારા પિતાજી પણ મળશે નહીં એમ લાગે છે. એ ન મળે તો શેવ........"

એનાથી વધુ બોલાયું નહીં. માતાની શરમ અને લાલચંદ પ્રત્યેના ક્રોધને લીધે તેની વાચા બંધ થઇ ગએલી દેખાઇ !

"સતુભાઈ, શાંત થા. મને બધી હકીકત કહે. મારાથી બને તો હું મદદ કરૂં."

સતુ બેઠો વાત કરવાથી હૃદય હલકું પડશે એમ ધારી તેણે બધી હકીકત કહી. કુસુમે એક ચિત્તે તે વાત સાંભળી. તે વિચારમાં પડી.

"ભાઇ, તેં શો વિચાર કર્યો? શી રીતે બદલો લેવા ધારે છે ? અને તું કહે છે કે તેઓ તેમળશે નહિં શા ઉપરથી ?"

"બા, ઘણી તપાસ કરી. દીલ્હીમાં તથા સીમલામાં પણ પૂછપરછ કરી. પન્તો મળતો નથી. વિલાયતમાં કોઇ આંગ્લબાળા સાથે લગ્ન કરી ત્યાં જ રહ્યા હશે અથવા મરણ પામ્યા હશે."

"એમાંથી એક પણ બનાવ બને નહીં. મારો આત્મા એમ કહે છે કે તે હયાત છે. હું સૌભાગ્યવતી છું. તે ચોક્કસ મળશે. કઈ રીતે બદલો લેવા માંગે છે ?"

કુસુમની આંખમાં રતાશ દેખાતી હતી. ધીમે ધીમે ભયંકરતા આવતી હતી. પોતાની ટેવ પ્રમાણે સતુએ તે નિહાળ્યું હતું. તે બોલ્યો, "બા, હજી મેં તે સંબંધમાં વિચાર કર્યો નથી. ઉતાવળથી એ વાત બને એમ નથી. શાંત મગજે વિચાર કરવો જોઇએ. હવે મને ઉંઘ આવે છે. કાલ સવારે વાત."

"કાલે સવારે વાત કે 'તરત દાન અને મહા પુણ્ય?' શું, તારા જેવો મરદ તેને જતો કરશે? તે હીચકારાથી તું ડરે છે ? માથા ઉપર આવો ઘા, તેમ છતાં કાલે સવારે વાત ? લડાઇ લડવી તો પુરેપુરી લડવી, નહિં તો લડાઈમાં ઉતરવુ જ નહી. પ્રથમથી જ વિચાર કેમ ન કર્યો ? માર ખાધા પછી બદલા માટે વિચાર કરવાનો ? મારો છોકરો થઇ આવી નામરદાઈની વાત કરે છે, ધારાસભામાં જઈ ફરજીયાત મીલીટરી શિક્ષણ આપી મનુષ્યત્વ અપાવાની વાત કરે છે અને તું મનુષ્યત્વ ગુમાવાની વાત કરે છે ? મને શરમ આવે છે. હું બૈરી જાત છું પણ મારાથી સહન થતું નથી. જો હું તારી જગ્યાએ હોઉં તો ધૂળ ભેગો કરી નાંખું ! અરે, તેમ કર્યા સિવાય ઘેર જ આવું નહીં. અપમાન સહન કરવાનું ? આવી ભીરૂતા ?" કુસુમમાં ભયંકરતાએ ભયંકર સ્વરૂપ પકડયું.

ક્રોધાવેશને લીધે તેનાથી બોલાયું પણ નહીં. સતુ સમજી ગયો. તેને ભીતિ લાગી. ત્યાંથીજ વાત અટકાવવા તેણે કહ્યું, "બા, મને ઉંઘ આવે છે. મારે ઉંઘી જવું છે. બા ! તેંજ મને એક વાર સલાહ આપી હતી કે 'ઉતાવળા સો બહાવરા' અને

આજે તું કેમ ઉતાવળી બને છે ? આજે હું થાકી ગયો છું. મીલમાં મને મારે આજે કામ વધારે હતું." આટલું બોલીને તે તરત જ ઉઠયો. પોતાના શયન ખંડમાં ગયો. મોં ધોયું. ઘા પણ ધોયો. સ્પીરીટ લગાડી તેને બરોબર સાફ કર્યો. ઘા લાંબો હતો પણ સુભાગ્યે તે ઉંડો નહોતો. પાછો નીચે ઉતર્યો. દીવાનખાનામાં જોયું. પોતાની માતા હજી ત્યાં જ બેઠેલી હતી. તેને તે તેના શયનખંડમાં લઇ ગયો. થોડી ઘણી બીજી વાતચીત કરી તે પાછો પોતાના શયનખંડમાં ગયો. ત્યાં જતાં પહેલાં તેણે ચારે બાજુ જોયું હતું. બધા માણસોને સુઇ ગએલાં જોયાં.

કુસુમને તેણે ઘણી સમજાવી પણ તેનો ક્રોધ શમ્યો નહી. જરા ઉંઘશે ત્યારે શાંત થશે એમ ધારી સતુ તેની પાસેથી ઉઠયો હતો.

તે પોતાની પથારીમાં પડયો. ઉંઘ આવી નહી ! વિચારમાળા લાંબી થતી ગઈ. ઘડીઆળમાં એકનો ટકોરો થયો પણ નિદ્રાદેવીએ તેને આશ્રય આપ્યો નહિં. તેને કંઇ વિચાર આવ્યો હોય એમ લાગ્યું. તે ઉઠયો. કુસુમના શયનખંડ તરફ તે ગયો. બારણે કાન ધર્યા. કંઈ પણ અવાજ સંભળાયો નહિં. તેણે ધીમે રહીને બારણાં ઉઘાડયાં. તે અંદર ગયો. પથારીમાં પોતાની માતાને જોઈ નહીં. તે ગભરાયો. બંગલાના બધા ઓરડામાં ફરી વળ્યો. કોઇ સ્થળે કુસુમનો પત્તો તેને મળ્યો નહીં. તે બંગલાના કંપાઉન્ડમાં ગયો. ધીમો ધીમો વરસાદ આવતો હતો. મોટરના તબેલામાં જઇ આવ્યો; મોટર હતી. નોકરોના આવાસમાં તપાસ કરી. બધાં સુતેલાં દેખાયાં. એક વીજળીનો ચમકારો થયો. તે વખતે તેણે કુસુમનાં ચંપલનાં પગલાં જોયાં. તે ચમક્યો. પોતાના દીવાનખાનામાં ગયો.

"તે ક્યાં હશે ? સંગોસમાં ગઈ હશે ? તેમ હોય તો ચંપલનાં પગલાં બહાર કેમ દેખાય ? માણસોને જગાડું ? તેમને શોધવા કહું પણ તેમ કહીશ તો માણસો જાણી જશે અને તેઓ ગામમાં વાત કરશે. આ વાત ફેલાવવી જોઈએ નહીં. ભયંકર રાત્રી લાગે છે ?"

પાછો તે ઉઠયો. ફરીથી બંગલો શોધવા માંડયો.

"કોઈ જગ્યાએ દેખાતી નથી અને મને ઉંઘ આવતી નથી. શું કરું ?"

તે પોતાના શયનખંડમાં ગયો. થોડાં કપડાં પહેર્યાં. તે બહાર નીકળ્યો. વરસાદ બંધ થયો હતો એમ લાગ્યું. યંત્રવત તે લાલચંદના બંગલા તરફ ચાલ્યો.

સવારના પાંચ વાગ્યા હતા. તે સમયે એક વ્યક્તિ સતુના બંગલામાં પેસતી દેખાઇ. તેણે ધીમેથી દીવાનખાનાનું બારણું ઉઘાડયું. અવાજ કર્યા શિવાય તે વ્યક્તિ બંગલાના અંદરના ભાગમાં ગઇ કોઈ સ્થળે તેણે બતી સળગાવી નહીં.

થોડી વારે સતુના શયનખંડનાં બારણાં ઉઘડયાં. તે પાછો ઘેર આવ્યો હતો. આવીને પુનઃ બધો બંગલો દીવાસળીના અજવાળાથી તપાસ્યો. કુસુમનાં ચંપલનાં પગલાં તેણે જોયાં. મંત્રવત્ તે કુસુમના શયનખંડ તરફ વળ્યો. ધીમેથી તે ખંડનાં બારણાં ઉઘાડયાં. ઈલેક્ટ્રીક બત્તી સળગાવી:

" બા, તું ક્યાં ગઈ હતી ? આખા ઘરમાં કોઇ સ્થળે દેખાતી ન હોતી. તારા ચંપલના પગલાં છે. વરસાદમાં ક્યાં ગઇ હતી ? અને આરામ ખુરશીમાં કેમ પડી છે ? પથારીમાં સુતી જ નથી ? બા; તું શું કરવા માંગે છે? તારી આંખમાં કેટલી બધી ભયંકરતા દેખાય છે ? "

" ભાઇ સતુ, તું મારી ફીકર કરીશ નહી. મને બધી વાતનો પત્તો મળ્યો છે. હવે તારે ફીકર કરવી નહીં. જે કરવાનું હતું તે બરોબર કર્યું છે. હવે તારા સુખના દિવસ પાસે આવે છે. "

" તેં શેનો પત્તો મેળવ્યો છે ? તેં શું કર્યું છે ? મારા સુખના દિવસ શી રીતે પાસે આવે છે ? મને શું દુઃખ છે ? "

" તને શું દુઃખ છે ? તને શું દુઃખ છે ?........"

" બા, તું આકળી ન થા. ઇશ્વર સહુ સારાં વાનાં કરશે. બા, તું જરા ઉંઘી જા. થોડી પણ ઉંઘથી તું શાંત થઇશ. અત્યારે પાંચ વાગ્યા છે. જો તું ઉંઘીશ નહીં તો ઘરનાં માણસો વાતો કરશે અને આપણો ફજેતો થશે. "

કુસુમ શાંત થઇ. તે બેઠી. પાછો વિચાર આવ્યો. તે બોલી, " સતુ, હું તને બધી વાત કહું ? બેસ. મને બધી વાતનો પત્તો મળ્યો છે. તારી મનોવાંછના પૂરી પડશે. તને પૂરેપૂરૂં સુખ મળશે. તું બેસ. હું ખુલાસેથી વાત કરૂં "

સતુ પાસેની ખુરશીમાં બેઠો. તે પોતાની પથારીમાં બેઠી.

" સતુ ! કહું ? ના, ના. નહિ કહું. હમણાં નહિ અત્યારે યોગ્ય સમય નથી. હજી વાત અધુરી કહેવાય. હમણાં નહિં કહું. મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે આ રાતમાં મને આટલી બધી માહિતી મળશે અને આવું કામ સરળતાથી પાર પડશે. પણ બધા સંયોગો અનુકુળ આવી ગયા. "

" બા, મને બધી વાત કહે. "

" ના, હમણાં નહીં. હજી થોડી વાર છે. પણ સતુ, હજી એક વાત રહી છે. ના, હમણાં નહિં કહું. હમણાં કહું તો તારો આત્મા દુખાય. જા, ભાઈ, સુઇ જા. હવે માણસોને ઉઠવાનો સમય થયો છે. રોજ પ્રમાણે જ બધું થવું જોઈએ. જો આપણે આ પ્રમાણે બેઠાં હોઇશું તો તે લોકને શંકા આવશે અને ગમે તેમ કેટલી વાતો કરશે. માણસ-ચાકરથી બહુ સંભાળવું જોઇએ. હું પણ સુઈ જાઉં છું અને તું પણ સુઇ જા. જલદી કર. "

સતુને કંઈ સમજ પડી નહીં પણ તેણે કોઈ અદૃષ્ટ ભયંકરતા જોઈ. માણસ ચાકરથી તો તે પણ ગભરાતો હતો. ફજેતાથી તે ઘણો બીનો હતો. તેને લાગ્યું કે અત્યારે કુસુમ વાત કરવાની નથી. વધુ વાર બેસવાથી ફજેતાને આમંત્રણ આપવા જેવું છે. તે ત્યાંથી ઉઠયો. પોતાના શયનખંડ તરફ વળ્યો.

"બા, તું પણ સુઇ જજે, નહી તો માણસો ફજેતો કરશે." એટલું કહી તે પોતાના શયનખંડમાં ગયો.

કુસુમ પણ પોતાના પથારીમાં પડી. તે પણ થાકી ગઇ હતી. એક ઝોકું આવ્યું, પરંતુ રોજના નિયમ પ્રમાણે તે ઉઠી. સાતેક વાગ્યાનો સુમાર હતો. સ્નાન વિગેરે નિત્ય નિયમથી પરવારી તે પોતાના ઓરડા તરફ જતી હતી, તે જ સમયે તેણે પોલીસ અમલદારોને પોતાના બંગલામાં પેસતાં જોયા. તેણે પોતાની સ્વસ્થતા ગુમાવી નહીં. આવકાર આપી તેમને ખુરશી ઉપર બેસાડયા.

"અમારે સતુભાઈનું અગત્યનું કામ છે. તેઓ મળશે?"

"હજી સુતા છે. ઉઠાડું?"

"આપનો ઉપકાર થશે."

તરત જ તેણે ભટને બુમ પાડી. સતુને જગાડવા સુચવ્યું.

સતુના શયનખંડના બારણા ઉપર ટકોરા થયા. સતુ ઉઠયો. ભટે બધી વાત કહી. જલદીથી તેણે દંતધાવનની વિધિ કરી લીધી. તરત જ તે ચા દીવાનખાનામાં લાવવાનો હુકમ આપી નીચે ઉતર્યો.

કુસુમ નીચે દીવાનખાનામાં જ બેઠેલી હતી. તે પોલીસ અમલદારો સાથે વાત કરતી હતી. તેના મુખ ઉપર સ્વસ્થતા હતી. રાતે કંઇ જ બન્યું નથી એમ એના મુખ ઉપરથી દેખાતું હતું. કુસુમની સ્વસ્થતા જોઇ તેને સંતોષ થયો.

પોલીસ અમલદારોનું નામ સાંભળી તે ચમકયો હતો. રાતના અવનવા બનાવો તેની આંખ આગળ તરી આવ્યા. તે જરા અસ્વસ્થ બન્યો હતો, પણ પોતાની માતાના મુખ ઉપર સ્વસ્થતા જોઈ તેને જરા શાંતિ વળી હતી.

સતુ જ્યારે દીવાનખાનામાં દાખલ થયો ત્યારે પોલીસ અમલદારોએ તેને સલામ કરી.

"પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ મિ. ગામડીઆ, તમે ક્યાંથી? મી. રામરાવ, તમે પણ આવ્યા છો? આવો, આવો. ચાર જણની જોડી અહીં કયાંથી? ભટ, ચા લાવ્યો કે?"

કેશવલાલ અને માધવલાલ બે પોલીસ ફોજદારો તરત જ સતુની પાછળ ચોરે કુ જઇને ઉભા. સરફોજદાર રામરાવ તેની પાસે જઇને ઉભા રહ્યા અને પોલીસ સુપ્રીટેન્ડન્ટે પોતાનું સ્થાન છોડયું નહિં. ત્યાંથી જ તે બોલ્યો, "મી. એસ. સ્. મહેતા. એમ. એલ. એ., આપ પોતે જ ને?"

"કેમ ગામડીઆ સાહેબ, તમે મને ભૂલી ગયા ? આ સવાલ તમારે પૂછવો પડે છે ?"

"માફ કરજો, મી. મહેતા: અત્યારે મારે મારી ફરજ બજાવવાની છે. અત્યારે મારે બધી ફરજ બજાવવી જ જોઇએ. આપને કંઇ પણ કહું તે પહેલાં મારે આપને સુચવવું જોઇએ કે જો આપ એક પણ શબ્દ બોલશો તો તે આપની વિરૂધ્ધ પુરાવામાં વાપરવામાં આવશે. લાલચંદ મોતીચંદ ફકીર ઘેલીવાળાનું આજ રાત્રીએ ત્રણ-ચારના સુમારે ખુન થયું છે અને તે ખુનના આરોપસર આપના ઉપર વોરંટ છે. તે વોરંટ બજાવવાનું કામ મારા ઉપર આવ્યું છે અને આપ અત્યારે કેદી છો. અહીંથી નાસવાનો પ્રયત્ન કરશો નહીં. આપ એક શબ્દ પણ બોલશો નહિ. આટલી સુચના આપવા છતાં પણ જો બોલશો તો પ્રત્યેક શબ્દ આપની વિરૂદ્ધ પુરાવામાં દાખલ થઇ શકશે. આપના ઉપર ખુનનો આરોપ છે તેથી મારે હાથકડીઓ નાંખવી પડશે. મારે કાયદાને તાબે થવું પડે. કાયદો ઉંચ-નીચનો તફાવત રાખતો નથી."

"વોરંટ બતાવશો ?"

"આ સવાલની હું આશા જ રાખતો હતો. આ રહ્યું વોરંટ."

"વોરંટ બતાવ્યા શિવાય આપનો પકડવાનો અધિકાર ખરો ? વોરંટ બતાવ્યા પહેલાં મને કેમ કેદ કર્યો ? અને જે સુચના તમે મને આપી તે પ્રત્યેક ગુન્હેગારને પકડતી વખતે આપો છો ખરા કે ?"

જ્યારે મી. ગામડીઆએ ખુનનું નામ દીધું તે વખતે તે જરા અસ્વસ્થ થયો હતો. પણ તરત જ તેણે સ્વસ્થતા મેળવી હતી. કુસુમ ત્યાં જે હતી તે આભી જ બની ગઈ હતી. તે તો યંત્રવત્ ત્યાં ઉભી રહી.

મી. ગામડીઆએ કંઇ જવાબ આપ્યો નહીં! વોરંટ પ્રથમ ન બતાવ્યું તેથી તે ખેદ થયો. પોતાની નોકરીને આઘાત થશે એમ લાગ્યું.

"બેસો, તમે ચા પીઓ. મેં ચા પીત્રી નથી. આપણે બધા ચા પીને જઇએ. હું નાસી જઇશ એમ લાગે છે ? સાધારણ માણસોને આપ કેવી રીતે પકડતા હશો એ સમજાયું."

"મી૦ મહેતા; માફ કરજો; હવે ચા પીવાની પરવાનગી અપાશે નહીં. આપના ઘરની અત્યારે કોઇ ચીજ અમારે કામ લાગશે નહીં."

તરત જ ફોજદારોએ હાથકડીઓ નાંખી. સરફોજદારે ખભા ઉપર હાથ મૂક્યો. હાથે દોરડું બાંધ્યું નહિ.

બહાર એક મોટર ઉભેલી હતી. તેમાં બેસાડી તેઓ સતુને લઈ ગયા.

રસ્તામાં કામદાર વર્ગના ટોળેટોળાં તેણે જોયાં. મીલોમાંથી ધુમાડા બંધ થવા પણ તેણે જોયા.

---

# [ ૧૮ ]

## સતુના સમાચાર પ્રસરે છે.




"બાળા, તને કેટલામું વર્ષ બેઠું ?"

"સત્તર પુરાં થઈ અઢારમું બેઠું. વખતે શાળાના રજીસ્ટર પ્રમાણે થોડી મોટી પણ હોઉં !"

"ત્યારે તારાં લગ્ન થઈ જવાં જોઇએ. હિંદુસ્થાનના ગરમ પ્રદેશમાં પંદર-સોળ વર્ષની ઉંમર લગ્ન લાયક ગણાય."

"મને ઓગણીસમું વર્ષ બેસે ત્યારે એ વિચાર કરો તો ઠીક. હજી મારે કોલેજમાં ભણવું છે."

"લગ્ન પછી નહી ભણાય ?"

"કાંઇ નક્કી કહેવાય નહીં."

"ભણવા સંબંધી વ્યવસ્થા આપણે પ્રથમથી કરીશું. જો તે બાબતમાં શરમ રાખ્યા વગર ખુલ્લા મનથી મારી સાથે તારે વાત કરવી. તું લાલચંદને ઓળખે છે. તેના કુટુમ્બ સાથે આપણો સારો પરિચય છે તેની સાથે તારૂં લગ્ન યોજાય તો ? તે માણસ પાસે પૈસા છે જે સ્થિતિમાં તું ઉછરી છે તે જ સ્થિતિમાં રહી શકીશ. લગ્ન પછી પણ તને સીમલા વિગેરે સ્થળોએ જવા મળશે. શું ખોટું છે ?"

"પિતાજી. તેણે કેળવણી કેટલી લીધી છે ? તાર વાંચતાં આવડે એટલું જ્ઞાન કે વધારે ?"

"તેનું આપણે શું કામ છે ?"

"જેની સાથે મારે જીંદગીભરનું પનારૂં પાડવાનું, તેની કેળવણી સંબંધી શું કામ છે ? એમનો સ્વભાવ તમને ખબર છે ? તેઓ તો સ્ત્રીને ગુલામ તરીકે ગણશે. જો મારો વિચાર પુછો તો મારો પ્રત્યુત્તર નકારમાં છે."

"બાળા, બધાનો વિચાર કરીનેજ એ વાતમેં નક્કી કરી છે. હજી તુ બાળક છે."

"જો તમે નક્કી કર્યું હોય તો મને પુછો છો શું કામ ?"

અમરનાથનું મોં ઉતરી ગયું. તેના મુખ ઉપર ઉદ્વેગ જણાતો હતો.

" બાળા, તું આવો જવાબ આપીશ એમ હું માનતો નહોતો. આ વાત પેપરોમાં પણ આવી ગઈ છે, તો પણ તે સંબધેમાં તું એક અક્ષર પણ બોલી નહોતી. આપણે તેમને બંગલે મ્હીનાના મહીના રહ્યાં છીએ તો પણ તેં વાંધો લીધો નહોતો. પ્રત્યેક વેળાએ તું હેતથી વર્તતી હતી. બાળા તું મારા શબ્દની અવગણના કરીશ ? "

" પિતાજી, જ્યારે જ્યારે આપ તે લોકના, બંગલે ઉતરવાની વાત કરતા હતા. ત્યારે વગર આનાકાનીએ મેં સંમતિ આપી નહોતી. આપના વખતની ચુંટણીના પ્રસંગે મે જુદો બંગલો રાખવા સુચવ્યું હતું પણ આપે ઘણી મુશ્કેલીઓ દર્શાવી હતી તેથી જ મેં સંમતિ આપી હતી. એ લોક આપણા યજમાન હતા તેથી તેમની સાથે સભ્યતાથી વર્તવું જોઇએ તેમ ધારી તે પ્રમાણે વર્તતી હતી. કોઇ દિવસે પણ મેં એમને સાસરીઆ તરીકે માન આપ્યું ન હતું. વધારામાં તે પુરૂષ પ્રત્યેક સમયે સ્વામિત્વ દર્શાવવા આવતો હતો, મને ઘણી ચીડ ચડતી હતી; પરંતુ આપ તે વખતે ધ્યાન આપો એમ નહોતા તેથી મુંગી મુંગી સહન કરતી હતી. કેળવણી વગરના મનુષ્ય તો સ્ત્રીને ગુલામ તરીકે જ ગણે. પૈસો હોય તેથો જ્ઞાન આવે છે ? મારે પૈસાને વરવું નથી. "

ન્યાયમૂર્તિ અમરનાથ ઉદ્વેગથી ધ્રુજી ઉઠયા. બોલવાનીજ સમજ પડી નહીં. જીવ તાળવે ચોંટી ગએલ જણાયો. તે છેવટે બોલ્યા, " બાળા, હું તને દુખી કરવા માંગતો નથી. મારે જે હકીકત કહેવાની છે તે સાંભળ. ત્યાર પછી વિચાર કરી જવાબ આપજે. તું ધારે છે એવી મારી આર્થિક સ્થિતિ સારી નથી. જ્યારે હું બારીસ્ટર તરીકે પ્રેક્ટીસ કરતો હતો ત્યારે મારી માસિક કમાણી લગભગ રૂ. ૨૫) હજાર હતી. તે કમાણીના પ્રમાણમાં આપણું ખર્ચ હતું. આ લાયબ્રેરીનું શું ખર્ચ ધારે છે ? બાકીના રૂપીઆ શેર વિગેરેમાં રોક્યા હતા. શેરોની શી દશા થઇ છે તે તને ખબર છે? તે ઉપરાંત મારા નશીબે એક ભુલ કરાવી છે. લાલચંદના આગ્રહથી મેં રૂનો ધંધો કર્યો. તેમાં મોટી ખોટ ગઇ છે. લાલચંદનો હું ઋણી છું. જો તારૂં લગ્ન થાય તો હું એ ચિંતામાંથી છુટું એમ છું. થોડા દિવસ ઉપર જયારે એ અહીં આવ્યા હતા ત્યારે તે સંબધી વાત કરતા ગયા છે. બધા રૂપીઆની તે પહોંચ આપવા તૈયાર છે. લગ્ન કરીએ નહીં તો તે તેના પૈસાનું દબાણ કરે છે. દાવો માંડવા તૈયાર થયો છે. હું ફજેતાથી ગભરાઉં છું. એક ન્યાય મૂર્તિનો ફજેતો ? આ સ્થિતિ, કરતાં એક બેરીસ્ટર તરીકે હું ઘણો સુખી હતો. આનું રાજીનામું આપવા રોજ મન થાય છે, પણ તે દરમ્યાન જો તે દાવો માંડે તો મારો ફજેતો થાય અને મારી પ્રેક્ટીસમાં પણ વાંધો આવે. પ્રત્યેક રીતે તને સુખ આપવા તેણે કબુલ્યું છે. હવે તને વાંધો છે ? વિચાર કરી જવાબ આપજે. તારા જવાબ ઉપર મારી જીંદગી અવલંબી રહેલી છે. "

"ત્યારે રૂપા બદલામાં મને વેચવાની છે? પૂર્વના સમયમાં સ્ત્રીને એક ચીજ તરીકે ગણવામાં આવતી હતી અને તે વેચાતી હતી. આધુનીક સમયના એક ન્યાયમૂર્તિ પણ એમ જ કરશે?"

"પૂર્વના સમયમાં સ્ત્રીને થોડું સન્માન મળતું નહોતું. એ વિષયાંતર ઉપર આપણે વાદવિવાદ કરવો નથી. અત્યારે જવાબ ન આપવો હોય તો ન આપીશ. મારી સ્થિતિ સમજાતી છે. તારી ના અને મારૂં મૃત્યુ બરાબર છે."

"ચંદુલાલ મહેતાએ મને કેટલીક વાત કહી હતી તે સત્ય લાગે છે."

"એ રખડતો તને મળ્યો હતો.?"

"કેમ? થોડા દિવસ ઉપર જ આપણે સીમલામાં મળ્યાં હતાં? તે વખતે મને એણે કહ્યું હતું કે લાલચંદ સંબંધી લેખી પુરાવા મારી પાસે છે. મને તો લાગે છે કે એ બધી ખોટ ખોટી બતાવી છે. એક ભય ઉત્પન્ન કર્યો છે અને ભયની ભીતિ બતાવી આપની પાસે હા કહેવડાવી છે. આપ ન્યાયમૂર્તિ થયા છો તો પણ મારા સંબંધી આવો ન્યાય કરવાના છો?"

"એ ભામટાએ તારી સાથે વાત કરવાની હિંમત કરી હતી?"

"આપની રૂબરૂમાં જ અમદાવાદ સ્ટેશને તેણે વાત કરી હતી. આપે જ વાત ઉપાડી હતી. અને એણે વાત કરી તેમાં શું ખોટું થયું?"

"શું, તારે એની સાથે પરણવાની લાલસા છે? એણે વાત કરી તેમાં શું ખોટું? એ અજ્ઞાતબાપનો છોકરો એમ તારી સાથે વાત કરવાની હિંમત ધરે?"

"પિતાજી, આપ અન્યાય કરો છો. ભલે, અત્યારે તેના પિતા અજ્ઞાત છે, પણ કોઇ વખત જાહેર થશે. જ્યારે તેનું નામ જણાશે ત્યારે આપને ખબર પડશે કે તે પણ એક આપના જેવા ધારાશાસ્ત્રી છે. વધારામાં તે કેળવાએલો યુવાન છે. વડી ધારાસભાનો સભ્ય છે. તે અજ્ઞાન પિતાનો છોકરો આખા હિંદુસ્થાનમાં જાણીતો થયો છે, અને માનીતો પણ થવા માંડયો છે. જ્યારે એણે અમદાવાદમાં પગ મૂક્યો હતો ત્યારે તેને કોઇ જાણતું પણ નહોતું. તે આપની સામે ચુંટણીની ધમાલમાં આવ્યો! અને આપ તેત્રીસ મતે જ જીત્યા! કોના પ્રતાપે તેણે હાર ખાધી? તે લાલચંદના નીચ અને હીચકારા હુમલાથી. અત્યારે તે આખા ગુજરાતનો પ્રતિનિધિ છે અને આખા હિંદુસ્થાનનો માનીતો છે. જો એ સ્થિતિમાં લાલચંદ મુકાયા હોત તો નામના મેળવી શકત? કદી નહીં. મને તો ભાવનાશાળી, આશાવાદી, હિંમતવાળો, પુરૂષાર્થ દાખવી શકે અને વ્યક્તિત્વ પ્રસરાવી શકે એવો મરદ યુવાન પસંદ છે. પૈસાને શું કરે?"

"તું એક મજુરનો પક્ષ લે છે? એની સાથે તું લગ્ન કરવા માંગે છે? મારી આજ્ઞા છે કે તારે એ ભામટાનું નામ લેવું નહિ."

બન્ને મુંગાં રહ્યાં. પ્રત્યેક અગ્રગણ્ય ધારાશાસ્ત્રી તથા ન્યાયમુર્તિ પાસે સારી લાયબ્રેરી હોય છે. કાયદાના પુસ્તકો મોઘાં હોવાથી પ્રત્યેક માણસે તેવી લાયબ્રેરી રાખતો નથી અમરનાથની પ્રેક્ટીસ સારી હોવાથી તેણે સારી લાયબ્રેરી વસાવી હતી અને લાયબ્રેરીના ઓરડાને અભ્યાસગૃહ બનાવવામાં આવ્યું હતું. વાળુ કર્યા પછી શૈલબાળા સાથે થોડી વાર અભ્યાસગૃહમાં ગપાટાં મારી, પોતાના કામના કાગળો વાંચવા એવો નિયમ હતો. તે અવસરે શૈલબાળા પણ ત્યાં જ બેસતી અને પોતાનો અભ્યાસ કરતી. અમદાવાદમાં જે રાત્રીએ કેટલાક ભયંકર બનાવો બન્યા હતા, તે જ રાત્રીએ રોજના નિયમ પ્રમાણે અમરનાથ અને શૈલબાળા અભ્યાસગૃહમાં ઉપર પ્રમાણે વાતો કરી રહ્યાં હતાં.

" તે બદમાસે તેના ભાગીદાર પાસે મને એક પત્ર પણ લખાવ્યો હતો. મે તેનો યોગ્ય જવાબ પણ આપી દીધો છે. જો, આ રહ્યો તેના તરફનો પત્ર. તેની ઉપર જ મારા પ્રત્યુત્તરની નોંધ કરી છે. બાળા, તે સંબંધી તેં તેની સાથે વાત કરી છે ? "

" નાં, તે સંબંધી મેં વાતચીત કરી નથી. "

" અને હવે પણ એ સંબંધી તારે વાત કરવી નહિ. "

" પિતાજી, આપણે વાચાથી એમ કહીએ છીએ કે પ્રત્યેક પુત્રીને પોતાના લગ્નના સંબંધમાં પોતાનો વિચાર દર્શાવવાનો અધિકાર છે. જુના વિચાર પ્રમાણે જે માતા પિતા લગ્ન કરાવી આપે છે તેમને ધિક્કારીએ છીએ. આપણે કયી પદ્ધતિ ધારણ કરી છે ? "

" નવી પદ્ધતિ. જો પુત્રી ખોટા વિચારે ચડી હોય તો નવી પદ્ધતિ પ્રમાણે પણ વારવાનો અધિકાર છે. "

" અને દેવા પેટે પુત્રી આપવાના વિચાર: તે પણ નવી પદ્ધતિ પ્રમાણે કે ? "

અમરનાથ ગુસ્સાથી ધ્રુજવા લાગ્યો. મુખની બહાર શબ્દ નીકળી શક્યો નહિ. તે અવાક્ બન્યો શૈલબાળા બધી વાત સમજી ગઇ. ત્યાંથી ઉઠી જવાનું તેણે ઉચિત ધાર્યું. પોતાના શયનખંડમાં જઇ પથારીમાં પડી. યંત્રવત્ અમરનાથ ત્યાંજ બેસી રહ્યો ! કેટલાએ કલાક પછી તે ત્યાંથી ઉઠયો અને પોતાની પથારીમાં પડયો.

બન્ને જણને ઉંઘ આવી નહીં. તેમની વિચારમાળા અટકી જ નહિ, પાછલી રાતે ઉંઘ આવી હોય એમ લાગ્યું. રોજના નિયમ કરતાં બન્ને જણ મોડાં ઉઠયાં. રોજના નિયમ પ્રમાણે ચા માટે પાછા અભ્યાસ ગૃહમા એકઠાં થયાં. બન્નેમાંથી કોઇ પણ બોલતું નહોતું. નવેક વાગ્યાનો સુમાર થવા આવ્યો હતો. થોડી વારે તેના ચોપદારે એક તાર લાવીને ન્યા. મૂ. અમરનાથ આગળ ધર્યો.

"ઓ રામ, હું ધારતો જ હતો. ભયંકર યુવાન—"

"પિતાજી, શું થયું?"

"શું થયું? જો, તારા સતુએ શું કર્યું?" એમ કહી તે તાર તેણે શૈલબાળા તરફ ફેંક્યો.

"ગઈ રાતના પાછલા પહોરે લાલચંદનું ખુન. સતુ શકદાર. તેને પકડ્યો છે. પુરાવો મજબુત લાગે છે. મોતીચંદ" આ પ્રમાણે તાર વાંચ્યો.

"સતુ શકદાર! તેને પકડ્યો છે? તે ખુન કરે? બીલકુલ અસંભવિત વાત."

"હજી તું એનો પક્ષ છોડતી નથી?" આટલું બોલતાં બોલતાં તે ધ્રુજવા માંડ્યો. તેના મગજમાં ખુનનો કે સતુનો વિચાર જ નહોતો. તે તો પોતાના વિચારથી ગાંડો થઈ ગયો હતો. હવે દેવું કેવી રીતે પતાવશે, તે વિચારે તેનું મગજ ચગડોળે ચડ્યું હતું.

થોડી વારે તે શાંત થયો. તે બોલ્યો, "બાળા, તને શંકા લાગે છે? કેટલા વર્ષથી એ બે જણ વચ્ચે શત્રુતા ચાલે છે? સાંભરે છે? ચુંટણીના પરિણામ પછી તે બે વચ્ચે ચકમક ઝરી હતી? ત્યાર પછી પણ એ બે જણ વચ્ચે વિખવાદ ચાલ્યા કરતો હતો. આખા અમદાવાદમાં સતુ શિવાય લાલચંદનો બીજો કોઈ વેરી છે? હજી મને આખા કેસના સમાચાર મળ્યા નથી. પણ મને શંકા લાગતી નથી."

"પિતાજી, આ બાબતમાં આપ અત્યારે શી રીતે અભિપ્રાય દર્શાવી શકો? આપ ન્યાયમૂર્તિ છો તો પણ અત્યારથી આવો અભિપ્રાય દર્શાવો છો?" લાલચંદના મૃત્યુના સમાચાર સાંભળી તે જરા આનંદમાં આવી હતી. પણ સતુના પકડાયાના સમાચાર સાંભળી તેને આઘાત થયો હોય એમ લાગતું હતું.

તે જ સમયે બીજો તાર આવ્યો.

"સતુની છરીથી પીઠ ઉપર ઘા થયો છે. છરી ઉપર સતુનું નામ છે. સતુ જ ખુની લાગે છે. તમે ધારાશાસ્ત્રી રહ્યા હોત તો કેટલી મદદ મળત. મોતીચંદ."

"પિતાજી, સતુ પીઠ પાછળ ઘા કરે એવો યુવાન નથી. પીઠ પાછળ ઘા છે તેથી મને એમ ચોક્કસ લાગે છે કે સતુ જવાબદાર નથી. સતુની છરીથી બીજા કોઈએ ઘા કર્યો હોય એમ લાગે છે. આવો ઘા ક્યાં તો કોઈ સ્ત્રીનો હોવો જોઇએ અથવા કોઈ હીચકારાનો હોવો જોઇએ સતુ નિર્દોષ છે."

"આટલો પુરાવો હોવા છતાં હજી તું એનો પક્ષ મૂકતી નથી."

"આ કેસમાં આપ ન્યાયમૂર્તિ તરીકે વર્તતા નથી. મોતીચંદના ધારાશાસ્ત્રી પ્રમાણે વર્તો છો. નિષ્પક્ષપાતપણે વિચાર કરશો તો આપ મારા વિચાર સાથે સંમત થશો."

"તારા કરતાં મેં થોડાંક ચોમાસાં વધારે જોયાં છે. એવા યુવકોની સાથ્થી ભોળાઈ જવું નહીં. હિંમત ધરીને ગયા હશે પણ ઘા કરવો સહેલી વાત નથી. બોલવામાં જ હિંમત, પણ વર્તનમાં ભીરૂતા! મારે વધારે માહિતી મેળવવી જોઈએ. અમદાવાદ તાર કરૂં ?"

"પિતાજી, આપ ન્યાયમૂર્તિ છો તેથી આપે આવા પ્રસંગોથી દૂર રહેવું જોઇએ. નિષ્પક્ષપાતપણે બધું નિહાળવું જોઇએ, ધારાશાસ્ત્રી તરીકે વર્તવું જોઇએ નહી. આપના દરજ્જાનો યોગ્ય વિચાર કરશો."

જે સમયે અમરનાથ અને શૈલબાળા વચ્ચે આ વાત ચાલી રહી હતી તે સમયે અમદાવાદમાં ખળભળાટ થઈ રહ્યો હતો. દુનિયા દોરંગી છે. કેટલાક એમ અભિપ્રાય દર્શાવતા હતા કે સતુ ખુન કરે જ નહી અને કેટલાકએક એની વિરૂધ પણ બોલતા હતા. થોડાજ સમયમાં કામદાર વર્ગમાં તે વાત પ્રસરી ગઇ તે વર્ગનો તે માનીતો હતો તેથી કામદારો મીલોમાં કામ કરતા બધ થયા. થોડાં ટોળાં તો સતુએ મોટરમાંથી જોયાં હતાં. સાબ મતી જેલ આગળ કામદાર વર્ગનો જમાવ થયો. શ્રીમ ત વર્ગમાંથી ઘણા એમ માનતા હતા કે ખાનગી દ્વેષને લીધે વખતે સતુએ ખુન કર્યું પણ હોય ?

"જયારે હું પ્રથમ આ જેલમાં આવ્યો ત્યારે વાતાવરણ જુદુ હતું. તે વખતે હું ચોકસ નિર્દોષ હતો. આ વખતે પણ હું તો નિર્દોષ જ છુ; પરંતુ મારે એક જણની આબરૂ સાચવવાની છે. જયારે કાલે રાતે મેં મારી માતાને વાત કરી ત્યારે તે ફીક્કી બની ગઇ હતી ? એની આંખમાં ભયંકરતા દેખાતી હતી. રાતે તે બહાર ગઇ હતી. સવારમાં પાંચ વાગે હું ઘેર પાછો ફર્યો ત્યારે તે આવેલી હતી. તેના ચંપલ ઉપર કાદવ હતો. વધારામાં સાંભળવા પ્રમાણે પીઠ ઉપર ઘા થયેલો છે. મારી છરીથી તે ઘા થયો છે કોઇ શક નહી અને કાલે તે મારી ઓફીસમાં આવી હતી તે છરી મારા ટેબલ ઉપર પડી રહેતી, તે મ રાથી કેમ ના કહેવાય ? થોડી વાર તે એકલી પણ બેઠી હતી! તે વખતે તેણે છરી લીધી હોય તો ? બસ એ જ. એણે નિશ્ચય દાખવ્યો હતો. સવારમાં એનું મુખ કેવું હતું ? તે નિશ્ચયાત્મકપણે બોલતી હતી. એના શિવાય બીજું કોણ હોય ?"

"મા ી સાથે એને દુશ્મનાવટ હતી, તે વાત આખી દુનિઆ જાણે છે. હું પણ તેને દુશ્મન ગણતો હતો તે દિવસે એક લપડાક લગાવી હતી. બેરીસ્ટર, સુંદરરાય પણ તે સંબંધમાં જુબાની આપી શકે. ઘણીવાર તો અમે સડક ઉપર પણ લડયા છીએ. અને ગઇ રાતે જ—" સતુથી વધુ વિચાર થઇ શક્યો નહીં. આગલી રાતના બનાવથી તે ધ્રુજી ઉઠયો. ફાંસીનો માંચડો તેને દેખાયો.

" જો હું સાચું કહું તો મારી પૂજ્ય માતુશ્રી તે માંચડે લટકે ! તેના કરતાં
જ મરણને શરણ થઉં તો ? પણ મારે હજી બહુ કામ કરવાનું છે. મારી માતુશ્રી
ર જે આળ છે તે હું દૂર કરી શક્યો નથી. અને જો હું મરણ પામું તો તે કામ
ા ખરૂં ? ત્યારે હું શું કરૂં ?"

"માતુશ્રીને તો બચાવવી જ જોઇએ. વચલો રસ્તો શી રીતે શોધાય? મારે કો
ાલ કરવો નથી! જો વકીલ કરૂં તો મારે બધી વાત કહેવી પડે અને તેમ કરવાથ
મતે મારી માતા ઉપર વાદળ ઘેરાય. અત્યારે કોઈને તેના ઉપર શંકા નથી. મ
ડયો ત્યારે તે કેવી થઈ ગઈ હતી ! તેનાથી બોલાયું પણ નહતું. ચોક્કસ, આવેશ
ાવેશમાં તેણે આ કામ કર્યું છે. પણ કોને માટે ? મારા સુખને માટે જ ને? કોર્ટમ
મારૂં મુખ ઉઘાડીશ જ નહિ. જે થાય તે ખરૂં." આ પ્રમાણે તે બબડતો હતો.
ખતે એની ઓરડીનાં દ્વાર ખુલતાં હોય એમ લાગ્યું.

આજે જ આપનો કેસ ચલાવવાનો છે. વખત થવા આવ્યો છે. આજે
ાજીસ્ટ્રેટ કોર્ટમાં કેસ ચાલશે." સુપ્રીન્ટેન્ડટને કહ્યું. "આપને જો કોઈ વકીલને
ાલાવવો હોય તો તજવીજ કરી આપું ? કેસના સબંધમાં આપ એક શબ્દ પણ
ોલશો નહિ; અને જો બોલશો તો આપની વિરૂદ્ધ પુરાવામાં વપરાશે."

"બીજા સાધારણ આરોપીઓને આપ સવડ કરી આપો છો ? તમે મને કાંઇ
સવાલ પણ પુછતા નથી ?" મારી પાસે ગુન્હો કબુલ કરાવવો નથી ? સતુએ પુછ્યું.

"અમારાથી આરોપીના શરીરને અડકાય પણ નહિ. અમારે શું કામ ગુન્હો
કબુલ કરાવવો પડે ? અમારા પોલીસના નિયમ પ્રમાણે અમારાથી એવું કંઇ પણ
થાય નહિ. સ્વતંત્ર રીતે અમારે પુરાવો મેળવવાનો છે."

" આ સિદ્ધાંત બધાને લાગુ પડે છે ?"

" કેમ નહિ ?" સુપ્રીન્ટેન્ડન્ટ જવાબ આપતાં મુંજવા માંડયો. તેનાથી તે
બહુ ડરતો હતો. તેને એમ લાગતું હતું કે જો એ છુટી ગયો તો પોતાને જેલમાં પડવું
પડે. કાયદા વિરૂધ્ધ તે કંઇ પણ કરવા માંગતો નહોતો તેના હાથ નીચેના અમલદારો
ને પણ તેણે સખત સુચના આપી હતી. પોલીસના આદર્શ વિચારો પ્રમાણે વર્તવાનો
તેણે નિશ્ચય કર્યો હતો.

"અત્યારે મારે વકીલની જરૂર નથી " સતુએ ટુંકાણમાં જ જવાબ આપ્યો.

" પરંતુ સતુભાઇ સાહેબ, ખુનના આરોપમાં એવો નિયમ છે કે આરોપી
તરફથી બચાવ થવો જ જોઇએ. એ પછી કામ ચાલી શકે નહિ. જો આપ કોઇને

વકીલ નહિ નીમો તો સેશન્સ જડજને ત્યાં સરકાર કોઇને આપના વકીલ તરીકે નીમશે. તેના કરતાં અત્યારથી જ આપ કોઈને આપના વકીલ તરીકે નીમો તો ? ”

“એ પણ સારો ન્યાય કે સરકાર કેસ ચલાવે અને સરકાર બચાવ પક્ષનો વકીલ નીમે. સેશન્સ કોર્ટ વખતે જોઈ લઇશું. અત્યારે તો વકીલની જરૂર નથી. ”

“ આપને યોગ્ય લાગે તે ખરૂં. ” આટલું કહી તે ચાલ્યો ગયો.

પાછો સતુ એકલો પડયો. તેની વિચારમાળા શરૂ થઈ. શૈલબાળા જાણશે ત્યારે શું કહેશે ? તે મને ખુની ધારશે ? મારી આશાઓ બધી ફોગટ જશે ? શેખચલ્લીના વિચારો જ ગણાશે. મારી કેટલી બધી અભિલાષાઓ ? બધી ધુળ થવાની ! આ બ્રીટીશ કોર્ટમાંથી બે વાર મને ન્યાય મળ્યો છે. ન્યાયનો નાથ કોણ ? શું આ ન્યાય મુર્તીઓને ન્યાયના નાથ કહેવા ? અને પેલો અમરનાથ શું ધારશે ? સારૂં છે કે તે અત્યારે બારીસ્ટરનો ધંધો કરતો નથી. જો તે ન્યાયમૂર્તિ નીમાયો ન હોત તો ફકીર ઘેલાવાળા એને લઈ આવત; અને જો એ આવ્યો હોત તો ? ફાસી—બીજું શું મળે ? તે વખતે નિર્દોષને ત્રણ મહીના અપાવ્યા તો અત્યારે ?–હું નિર્દોષ નથી ? નહિ, નહિ. મારે નિર્દોષ નથી જ ઠરવું. મારે મારી માતાને બચાવવી જોઇએ. ભલે, મારી અભિલાષાઓ ધુળ ભેગી થાય—ભલે, શૈલબાળા—” તેનાથી વધુ વિચાર થઈ શકયો નહિ.

થોડી વારે તેને કોર્ટમાં લઇ જવા પોલીસ સુપ્રીટેન્ડન્ટ, સર ફોજદાર અને બે ફોજદારો આવ્યા. સવારે જે હતા તે જ હતા. જયારે સતુની મોટર જેલના કમ્પાઉન્ડની બહાર આવી ત્યારે પેલો મનુષ્યનો સાગર જોયો. ‘ સતુભાઇની જય ’ બોલી.’ તે વીર ઘોષણાનો સખત પ્રત્યાઘાત પડયો. સતુનું હૃદય ઉછળ્યું ; પણ બીજી જ ક્ષણે તેને શરમ આવી.

“ અત્યારે મારા ઉપર ખુનનો આરોપ છે. તેથી આપ બધાને મારી વિનંતી છે કે આપે શાંત રહેવું. અત્યારે, આપ બધા આપની મીલોમાં જાઓ અને કામે વળગો.—” સતુ વધારે બોલવા જતો હતો પણ સુપ્રીન્ટેન્ડેન્ટે તેને અટકાવ્યો.

“ જુઓ સતુભાઈ સાહેબ, અત્યારે ભાષણ આપશો નહિ. જો વખતે આપ-નાથી કાંઈ વિચિત્ર બોલાઇ જશે તો પંચાતી થશે.”

“ તમે કેટલી બધી વાર કહ્યું ? હુ નિર્દોષ છું. મારાથી શું બોલાવાનું હતું ? જો સ્વપ્ને પણ ગુન્હો કર્યો હોય તો મારાથી કંઇ વિચિત્ર બોલાઇ જવાય. જેવા તમે બધા નિર્દોષ છો તેવો હું નિર્દોષ છું. તેના મરણ માટે જેવા તમે દીલગીર છો તેવો હું દીલ-ગીર છું. મી. ગામડીઆ, હવે મને એવી ચેતવણી આપશો નહી. ” ગુસ્સામાં સતુથી

[ ૧૯ ]

## દરમ્યાન—



"એમ ત્યારે હું ક્યાં રહું છું ? થોડા દિવસ ઉપર ક્યાં હતો ? દેશના મોટામાંમોટા અને સારામાં સારા રાજકીય સંમેલનમાં હું ફરતો હતો–ત્યાં વાઈસરોયની કાઉન્સીલના સભ્યો અને તેમની પત્નિઓ મારી સાથે હસ્તધુનન કરી સુખ સમાચાર પૂછતાં હતાં. પ્રત્યેક પુરૂષે અને સ્ત્રીએ મારીસાથે હસ્તધુનન કર્યું હતું ! આખા દેશનાં બધાં વર્તમાનપત્રોમાં મારી છબી આવી હતી. કેટલાકે તો અગ્રલેખ લખી મને છાપરે ચડાવ્યો હતો ! અને અત્યારે ખુનના આરોપસર જેલમાં રહું છું. "કાળની ગતિ ગહન છે." કેવા પ્રસંગોમાં મારો જન્મ ! કેવા પ્રસગોમાં મારો અભ્યાસ ! કેવા પ્રસંગોમાં મારી જેલજાત્રા ! શું અવનવા બનાવો બની ગયા ! એક વખતનો બાપના નામથી અજ્ઞાન રખડતો છોકરો તે અમદાવાદનો લક્ષાધિપતિ થયો અને વળી વડી ધારાસભાનો સભ્ય ચુંટાયો ! અને અત્યારે મારા ઉપર ખુનનો આરોપ ! જ્યારે બીજીવાર જેલમાંથી પાછો આવ્યો ત્યારે સરઘસ કહાડયુ હતું. પણ તેમાં સત્યતા હતી. હું નિર્દોષ હતો. કામદારોને માટે હું જેલમાં ગયો હતો. તે વર્ગની પરિસ્થિતિ બદલવા મેં શ્રમ લીધો હતો. વધારામાં, તે આરોપ મારા ચારિત્ર્ય ઉપર તરાપ મારતો. નહોતો—આ આરોપ તો મારા ચારિત્ર્ય ઉપર તરાપ મારે છે. જેલમાંથી ન્યાયમંદીરમાં જતાં મારૂં સરઘસ કહાડયું ! હું તેને યોગ્ય કહેવાઉં ? અલબત્ત, હું નિર્દોષ છું. એવી હત્યા મારાથી થઇ શકે પણ નહિં. પરંતુ મારે મારી જીભ બંધ રાખવી જોઈએ છીએ. મારી માતાને કશું થવું જોઈએ નહિ. અત્યારે મારા ધધામાં મને નુકશાન નથી. બીજા મીલમાલીકો રડે છે પણ મારી મીલ ને નુકશાન નથી. મારો ભાગીદાર પણ સારો માણસ છે. મારો પોતાનો બંગલો છે. મારી મા તેમાં રહેશે. પણ મારા ગયા પછી એનું કોણ ? મારા પિતાજી પણ નથી. એનાથી જીવાશે ? ત્યારે શું કરવું ? મારી માતાને તો બચાવવીજ જોઇએને ? હું શી રીતે બચું ? કોઇ ધારાશાસ્ત્રીની સલાહ લઉ ? ના, તેમની આગળ પેટ ખોલવું જોઇએ. તેમના ઉપર શ્રદ્ધા રખાય ? ત્યારે શું કરવું ? "

આ વિચારમાળા ચાલતી હતી તે જ સમયે તેની કોટડીનાં બારણાં ઉઘડયાં. એક ગ્રહસ્થને દાખલ કરી, સીપાઈ ચાલ્યો ગયો અને તરત જ બારણાં પાછાં બંધ થયાં. સતુ તે ગ્રહસ્થને નિહાળી રહ્યો. પેલો ગ્રહસ્થ પણ થોડો વખત અવાક્ રહ્યો.

" સતુભાઇ સાહેબ, આપને એક વિનંતિ કરવા આવ્યો છુ. તે સ્વીકારશો ?"

" હજી પણ મને સાહેબ કહીને બોલાવે છે ! " તે મનમાં બબડયો અને પછી બોલ્યો, " આપની વિનંતિ જાણ્યાવગર હું આપને કેમ વચન આપી શકું ? આપને આ સ્થિતિમાં શી મદદ કરી શકું એમ છું ? "

" આપની પાસેથી હું અત્યારે મદદ માંગતો નથી. આપ આપનો બચાવ કરશો કે નહીં ? "

" હજી મેં વિચાર કર્યો નથી. "

" જો આપ પરવાનગી આપો તો હુ બચાવ કરવા માંગુ છું. આપ નિર્દોષ છો એમ હું માનું છું અને મને આશા છે કે આપ મને વકીલતનામું આપશો. "

" આપની શુભેચ્છા માટે આપનો ઉપકાર માનું છું; પરંતુ હું નિર્દોષ છું એમ માનવાનું કારણ ? "

" હું આપને સારી રીતે ઓળખું છું. પીઠ પાછળ ઘા કરે એવા હીચકારા આપ નથી. પીઠ પાછળ ઘા છે તેથી જ હું એમ માનું છું કે તમે નિર્દોષ છો. "

" પણ તે છરી મારી છે. તેના ઉપર મારૂં નામ છે. મારા ટેબલ ઉપર પડી રહેતી હતી. "

" તે છરી તમારી છે પણ તેનો ઉપયોગ તમે કર્યો નથી. તમે મને બધી હકીકત કહો તો સમજ પડે. વખતે કોઇએ ચોરી પણ હોય ! "

એ જ ક્ષણે સતુનું મોં પડી ગયું. આવેલો વકીલ પણ થોડું સમજ્યો. તેને એમ લાગ્યું કે તે કોઇને બચાવવા માંગે છે. વકીલ પણ મૂગો રહ્યો.

" ત્યારે, સતુભાઇ સાહેબ, આપ ગુન્હો કબુલ કરશો ? "

" ના, હું નિર્દોષ છું અને તેમ જ કહીશ. "

" તો પછી બચાવ કરવા દો ને ? કેસ વખતે હજાર વાત બહાર આવે અને આપના બચાવના રસ્તા જડે પણ ખરા ! પુરાવાનો બધો બોજો સરકારના ઉપર રહેશે. તમે પુરાવો લાવવા પણ બંધાએલા નથી. શું કરવા જીદ કરો છો ? આપના પ્રત્યે મને માન છે તેથી આ વિનંતિ કરૂં છું. "

" આપની લાગણી માટે આપનો આભાર માનું છું. હું પોતે જ બચાવ કરીશ. "

" બચાવ માટે, કાયદાનું જ્ઞાન જોઇએ છીએ. "

" કાયદો એ અગમ્ય ચીજ નથી."

" ઉલટ તપાસ કરવી જોઈશે."

" તે પણ હું કરી લઈશ."

" આવી જીદ કરવાથી આપ આપના બચાવનાં સાધન ઓછાં કરો છો અને બચાવની આશાને નિરાશામાં ફેરવો છો. આપ બચાવ કરવા માંગો છો ? કાંઇ ધોરણ બતાવશો ? બને તો હું આપને કાંઈ સુચના આપી શકું. તમારી જીદ છોડો. તમે અનુભવી છો. વખત વિચારો. આના ઉપર જીંદગીનો આધાર છે."

સતુએ ડોકું ધુણાવીનેજ જવાબ આપ્યો. તે વકીલના મનમાં ખાત્રી થઈ કે તે કોઇને બચાવવા માંગે છે. તે પોતે નિર્દોષ છે પણ પોતે હોળીનું નાળીએર થવા માંગે છે.

થોડી વારે જેલનો રક્ષક આવ્યો. વખત થઈ જવાની સુચના આપી. વકીલ કંઈ બોલવા જતો હતો પણ રક્ષકે તેમ નહિ કરવા સુચના આપી. છેવટે વકીલ ગયો.

સતુ વિચારમાં પડયો.

" આવા આવા વકીલો આવે છે અને મારી જીભનું તાળું તોડવા પ્રયત્ન કરે છે. જો તેમના મનમાં શંકા ગઇ તો બાજી બગડી જશે. જો મારી માતા અહીં આવે નહીં અને પોતાનું મુખ ખોલે નહિ તો સારૂં. ગમે તેમ તો પણ તે સ્ત્રીની જાત ! બોલવાનું ભાન નહિં ! મારા પ્રત્યેની લાગણીના આવેશમાં જો તે કંઇ વધારે ઓછું બોલી જશે તો પંચાતી પડશે."

તે જ ક્ષણે પાછાં બારણાં ખુલ્યાં. તેના મનમાં ધ્રાસકો પડયો હોય એમ લાગ્યું તેની માતાને જોઈ નહિ તેથી શાંતિ થઈ.

સીપાઇએ તેના હાથમાં સરકારી કાગળનો એક લખોટો મુકયો.

" આ નવો અંક શરૂ થયો. અમદાવાદ કોર્ટમાંથી મારો કેસ મુંબાઇ લઇ જવા માંગે છે. હાઈ કોર્ટે રૂલ પણ આપ્યું હોય એમ લાગે છે." એ પ્રમાણે મનમાં બબડી તે બધા કાગળો વાંચી ગયો. સાથે સોગનનામું હતું તેમાં એમ જણાવેલું હતું કે સતુ અમદાવાદમાં નામાંકિત પુરૂષ છે. તેના પ્રત્યે લોક લાગણી સારી છે. જો અમદાવાદમાં કેસ ચાલશે તો પંચ (Jury) ના ગ્રહસ્થો નિષ્પક્ષપાતપણે વિચાર કરી શકશે નહિ ! તેના પ્રત્યે જે માનની લાગણી છે તેનાથી વખતે દોરવાઇ પણ જાય ! આ સંજોગોમાં કેસ મુંબાઈની હાઇ કોર્ટમાં ટ્રાન્સફર કરવો જોઈએ. તેમ કરવા શો વાંધો છે તે બતાવવા નોટીસ કહાડવામાં આવી હતી. હતી. એ બધું વાંચી રહયા પછી, રાતા શીકકા વાળા કાગળ ઉપર એની નજર પડી. પાછો તે બબડયો, " અહીં પણ અમરનાથ ? મુંબાઇ હાઈકોર્ટના

આટલા બધા જજો તો પણ અમરનાથની કોર્ટમાં જ આ અરજી ? સારૂં છે કે સાથે બીજો જડજ છે, તો પણ અમરનાથ તો ખરો ને? પહેલી ચુંટણીનું પરિણામ જણાયું હતું, ત્યારે મેં એમને કહ્યું હતું તેજ પ્રમાણે થાય છે. સામસામા મળવાનો પ્રસંગ આવ્યાં કરે છે જ ! આ બાબતમાં મારે વાંધો લેવો ? શું કરવા ? પંચમાં વખતે શ્રીમત વર્ગમાંથી ઘણા આવે, અને જો તેમ થાય તો તે લાલચંદનો પક્ષ લે. તેના કરતાં મુંબાઈનું પંચ સારૂં. આપણે વાંધો લેવો નથી. જો મુંબાઈ કેસ ચાલે તો મારી માતાને પણ કોઈ બોલાવે નહિં. એને બચાવવી છે તે સહેલાઇથી થઈ શકશે.”

હજી તેની માતા સંબંધી તે વિચાર કરતો હતો, તેટલામાં પાછાં બારણાં ઉઘડયાં. કુસુમને જોઈ તે ઠરીગાર થઇ ગયો. તેના અવયવો કામ કરતા અટકી ગયા હોય એમ લાગ્યું. તે અવાક રહ્યો.

તેની માતા તેને વળગી પડી. સતુના હાથ હાલ્યા જ નહિં. તેનાથી બોલાયું પણ નહિ.

“ સતુભાઇ—સંતુ બેટા—ઘણે વખતે મળ્યાં તો પણ તું આમ કેમ થઈ ગયો છે ? મને બોલાવતો પણ નથી ? શરમ આવે છે ? તું નિર્દોષ છે પછી શું કરવા શરમાય છે ? ”

“ બા, મને શરમ આવે છે ? તારૂં શરીર આમ કેમ સુકાઇ ગયું ? શું કરવાને આટલી બધી ફીકર કરે છે ? આજથી પંદર દિવસ ઉપર એક યુવતિ જેવી લાગતી હતી અને અત્યારે તો એક ઘરડી ડોશી જેવી લાગે છે ! ”

“ સતુ, તારા ઉપર ખુનનો આરોપ ? આવા ચારિત્ર્યવાન, મરદ, નામાંકિત અને પ્રતિભાશાળી યુવક ઉપર આવો ભયંકર આરોપ ? તું નિર્દોષ છે. મને તો એમ લાગતું હતું કે આપણા દુઃખના દિવસ વહી ગયા અને સુખનો સૂર્ય ઉગ્યો ! તે રાત્રીએ અથાગ મહેનતના અંતે મેં ઘણું શોધી કહાડયું હતું. ઘણી બાતમી મેળવી હતી અને સવારે શું સાંભળ્યું ? ”

“ બા, એ રાત્રી વિષે તું બોલીશ જ નહિં ! તને કોઇ પુછે તો તારે એમ જ કહેવાનું કે હું કાંઇ જાણતી નથી. ઘરની બહાર ગયા વિષે તો તારે બોલવું જ નહિં. જો એ સંબંધમાં કાંઈપણ આડું અવળું બોલીશ તો મારી મહેનત નકામી જશે.”

“ મારે કાંઈ બોલવું જ નહિ ? જાણે કાંઈ જાણતી જ નથી ? ”

“ હા. એમ જ. ”

“ પણ તું તારો બચાવ તો કરીશ ને ? કોઈ વકીલ-બારીસ્ટર રોકવાનો છે ? ”

“ હું પોતે જ બચાવ કરીશ. કોઈને હું રોકવાનો નથી. ”

' "બેટા, કોઈને રોકીશ નહિ ! મને તારા શિવાય બીજા કોઇનામાં શ્રધ્ધા નથી. તેઓ શું જાણે ? શું કહેવું અને શું ન કહેવું તેમનું તે લોકને શું ભાન ? તું જ તારો બચાવ કરજે અને મને ખાત્રી છે કે તું છુટી જઇશ."

"તેની મને ખાત્રી નથી."

"કેમ, તું નિર્દોષ જ છે. તને કેમ શંકા રહે છે ? અત્યાર સુધીમાં તેં વિચાર કર્યો હશે જ. મને ખાત્રી છે કે તું તારો બચાવ બરોબર કરી શકીશ અને નિર્દોષ ઠરીને છુટી જઇ શકીશ."

થોડી વાર બન્ને મુગાં રહ્યાં. બન્ને એકએકનાં સામુ જોઇ રહ્યાં હતાં પણ કોઈના મુખમાંથી શબ્દ નીકળતો નહોતો. અતે કુસુમ બોલી.

"હીરાચંદે એમ કહ્યું છે કે તારી ઓફીસમાં કોઇ ગયું હતું કે નહિ તેની ખબર નથી. મને ખબર છે કે હું તારી ઓફીસમાં ગઈ હતી. તે છરી પણ જોઇ હતી. હું જો એમ..."

"ના, ના, એવું બોલીશ જ નહિ. મારાથી સભળાતું નથી. તું મુગી રહે." સતુનું લોહી ઉકળી આવ્યું. તે ભાન ભૂલવા માંડયો. પાછો તે બોલ્યો, "ના, બા, તારે કંઈ બોલવાની જરૂર નથી. હું જ બધું સહન કરીશ" આટલું બોલી તેણે પોતાની આર્થિક સ્થિતિ સમજાવી.

તે શું બોલતો હતો તેનું એને ભાન જ નહોતું. તેના મનમાં જે ભીતિ હતી તેની તેને ખાત્રી થઇ. તે ભયંકર રાત્રીના બધા વિચારો તેના મગજ આગળ તરવા માંડયા.

"ત્યારે, સતુભાઇ, તું જ બચાવ કરજે. કોઇને પણ તારા બચાવનું કામ સોંપીશ નહિં. તે લોક તારા કરતાં વધારે ડાહયાં નથી. અને મને જો બોલાવે તો ?"

"તો ? તારે એમ જ કહેવું કે મને ખબર નથી. કોઈને પણ તે રાત્રીએ બહાર ગયાની વાત કરવી નહીં. પણ વખતે તને બોલાવશેજ નહિ. આ કેસ મુંબઈની હાઇકોર્ટમાં ચાલવાનો છે. અહીં ચાલનાર નથી."

"તે શા ઉપરથી ? એમ કરવાનું શું પ્રયોજન ?"

"આજે જ મારા ઉપર હાઇકોર્ટની નોટીસ આવી છે. જો એમ બદલી થાય તો શો વાંધો છે એમ મને પુછાવ્યું છે. હું ના કહેવાનો નથી. મુંબાઇ કેસ ચાલશે તો તને કોઈ સતાવશે નહિ. અને જો બોલાવે તો એક જ 'ના' કહેવાની છે."

"હું પણ હિરાચંદ સાથે મુંબાઈ આવીશ. તું શી રીતે બચાવ કરે છે તે મારે જોવું છે."

"બા, એમ કરવાનું કંઈ કારણ નથી. તું મુંબાઈ આવીશ તો વખતે તને સાક્ષીમાં બોલાવે ! તું આવીશ જ નહિં. તને ખબર છે ? આજે નોટીસ કહાડી છે તેમાં પણ જજ પેલો અમરનાથ છે."

"એ અમરનાથ ? એ તો આગળનો આગળ. ઠીક છે. જયારે હું મુંબાઇ આવીશ ત્યારે એને જોઈશ."

થોડી વારે કુસુમને ત્યાંથી જવું પડયું.

સતુ પાછો વિચારમાં પડયો. બચાવ કેમ કરવો તે વિચારમાં પડયો. તેણે ઘણું લખ્યું. થોડી વારે તે બધું ફાડી નાખ્યું. પાછું લખ્યુ-પાછુ ફાડયું. તે સાંજે તે જમ્યો પણ નહીં. રાત્રિએ પણ તે વિચારમાં જ બેસી રહ્યો. તેને ઉંઘ આવી નહી.

"પાછો અમરનાથ ? કોણ ફાવશે ? ન્યાયનો નાથ કોણ ? તેની મને સમજ પડતી નથી. તે કોણ હશે ?"



# [ ૨૦ ]

## દરમ્યાન—

"Stone Walls do not a prison make."



"આ જા, વર્તમાનપત્રોમાં વિગતો વાંચી ?"

"જી, હા."

"તને શું લાગે છે ?"

"હું વકીલ, ધારાશાસ્ત્રી કે, ન્યાયમૂર્તિ છું ?"

"દુનિયાદારીની સાધારણ અક્કલથી વિચાર કરી જો: તેને માટે વકીલ, ધારાશાસ્ત્રી કે ન્યાયમૂર્તિ થવાની જરૂર પડતી નથી."

"તે દૃષ્ટિએ મને નિર્દોષ લાગે છે."

"તને નિર્દોષ લાગે છે ?"

"જી, હા"

"છરી સંબંધી વિગત વાંચી કે નહિ ?"

"જી, હા."

"તો પણ તું નિર્દોષ માને છે ?"

"જી, હા."

"કારણ ?"

"પીઠ પાછળ ઘા છે તેથી."

"શું તે પીઠ ઉપર ઘા કરે નહિ ?"

"જી, ના"

"એમ માનવાનું કારણ ?"

"મને એનો અનુભવ છે."

"તને એનો અનુભવ છે ? એ ભામટાનો—ખુનીનો તને અનુભવ ?"

"પિતાજી, માફ કરશો. આપ ન્યાયમૂર્તિ થઈ તેને ખુની કહો છો ?"

"એ ખુની છે અને કહુ છું."

"આ ન્યાયમૂર્તિ બોલે છે ?"

"શું હું ખોટું બોલું છું ?"

"મને કાયદાની ખબર નથી; પણ મેં સાંભળ્યું છે કે આપના ન્યાયનો સિદ્ધાંત એવો છે કે જ્યાં સુધી તે તકસીરવાન ઠરે નહીં ત્યાં સુધી ખુની મનાય નહિ. જ્યાં સુધી પંચનો નિર્ણય આવે નહિ ત્યાં સુધી પ્રત્યેક આરોપીને નિર્દોષ માનવો જોઇએ; તેવો સિધ્ધાંત હોવા છતાં આપ ન્યાયમૂર્તિ થઇ આવો અભિપ્રાય દર્શાવો છો ?"

"વિગતો વાંચી ન્યાયની દ્રષ્ટિએ મેં મારો અભિપ્રાય દર્શાવ્યો છે. તને એનો અનુભવ કયાં થયો ?"

"આપને ખબર છે જ. હમણાં જ, ગયા ઉનાળામાં આપણે સીમલામાં એને મળ્યાં હતાં. આપે પણ એની સાથે વાતચીત કરી હતી."

"બાહ્ય દેખાવોથી અભિપ્રાય બંધાય નહિ."

"જ્યારથી એની સાથે પરિચય પડવાનો પ્રસંગ ઉત્પન્ન થયો હતો ત્યારથી એની કારકીર્દી હું નિહાળી રહી છું. પ્રત્યેક પ્રસંગે તે એક ચારિત્ર્યવાન, મરદ, પ્રમાણીક અને ખાનદાન દેખાયો છે. તેના ઉત્તમ ગુણોથી તેણે પોતાનું વ્યકિતત્વ પ્રસરાવ્યું છે. પ્રત્યેક પ્રસંગે પીઠ પાછળ ઘા કરવાની તક ગુમાવી છે. આર્થિક સ્થિતિમાં ખરાબ હોવા છતાં; એક બાળક હોવા છતાં અને કોઇની પણ મદદ નહિ હોવા છતાં તે આર્થીક સ્થિતિમાં પણ લક્ષાધિપતિ થયો, નામાંકિત થયો, એક અગ્રગણ્ય નેતા થયો, વડી ધારાસભાનો સારો સભ્ય થયો અને ગ્રેજ્યુએટ પણ થયો ? આ બધા બાહ્ય દેખાવો ?"

"લગ્ન પહેલાંના વિવાહના સગપણથી જોડાયેલી બાળાના જેવું તું બોલે છે ? તારે એની સાથે પરણવું છે કે શું ?"

શૈલબાળા નિરૂત્તર રહી. તેના મુખ ઉપર શરમના આવરણો આવ્યાં અને ગયાં. તેમ જ ખુશાલી આવી અને ગઈ !

"સારૂં થયું કે તેણે ખુન કર્યું ! લાલચંદ માટે મારો જીવ બળે છે. પણ જો આવા ભયંકર યુવક જીવતા રહે તો તારા જેવી ભોળી બાળાઓને ભમાવે ! એ તે ઠીક; પણ લાલચંદના મૃત્યુ માટે તારો જીવ તો બળે છે :ને ?"

"એક મનુષ્યના મૃત્યુથી કોઇને આનંદ થાય ?"

"તેં દીલાસાપત્ર લખ્યો છે કે નહિં ?"

"જી, હા. મેં પ્રમિલા બહેન ઉપર એક પત્ર લખ્યો છે."

"સારૂં કર્યું. મેં પણ એક દીલાસાપત્ર મોતીચંદના ઉપર લખ્યો છે."

"તને શું લાગે છે ?"

"એની સામે દાર્શનિક પુરાવો નથી. એની છરી વાપરતાં કોઈએ એને જોયો હોય એવો પુરાવો નથી. તેમ ગુનાહની જગ્યાએ તેના પગલાં મળી આવ્યાં હોય એવો પણ પુરાવો નથી. પોલીસે બરોબર તપાસ કરી હોય એમ લાગતું નથી. એની છરી મળી આવી તથા એને મરનારની સાથે તકરાર હતી માટે તે ખુની ? મને તો લાગે છે કે સર ચીમનલાલ અથવા ઝીણા જેવા કોઈ બેરીસ્ટરને રોકે તો તે નિર્દોષ ઠરે !"

"તેં બારીકાઈથી અભ્યાસ કર્યો હોય એમ લાગે છે ! મને એ વિચાર નહોતો આવ્યો. વિચાર કરતાં મને એમ લાગે છે કે બચાવનાં સાધનો ઘણાં મળી આવે. તેં જે કહ્યું તે સાંભળ્યા પહેલાં હું એને નિર્દોષ નહોતો માનતો. પણ મેં સાંભળ્યું છે કે તે કોઇ ધારાશાસ્ત્રીને રોકવા ના પાડે છે."

"ખરો ખુની કોણ છે તે એને ખબર છે; પણ તે તેને બચાવવા માંગે છે એમ લાગે છે."

"તેને બચાવવા માટે પોતાની ભવિષ્યની ઉજ્વળ અને ઝળકતી કારકીર્દીને કચડી નાંખશે ? ફાંસીને લાકડે લટકશે ? અત્યારે એ ડહાપણ કરે છે, પણ જ્યારે તેને ફાસીને લાકડે લટકાવશે ત્યારે એ હિંમત હારશે ! પણ તે વખતે શું કરી શકાશે ? કોઇએ એને સમજાવવો જોઈએ."

"એ વાત સત્ય છે. જો જીવતો રહે તો દેશનું કલ્યાણ કરી શકે એવો યુવક લાગે છે. જો ને ! આપણી ઉમર કેટલી થઈ ? ત્રીસ વર્ષના થયા તો પણ અડધા સોલીસીટર થયા ! અને કહે છે કે તેની ઉમર તો ૨૬-૨૭ વર્ષની છે ! આટલી ઉમરમાં તો દેશને હુચમચાવી મુક્યો છે ! કયો હિંદવાસી તેને ઓળખતો નહિ હોય ? તેણે સરકારના પેટમાં તો તેલ રેડયું છે. દમનનીતિ હોય તો તેમ જ થાય ને ?"

"હવે સમજયો. ઠંડે પાણીએ ખસ જતી હોય તો ખર્ચાળ ઉપાય શોધવાની શી જરૂર ? ખુનના આરોપને લીધે પ્રજા પણ એનો પક્ષ લઇ શકે નાહ. તે આરોપને લીધે ફાંસીની સજા પણ થઇ શકે ! એના જેવાને જીવતો રખાય ? વધારામાં અમરનાથને સેશન્સમાં બેસાડવાના છે. એ બે વચ્ચે જુનું વેર છે. એ બધી સમજણ પડી. આવો યુવક જો વિલાયતમાં હોય તો યુવતિઓ એની પાછળ ગાંડી થાય કે નહિ ?"

"એ હામદાર પક્ષનો છે તેથી શંકા લાગે છે."

આ સંવાદ એકાગ્ર ચિતથી શૈલબાળા સાંભળતી હતી. તે યુવકો ખરીદી કરી રહ્યા અને ગયા. શૈલબાળાને કાંઇ સુઝતું નહોતું. તે બીજા કોઇ વિચારમાં પડી ગઈ હોય એમ લાગ્યું થોડી વારે તેને કાંઇ વિચાર સુઝયો હોય એમ લાગ્યું. તેણે નવી ફેશનની સાડી, મોજા અને બુટ ખરીધાં. તે જ પ્રમાણે નવી ફેશનનું બ્લાઉઝ ખરીદ્યું. ત્યાંથી તે અહમદ ઇસાઅલીની દુકાને ગઇ. ત્યાંથી નવી ફેશનની કાર ખરીદી.

સાંજે આવો તેણે પેપરો વાંચ્યાં. તે પોતાના વિચારમાં દૃઢ થઈ હોય એમ લાગ્યુ.

બીજે દિવસે તેણે નવો ખરીદેલા પોષાક ધારણ કર્યો. ઘણી જ સંભાળથી તેણે તે કપડાં પહેર્યાં. તેટલી જ સંભાળથી તેણે પોતાનું માંથુ હોળ્યું હતું. લગભગ અડધા કલાક સુધી તે આયના આગળ ઉભી રહી હશે !

" આપણી મોટર બોલાવું ? ના. શોફરને ખબર પડી જાય. ટેક્સી બોલાવું ? ના—તે પણ નહિ. આપણી મોટરમાં વ્હાઈટવેમાં જઉં. ત્યાંથી આપણી મોટરને રજા આપી દઉં. પછી ત્યાંથી ટેક્સી લઉં. એમ કરવાથી કોઇને ખબર પડશે નહીં. " આટલું બબડી તેણે પોતાની મોટર મંગાવી.

તે વ્હાઇટવે લેડલોમાં ગઇ. ત્યાં ઉતરી પોતાની મોટરને રજા આપી. તે દુકાનમાં આમતેમ ફરી. એક બે ચીજ લીધી. થોડી વારે બહાર આવી, એક ટેક્સીમાં બેઠી.

સતુને મુંબાઇ લાવવામાં આવ્યો હતો. ઉમરખાડી જેલમાં સડતો હતો. તેનું મગજ કંઇ કામ કરતું નહોતું. તેની વિચારમાળાનો અંત જ આવતો નહોતો.

" મેં હજી મુંબાઈ જેયું નહોતું. મારી માતાને લઇ મુંબાઇ આવવાનો વિચાર હતો. કારણ અહીં બેરીસ્ટરો ઘણા હોય છે. એટલે વખતે મારા પિતાજીનો પત્તો મળે ! પણ કેવી સ્થિતિમાં આવ્યો ? અને અહીં શૈલ—" તે બબડતો બંધ થયો. તેનાથી આગળ વિચાર કરી શકાયો નહિં. તેના મગજનાં બધાં જ્ઞાનોં બંધ થઈ ગયાં હોય એમ લાગ્યું.

તે જ ક્ષણે તેની ઓરડીની બહાર કંઇ અવાજ સંભળાયો. દ્વાર ખુલ્યાં. એક વ્યક્તિને અંદર આવતાં જેઇ. સતુ મુગ્ધ જ થઇ ગયો. નખથી શિખા પર્યંત તેણે નિહાળ્યા જ કર્યું ! તેના મુખમાંથી શબ્દ પણ નીકળ્યો નહિં. આવેલી વ્યક્તિ પણ બોલી શકી નહિં. પંદરેક મીનીટ એ પ્રમાણે ગઇ હશે. છેવટે સતુ બોલ્યો.

" તું અહિં ક્યાંથી ? ".

" કેમ, ન આવું ? "

" લોક શું કહેશે ? એમની જીભ કેવી હોય છે તે ખબર છે ? મારે લીધે તારે શા માટે વગોવાવું જેઈએ ? તારા પિતાજી પણ વગોવાશે તેની ખબર છે ? અને શું આ સાચી વાત દેખાય છે ? અત્યાર સુધી મને સ્વપ્નાં આવતાં હતાં ! સ્વપ્નાં સાચાં પડે ? શું સ્નેહ નજરે મને નિહાળી રહી છે ? શું તારા અધર ધ્રુજે છે ? તને ખબર છે કે તારી આશાએ હું જીવી શકું છું ? આ કારાવાસ અત્યારે સ્વર્ગ સમાન મને લાગે છે. સાચું કહે—તું કેમ અહીં આવી ? "

"તમને મળવા. તમને મળ્યા વગર ચાલે ?" આટલું બોલી તે પાછી સતુને વિચિત્ર પ્રકારે નિહાળી રહી. પ્રેમના પ્રકરણમાં બંને અજ્ઞાન હતાં. સતુ રાતે રખડનારો નહોતો. ચારિત્ર્યવાન હતો અને કુટીલ રીતરીવાજોની તે વિરૂધ હતો. શૈલબાળા સુધરેલી સમાજમાં ઉછરેલી હતી, તો પણ આધુનીક બાળા જેવી નહોતી. જો કોઇને પ્રેમથી નિહાળતી હોય તો તે સતુને જ! તેના મગજમાં શા વિચાર આવતા અને જતા હતા તેની તેને પણ સમજ પડતી નહોતી; શું કરવું અને કેમ વર્તવું તે પણ એ જાણતી નહોતી. તેને પ્રેમભરી-શૃંગારીક-નવલકથાઓ વાંચવાનો પણ શોખ નહોતો. જો તેમ હોત તો તે અત્યારે નાટક ભજવી શકત; પરંતુ તેના મગજમાં આધુનીક લાગણી નહોતી-સત્ય લાગણી હતી.

"મને મળવા આવ્યા વગર કેમ ન ચાલે ?"

"સતુલાલ, તમને ખબર છે, તો પણ આ પ્રશ્ન મને પૂછો છો ?"

"તમેં મને કોઇ દિવસ એવા ભાવાર્થનું કહ્યું નથી."

"મુખ ઉપરથી ભાવ પણ સમજી શકતા નથી ?"

બન્ને જણ આનંદના સાગરમાં ડુબી ગયા. સ્વર્ગમાં સ્થાન મળે તો પણ એ સ્થાન છોડત કે કેમ તે શંકાસ્પદ લાગ્યું !

"શૈલ, શૈલ, તું આ સાચું કહે છે ? મારૂં સ્વપ્ન સાચું પડશે ?" આટલું બોલી તેણે બે હાથ ધર્યા. શૈલબાળા અંદર સમાઇ ગઈ. એક ફુલની માફક તેણે ઉંચકી: એક હાથમાં ધુંટણેથી તેના બે પગ અને બીજા હાથમાં તેનું માથું ! તેનાથી તેને એ સ્થિતિમાં પોતાના હૃદય સાથે દબાવાઈ ! બંને એ સ્થિતિમાં કેટલોએ વખત રહ્યાં હશે. વખતનું ભાન રહ્યું નહિં. અડધો કલાક થઈ ગયો તો પણ ખબર પડી નહિં. મેળાપનો વખત થઈ જવાથી જેલ સુપ્રીટેન્ડન્ટે દ્વાર ખોલ્યાં, તેનો અવાજ પણ તેમને કાને પડ્યો નહિ. આંખો તો બંધ જ હતી ! સુપ્રીન્ટેન્ડન્ટે તે દ્રશ્ય જોયું અને પાછાં બારણાં બંધ કરી દીધાં !

"મીઆઉં." તેમને કાને અવાજ અથડાયો.

બન્ને જણે ચારે બાજુ જોયું પણ બીલાડી દેખાઇ નહીં.

"હવે મને નીચે મુકો-કોઇ જોશે-અને તમને ભાર પણ લાગશે."

"ફુલનો ભાર લાગે ? અને આ બંધ ઓરડીમાં કોણ જોવાનું છે ? શૈલ, તને નીચે મુકાય ? શૈલ, તારી આવવાની હિંમત કેમ ચાલી ? તું શી રીતે આવી શકી ?"

"તમને અહીં એકાંત ન લાગે ? એમાં હિંમત શી જોઈતી હતી ?"

"પણ તું ન્યાયમૂર્ત્તિ અમરનાથની દીકરી !"

"પણ હું ન્યાયમૂર્ત્તિ નથી. તમને ખબર છે કે મારા પિતાજી ન્યાયાસને બેસવાના છે ? તમારો કેસ એમની પાસે ચાલવાનો છે ?"

"શું ઈશ્વર સંજોગો ઉભા કરે છે ! ત્રીજી વાર તે મારો ન્યાય ચુકવવા બેસશે. હાઇકોર્ટમાં પણ એમનો વારો આવ્યો. સાંભરે છે, ચુંટણીમાં એમની વાત જાહેર થઇ ત્યારે મેં કહ્યું હતુ તે ? 'આપણે ફરી મળીશું અને તે લડવા માટે જ !' પણ અત્યારે અમે પ્રતિસ્પર્ધી તરીકે નહીં. અત્યારે તો પ્રતિપક્ષી તરીકે ! ઇશ્વરને જે ગમે તે ખરૂં ! શેલ, તારા પિતાજી ન્યાયાસને બિરાજવાના છે, તો પણ તું મળવા આવી?"

"શું કરવા ન આવું ? મને દુનિઆની દરકાર નથી. મારા પ્રેમપાત્રને મળવા આવું તેમાં દુનિઆને શું ? તેમ છતાં લોકોને બોલવું હોય તો બોલે ! હજી સુધી હું કોણ છું તે કોઈ આ જેલમાં જાણતું નથી, તેથી કોઇને ખબર પડશે નહિ. સંતુલાલ, મારા હૃદયમાં..................તમે જાણો છો-તમે જાણો છો. એ કેમ વર્ણવાય ? એ કેમ દર્શાવાય ? સતુલાલ........" તેનાથી આગળ બોલાયું નહિ.

સતુએ ફરીથી તેને હૃદય સાથે દાબી:

"સતુલાલ, આમ વર્ત્યે કાંઇ ફાયદો થશે નહિ. મને અડધા કલાકનો સમય આપવામાં આવ્યો છે. વખતને વહી જતાં વાર લાગશે નહિ. મને છોડો. આપણે થોડી અગત્યની કેસના સંબંધીની વાત કરવાની છે. તમને ભાર લાગશે."

"મને ભાર લાગતો નથી. મારા હૃદયનો ભાર ઓછો થાય છે. બોલ, શી વાત કરવાની છે ?"

"તમે તમારા બચાવ સંબંધી શો વિચાર કર્યો ? મને ખબર છે કે તમે નિર્દોષ છો. તમારાથી એવું નીચ અને હીચકારૂં કૃત્ય થાય જ નહિ. બોલો. તમે કઇ રીતે બચાવ કરવાના છો ? મારી વિનંતિ છે કે તમે સર ચમનલાલને કે ઝીણાને રોકો. તે લોક તમને ચોક્કસ છોડાવશે."

"હવે તુ અહીંથી જલદી જા. વખત થઇ જવા આવ્યો છે.જો કોઈ સાંભળશે તો ફજેતી થશે. અત્યારે મને સ્વર્ગસમું સુખ લાગે છે. તો પણ ફજેતીથી બ્હીવું જોઇએ."

"સતુલાલ, તમે મને કહાડી મૂકશો ? ગમે તેમ કરશો તો પણ હું જવાની નથી. મને બીક લાગતી નથી. જો આપણે પ્રથમની સ્થિતિમાં હોત તો આવો પ્રસંગ જલદી મળત નહીં. પણ હુ તમને બચાવવા આવી છું. તમે નિર્દોષ છો. તમારી પાસે પૈસા છે અને જો ન હોય તો મારી પાસે છે. મારા ખાનગી પૈસા છે. તેમાંથી સર ચીમનલાલને કે ઝીણાને ફી આપીશ. એ બેમાંથી એકને રોકો અથવા બંનેને રોકો."

"તું મને બચાવવા આવી છે તે વાત ખરી. પણ મારા ઉપર શેનો આરોપ છે તે ખબર છે ?"

"હા, ખૂનનો. પણ તમે નિર્દોષ છો. તમે પીઠ પાછળ ઘા કરો જ નહિ. તમે બીજા કોઇને બચાવવા માંગો છો. એમ નહિ કરવા દઉં. તમને ફાંસીના લાકડે ચડવા દઈશ નહિ. બધી વાત મને કહો. આપણે રસ્તો શોધી કહાડશું."

"શૈલ, શૈલ! તું બડી ચકોર છોકરી છે......" સતુને બધી વાત કહી દેવાનું મન થયું. પણ તરતજ તે મન ઉપર કાબુ મેળવી શકયો. તે બોલ્યો, "શૈલ! વર્તમાનપત્રોમાં તેં બધી હકીકત વાંચી હશે. ગાંડછા શું કરવા કહાડે છે? શૈલ! આવા વિચાર છોડી દે! હું મારો બચાવ કરીશ. તેં શી રીતે જાણ્યું કે હું નિર્દોષ છું?"

"એ જાણવાને મહેનત કરવી પડતી હશે? હું તમારા હૃદયને ઓળખું છું. તમને પણ સારી રીતે ઓળખું છું. તમે નિર્દોષ છો એ વાત સારી રીતે જાણું છું. તમે કોઈને બચાવવા માગો છો તે પણ સમજી શકાય છે. તમારા નામવાળી છરી મળી આવી તેથી તમે ખૂની? તમારે એની સાથે તકરાર હતી માટે તમે ખૂની? પોલીસે બરોબર તપાસ કરી નથી. ખૂનની જગ્યાએ પગલાં જોયાં છે? તે છરી ઉપર ભૂકી નાંખી આંગળા તપાસ્યાં છે? તમારા પગલાંની તપાસ કરી છે?"

સતુ ચમક્યો. તેને જણાયું કે તેની નિર્દોષતા સહેલાઇથી સાબીત થઇ શકે એમ છે; પણ એ રીતે તપાસ થાય તો તેની પૂજ્ય માતાનું શું થાય? તેને ધ્રુજારી છુટી.

"શૈલ! એવી ગાંડછા કહાડીશ નહિ. હું પોતે જ બચાવ કરવાનો છું."

"તે પણ બનશે નહિં. એ લોકના નિયમ પ્રમાણે ખૂનના આરોપમાં બચાવ માટે ધારાશાસ્ત્રી જોઇએ જ! જો તમે કોઇને રોકશો નહિ, તો સરકાર કોઇને નીમશે. પછી શું કરશો? આવી ગાંડી વાત જવા દો અને એ નિષ્ણાત ધારાશાસ્ત્રીઓને રોકો."

સતુ પાછો વિચારમાં પડયો. સરકાર કોઇને નીમશે તો શું થશે, એમ એને લાગ્યું; ધારાશાસ્ત્રીના નામથી તેને ધ્રુજારી છુટતી હતી.

"સરકાર શું કરવાને ધારાશાસ્ત્રી નીમે? જો એમ કરવું હોય તો પછી કેસ શું કરવાને ચલાવે?"

"તમને અદાલતોનો અનુભવ થયો છે, તો પણ આમ બોલો છો? આ દિવસોમાં આડંબર જોઇએ છે. બાહ્ય દેખાવ કરવાનો છે! ન્યાય કેમ અપાય છે તે ખબર નથી?"

"અહીં તો જ્યુરીએ ન્યાય આપવાનો છે ને?"

"પણ તે બન્ને પક્ષના બારીસ્ટરોના તથા જડજના ભાષણો ઉપર આધાર રાખશે."

"ભાષણ આપતાં મને આવડે છે."

"તે ભાષણ અને આ ભાષણમાં જમીન આસ્માનનો ફેર! સતુલાલ, એમ જીદ પકડશો તે ચાલશે નહીં! બ વખતનો ખ્યાલ કરો. મારો વિચાર કરો! મને પણ ફાંસીને લાકડે ચડાવવી છે? તમારી પાછળ સતી થઇશ. તમને કંઇ થશે તો હું જીવી શકીશ? અત્યાર સુધી તમે મૌન રાખ્યું છે તે હવે તોડવું પડશે. મારા ઉપર વિશ્વાસ નથી? મને બધી વાત કહો. હું પોતે બારીસ્ટરને કેસ સમજાવીશ. હું તમને બચાવીશ."

અતુલનું મગજ ચકડોળે ચડયું. તેનાં સ્વપ્નો સાચાં પડવાનો પ્રસંગ આવ્યો, ત્યારે નવી આફત ઉભી થઇ હતી. પોતાના મનથી એક વ્યક્તિને તેણે ખુની ધારી હતી. જો પોતે બચવા પ્રયત્ન કરે તો કોણ ફાંસીના લાકડે ચડે ? એ વિચાર તેને ગાંડો બનાવતો હતો. તે શૈલબાળાના સામું જોઇ જ રહ્યો. તેનાથી જવાબ અપાયો નહિ. શૈલબાળાથી રહેવાયું નહિ.

" અતુલલાલ, મારી ખાતર તમે બોલો. તમે નિર્દોષ છો. તમે કોઇને બચાવવા માંગો છો. કોઈની ખાતર તમે મરવા માંગો છો. મારી ખાતર તમે સત્ય વાત કહો, તો તે વ્યક્તિના બચાવનો માર્ગ પણ શોધાય. આ અદાલતોમા ખરા ખુની છુટી જાય છે. આપણા બારીસ્ટરો કાંઇ કાંઈ યુક્તિ શોધી કહાડશે. ખુન કર્યું હશે—સાબીત થયું હશે તો પણ કાયદાની બારીકીથી નિર્દોષ ઠરી છુટી જવાશે. તમે બોલો, મારી ખાતર બોલો. હું સર ચીમનલાલને અને ઝીણાને બન્નેને ઓળખું છું હું એમને સમજાવીશ. તેઓ ઘણી મહેનત કરશે અને જેને તમે બચાવવા માંગો છો તેને પણ તે બચાવી શકશે. મારી ખાતર બોલો. "

" શૈલ ! તને ખબર છે કે જો તું સર ચીમનલાલને કે ઝીણાને કેસ સમજાવવા જાય તો કેટલી ફજેતી થાય ? તારા પિતાજી ન્યાયાસને બીરાજે અને તું આરોપીને મદદ કરે, એ કેમ સંભવે ? "

" બધું સંભવે. તમે મારા પ્રાણ છો. તમારે માટે ગમે તેવી ફજેતી પણ સહન કરવા તૈયાર છું. "

" તું આ શું બોલે છે ? આધુનિક બાળાઓ એવી રીતે બોલે પણ બોલેલું વચન પાળી શકે નહિ. બહારના દેખાવમા તેવી બાળાઓ લાગણીભરી દેખાય પણ તેમનાં અંતર તો શુષ્ક ! "

" હું આધુનિક સમયનાં છોકરી છું એ વાત ખરી. એક સમયે હું આધુનિક બાળા હતી; પણ સીમલામા તમે જે શબ્દો કહ્યા હતા તેથી મારી ભ્રાંતિ દુર થઇ છે અને મારામા જે વાસના હતી તે ગઇ છે.તમારા વિચાર મને મળ્યા અને તે પ્રમાણે વર્તું છું. "

" તો પણ હજી છેલ્લી ફેશનની સાડી છે અને આધુનિક બાળાને યોગ્ય બૂટ મોજાં છે. "

" તમને એ ગમે છે—મને ખાત્રી છે. અહીં આવવા માટે સારો પોષાક જોઈએ અને તેથી જ મેં ગઈ કાલે આ કપડાં ખાસ ખરીધાં છે. તમને ગમે છે ? સાચું બોલજો. "

" હા, સારાં કપડાં તો જોઇએ. કપડાં પ્રત્યે મને તિરસ્કાર નથી. પરંતુ બાહ્યાડંબર માટે મને તિરસ્કાર છે. આધુનિક બાળાના હાવભાવ મને પસંદ નથી. મારા વિચાર પ્રમાણે તેં બાય વગેરેનું બ્લાઉઝ પહેર્યું નથી એ સારું કર્યું છે. સ્ત્રીએ મર્યાદા સાચવવી જ જોઇએ. મર્યાદિત ફેશન કરવાને વાંધો નહિ. આધુનિક બાળાને જે વિચિત્ર પ્રકારનું સ્વાતંત્ર્ય જોઇએ છે તે માત્ર મને પસંદ નથી. "

"હું તમારા બધા વિચાર જાણી ગઈ છું, તે પ્રમાણે વર્તીશ. આપને કોઈ દિવસ પણ ખેદ થશે નહીં. પણ આ તો વિષયાંતર થયો. વખત તો થઇ ગયો લાગે છે. બોલો, તમે ધારાશાસ્ત્રીને રોકશો કે હું રોકું ?"

"ખરા અંતઃકરણથી મારા પ્રત્યે તને પ્રેમ છે ?"

"હા, તમે મારા પ્રાણ છો. આધુનિક બાળાઓની માફક મને નાટક ભજવતાં આવડતું નથી. શૃંગારીક ભાષા અને હાવભાવ આવડતા નથી. હું તો સરળ અને લાગણીવાળી બાળા છું. મારી આંખમાં તમે પ્રેમ અને લાગણી જોઈ શકશો. જેમ હનુમાનજીએ કહ્યું હતું કે મારી ચામડી ઉતારીને અંદરથી જોશો તો દરેક જગ્યાએ રામ નામ વાંચી શકશો, તે જ પ્રમાણે જો મારી ચામડી ઉતારશો તો દરેક જગ્યાએ તમારૂં નામ વાંચી શકશો."

"ઠીક ! બસ થયું. મારી ખાત્રી છે. હું પણ શૃંગારમાં સમજતો નથી. આપણે બે જો પરણીએ તો આદર્શ પતિપત્ની થઇએ. પણ......"

તે જ ક્ષણે બારણા ઉપર અવાજ થયો. બન્ને ચમક્યાં. સત્તુએ શૈલબાળાને નીચે મૂકી. ઝડપથી શૈલબાળાએ કપડાં સંકોર્યાં.

"જો તને લાગણી હોય તો મને એક વચન આપ."

"શું વચન જોઇએ છીએ ?"

"મૌન વ્રતનું !"

"શું મારે કંઈ બોલવું નહીં અને તમને ફાંસીને લાકડે ચડવા દેવા ?"

"મારે માટે જો તને લાગણી હોય તો એક અક્ષર પણ બોલીશ નહિ."

"તમે મને એક વચન આપો."

"શું ?"

"સત્ય વાત મારા પિતાજીએ અને જ્યુરીને કહેવી. બીલકુલ જુઠું બોલશો નહીં અને કંઈ છાનું રાખશો નહીં. તેમની આગળ તમે પણ મૌન રાખશો નહીં—"

તે જ સમયે બારણાં ઉઘડયાં.

"અડધા કલાકનો સમય આપ્યો હતો અને બે કલાક થયા તો પણ તમારો મેળાપ પુરો થતો નથી ? ચાલો, વખત થઇ ગયો."

શૈલબાળાને બહાર જવું પડયું. તેનું શરીર બહાર ચાલ્યું પણ હૃદય તો ત્યાં જ રહ્યું !

ભલી, છોકરી ! જ્યારે સ્વર્ગીય સુખ મળવાનો પ્રસંગ આવ્યો ત્યારે આ સ્થિતિ ? મારી માતાને બચાવવી કે ભાવિ પત્નીને દુઃખી કરવી ? મને કંઇ સુઝતું નથી. ઇશ્વર જે કરે તે ખરૂં ! જેલ પણ અત્યારે સ્વર્ગ સમી લાગતી હતી ! હૃદયના પ્રેમને માટે સ્થાન જોઇએ છીએ ? માટે જ કવિએ ગાયું હશે કે, "Stone walls do not a prison make."

---

# [ ૨૧ ]

## ન્યાયમંદિરમાં પિતાનો સાક્ષાત્કાર



"આવતી કાલે તમારો કેસ લેવાશે."

"કોરટનું કામ કેટલા વાગે શરૂ થાય છે?"

"સેશન્સ કોર્ટનું કામ બરોબર અગીઆર વાગે શરૂ થાય છે. સારા બેરીસ્ટરને રોકશો તો ફાયદો થશે." જેલ સુપ્રીન્ટેન્ડન્ટે સતુને સલાહ આપતાં કહ્યું.

"આપની સલાહ માટે આપનો ઉપકાર માનું છું."

તે દિવસનાં બધાં વર્તમાનપત્રોમાં એ વાત આવી ગઇ હતી. પ્રત્યેક વર્તમાનપત્રમાં મોટા અક્ષરે તે વાતને મોટું સ્વરૂપ આપ્યું હતું. કોર્ટમાં મોટી મેદની થવાનો ભય હતો, તેથી પોલીસે ખાસ બંદોબસ્ત માટે પગલાં લીધાં હતાં. કલાર્ક ઓફ ધી ક્રાઉને એવો સરક્યુલર કહાડયો હતો કે–'પ્રત્યેક બારીસ્ટરે અને વકીલે પોતપોતાના કોર્ટના ડ્રેસમાં ત્યાં જવું અને સોલીસીટરોએ તેની ઑફીસમાંથી પાસ લઇ લેવા. તે શિવાય પ્રજાજનોએ કેસ સાંભળવા જવું હોય તો તેમણે પણ પાસ મંગાવવા અને તે આપતી વખતે બાનુઓની અરજી પ્રથમ સ્વીકારવામાં આવશે. ઉપરની ગેલેરીમાં દાખલ થવા પાસ વિગેરેની જરૂર પડશે નહિ.' મુખ્ય ટેબલ આગળની ખુરશીઓની પહેલી લાઇન કેસમાં જે બારીસ્ટરો રોકાએલા હોય તેમને માટે રીઝર્વ કરવામાં આવી હતી. વર્તમાનપત્રોના પ્રતિનિધીઓ માટે પણ ખાસ ગોઠવણ કરવામાં આવી હતી.

બીજે દિવસે સવારના પહોરમાંથી શહેરમાં ધમાલ ચાલી રહી હતી. ચાલીઓના નળ ઉપર, બજારમાં શાકભાજી વેચાતી હતી ત્યાં, ટેકસીઓ ઉભી રહેવાની જગ્યાએ, તેમજ બીજાં એવાં વિધવિધ સ્થળોએ એ કેસની જ વાત ચાલી રહી હતી. લોકલ ટ્રેનોના એક પણ ખાનામાં સતુના સંબંધી વાત ચાલતી નહિં હોય એમ ન હતું. વેપારીઓના તેમજ બીજી મોટી ઓફીસોના કારભારીઓ કોર્ટમાં જવાની તજવીજમાં રોકાયા હતા. રજા વગર કેમ જવું તેનો રસ્તો શોધવામાં પોતાના મગજને કસતા હતા.

દશ વાગ્યાથી ન્યાયમંદીર આગળ મનુષ્યની મેદની થવા માંડી. સાડાદસ વાગ્યામાં ઉપરની ગેલેરી ભરાઇ ગઇ. સુવાન ધારાશાસ્ત્રીઓ પણ તેટલા જ વહેલા આવ્યા

હતા. કેટલાંક બાનુઓ સાડીઓ અને જવાહીરના ઝબકારા સાથે હાજર થઇ ગયાં હતાં. પોણા અગીઆરે કોર્ટનો ઓરડો પણ ભરાઇ ગયો।

" આરોપીને કયારે ઉપર લાવવો ?."

" હવે હમણાં જ લઈ આવો."

" હમણાં લાવીશું તો ગરબડ બહુ થશે–તેનાં કરતાં નામદાર ન્યાયમૂર્તિ આવી જાય ત્યાર પછી લાવીએ તો ? "

"આરોપીને પ્રથમ જ લાવવો જોઇએ.

તે જ સમયે નીચે પોર્ટીકો આગળ શરણાઇનો નાદ થયો.

" જુઓ, આપણા સેશન્સ જજસાહેબ આવી પહોંચ્યા. સંભાળીને આરોપીને ઉપર લાવો–અથવા લીફ્ટમાં લઇ આવો તો ઠીક પડશે. એક ઇન્સ્પેકટર અને બે સબઈન્સ્પેકટર તેની સાથે લીફ્ટમાં રહેજો. "

પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટે આપેલા હુકમ પ્રમાણે બીજો પોલીસ અધિકારી સતુને લેવા ગયો. સાધારણ રીતે સુપ્રીન્ટેન્ડેન્ટ અને સરફોજદાર આવા કામમાં માથું મારતા નથી. ફોજદાર અને બીજા પોલીસો આ સંબધમાં લક્ષ આપે છે. પરંતુ આ આરોપી અસાધારણ મનુષ્ય હોવાથી મોટા અધિકારીઓએ બધું કામ હાથમાં લીધું હતું.

ઘડીઆળમાં અગીઆરમાં પાચ કમ હતી. તે વખતે સર ફોજદાર અને બે ફોજદારો સતુ સાથે કોર્ટમાં હાજર થયા અને આરોપીના પાંજરામાં જવા તેના પગથીઆ ઉપર ચડવા માંડયા. તે જ સમયે 'સતુભાઇની જય' એમ કોઇ બોલી ઉઠયું અને જાણે અજાણે બધા પ્રેક્ષકો અને બારીસ્ટરો ઉભા થઇ ગયા અને તે ' જય ' નો નાદ ઝીલ્યો.

" કેમ દેસાઇ ! તારે બચાવની ફીક લેવી છે ? "

" મળે તો ખોટું નહિ. "

" મહેતાને તો મોટા નામાંકિત ધારાશાસ્ત્રી થવું છે. પણ આ ફીક લીધાથી તું નામાંકિત થઇ શકીશ નહિ. "

" કંઇ કહેવાય નહિ, વર્તમાનપત્રોમાં તેં વિગતો વાંચી છે ? તે વાંચતાં મને તો લાગે છે કે તે નિર્દોષ છે, તને ખબર છે.કે ઝીણા આવા કેમ આગળ આવ્યા ? રમોલા કાઝ કોર્ટમાં આવો જ એક કેસ હતો. સર ફીરોજશાહ માણસ ઓળખી શકતા હતા. તેણે ઝીણાની હિંમત પારખી હતી. ઝીણાને તે બ્રીફ આપી. ત્યાર પછી બધા ઝીણાની પાછળ દોડવા માંડયા. તે જ પ્રમાણે આ છે.જો કોઈ આ કેસમાં ફાવ્યો તો એનો ધંધો ધમધોકાર ચાલવાનો ! પણ એ ધારાશાસ્ત્રી રોકવાની જ ના કહે છે." 

" સતુ કહે છે તે પ્રમાણે તે નિર્દોષ હોય તો શું કરવા ના કહે છે? કોઇ જાણી જોઈને મરે ? "

" તે કોઇને બચાવવા માંગે છે એમ લાગે છે. તે નિર્દોષ છે; પણ ખરો ખુની કોણ એ સતુ જાણતો હોય એમ લાગે છે. કોઇને બચાવવા તે મરવા તૈયાર થયો હોય એમ લાગે છે. અને ધાર કે તે ખરો ખુની હોય તો પણ શું ? ખુનની કલમમાં કેટલા બધા અપવાદો છે ? છેવટે કંઇ નહિં તો ખુનનો આરોપ પણ બદલાવી શકાય ! વખતે છુટી પણ જાય—પણ મને તો લાગે છે કે કોઇને બચાવવાને માટે જ આ મૂર્ખ માર્ગ એણે લીધો છે."

" લાગે છે તો મરદ ! કેવો એકલો—અટુલો ઉભો છે ! જાણે તે જ ન્યાયમૂર્તિ અને આપણે બધા એના સમક્ષ બારીસ્ટરો ! જબરો તો ખરો ! એની ઉમરે આપણે બરીસ્ટર થયા હતા ખરા કે ?"

" અરે ! આપણે લંડનની ગટરો સુંઘતા હતા ! આપણી ઉમરમાં એણે પૈસો મેળવ્યો, તેમ નામના પણ મેળવી !"

" અને ખુનનો આરોપ પણ મેળવ્યો." બાજુમાં બેઠેલી એક બાનુ બોલી.

" પણ, તમે એને અન્યાય કરો છો. કેટલો પ્રતિભાશાળી અને સાહસી ! આજે આખી દુનિઆ એને ઓળખે છે !"

તેજ સમયે ' સાયલેન્સ ' નો પોકાર થયો. ન્યાયમુર્તિના આગમનની સુચના થઇ. યંત્રવત્ બધા ઉભા થયા. જયારે ન્યાયમુર્તિ એમની ખુરશી આગળ આવ્યા ત્યારે ફરીથી કોઇએ સતુની જય બોલાવી. આખા ઓરડામાં તેનો પ્રત્યાઘાત થયો. દેખીતી રીતે એ નામદારે સ્વસ્થતા સાચવી.

" મી. એડવોકેટ—જનરલ, આ ઘુમાટથી તમારા કામમાં ખલેલ પહોંચતી હોય તો મને કહેશો. હું તરત જ બધાને બહાર જવાનો હુકમ આપીશ."

" આપ નામદારનો ઉપકાર માનું છું."

નામદાર ન્યાયમુર્તિએ રાતો ઝભ્ભો પહેર્યો હતો, અને માથે લાંબી મોટી વીગ પહેરી હતી. તે પહેરવેશમાં તેમનો દમામ સખત લાગતો હતો. બેંચ ઉપર એક છેડે મુંબઇના શેરીફે જગ્યા લીધી અને બીજા છેડે ચીફ પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ બીરાજ્યા !

સતુએ સફેદ સારીન ડકનો કોટ પહેર્યો હતો. તેના ઉપર કોઇ પણ જાતનો ડાઘ નહોતો. તે ઉપરથી તેને સ્વચ્છતા પ્રત્યે પક્ષપાત હશે એમ દેખાતું હતું. કાળી લાંબી રેશમી ટોપી પહેરી હતી. ધોતીયું પણ સફાઇથી પહેરેલું હતું. પગમાં ચંપલ હતા. તેના પહેરવેશ ઉપરથી તેને કોઈ કામદાર—મજુર કહે નહિ. ભરાવદાર, અને મજબુત શરીર હતું. શરીરમાં અને આંખમાં ચપળતા હતી—મુખ ઉપર જરા શોક હતો, પણ અવસ્થતા નહોતી. શરીરમાં ધ્રુજારી તો શેની જ હોય ? તેને બેસવાનું કહ્યું, પણ તેણે તો ઉભા રહેવાનું જ પસંદ કર્યું.

પ્રેક્ષકોમાં પાછી એની વાત થવા માંડી.

"કહે છે કે આ ન્યાયમૂર્તિએ સતુને બે વાર જેલમાં મોકલ્યો છે અને આજે પણ એ ન્યાય ચુકવવા બેઠા છે ! કેવો ન્યાય ?" એક લલનાએ કહ્યું.

" અને થોડા મહિના બે પ્રતિસ્પર્ધીઓ હતા. ત્રીસ હજાર મતદારોમાંથી બેજણ વચ્ચેના મતમાં તેત્રીસનો જ ફેર ? ત્યારે તે કેટલો માનીતો હશે ?"

"અને તે ફેર પડવાનું કારણ એમ સાંભળ્યું છે કે મરનાર લાલચંદ તરફથી નનામા પત્ર લખી સતુને ઉતારી પાડવામાં આવ્યો હતો. જો એ નનામો પત્ર લખાયો નહોત તો સતુને હજારો મત વધારો મળત."

આ પ્રમાણે સ્ત્રીઓ વાત કરતી હતી. એક સ્ત્રીના પાસે તેનો ઓળખીતો એક બારીસ્ટર બેઠેલો હતો, તેણે કહ્યું, " અમારા ન્યાયનો સિધ્ધાંત એવો છે કે ' ન્યાય મળ્યો છે ' એમ નહિ પણ 'સાચો ન્યાય મળ્યો છે' એવી ભાવના થવી જોઇએ. જ્યારે આ બે જણ લડાઇ કરતા આવ્યા છે અને તેમના વચ્ચે ઘણાં લહેણાં--દેવાં ચુકવવાનાં છે ત્યારે ન્યા. મૂ. અમરનાથે ના જ પાડવી જોઇતી હતી. કોણ એમ માને કે આ ન્યાયમૂર્તિ ન્યાય ચુકવી શકશે ? "

આ વાત ચાલતી હતી. તે વખતે ક્લાર્ક ઓફ ધી કાઉન ઉભા થયા. તેણે સતુના કેસનો પોકાર કર્યો.

" મારા વિદ્વાન મિત્ર મી. શર્મા સાથે હું સરકાર તરફથી હાજર થઉં છું." મી. એડવોકેટ જનરલે 'એપીઅરન્સ' નોંધાવતાં કહ્યું.

" હું બચાવ તરફથી હાજર થાઉં છું." મી. શૉએ કહ્યું.

" નામદાર, મારા તરફથી હાજર થવા મેં કોઇને સુચના આપી ન હતી." દ્રઢ ભાષામાં અને સચોટ શબ્દોમાં અવાજ આવ્યો.

બધાની દ્રષ્ટિ જે દીશામાંથી અવાજ આવ્યો હતો તે દિશા તરફ વળી.

"મી. શૉ! આરોપી ના કહે છે " ન્યા. મૂ. અમરનાથે મી. શૉ ને પૂછ્યું.

" નામદાર, આપણી કોર્ટના નિયમ પ્રમાણે આ ખુનના આરોપનો કેસ હોવાથી સરકાર તરફથી મને બચાવ માટે રોકવામાં આવ્યો છે."

" પણ આરોપી ના કહે છે પછી શું થાય ?"

" પણ આપણા નિયમ પ્રમાણે બચાવ વગર આ કેસ કેમ ચલાવી શકાય ?"

" આરોપી ( prisoner at the dock )! અમારો એવો નિયમ છે કે ખૂનના આરોપમાં બચાવનો ધારાશાસ્ત્રી જોઇએ. જો આરોપી પોતે કોઇ ધારાશાસ્ત્રીને રોકે તો ચાલે-- અને જો તે તેમ ન કરે તો સરકાર એકને નીમે. જો તમારે કોઇ સ્વતંત્ર ધારાશાસ્ત્રીને રોકવો હોય તો તેમ કરી શકો છો."

" આપે જે સમજુત આપી, તેને માટે આપ નામદારનો ઉપકાર માનું છું. પણ હું કોઇને નીમત્રા માંગતો નથી. જે ડી. મી. શૉ બોલશે અથવા કરશે તેથી હું બંધાઇશ નહિ તેની નોંધ લેશો તો ઉપકાર થશે. " એક નિષ્ણાત ધારાશાસ્ત્રીને શોભે એવી છટાથી તે બોલ્યો. જે વખતે તે બોલતો હતો તે વખતે કોઇ એને આરોપી માને નહિ!

તે સમયે એક આંગ્લ યુવતિ આવી. તેણે ભભકાભર્યો પહેરવેશ પહેર્યો હતો. જ્યારે તે યુવતિ કોર્ટના ઓરડામાં દાખલ થઇ ત્યારે બધા પોલીસ અમલદારો અને બીજા તેને સલામ કરવા માંડયા. ક્લાર્ક ઑફ ધી કોર્ટને ખબર પડી કે તરત તે તેને આવકાર આપવા ગયા અને પોતાની સાથે તેને ખુરશી આપી. ટુંકાણમાં તેણે તે યુવતિને બધી સમજ આપી અને શું શું બની ગયું તે પણ તેને કહ્યું.

" મી. એડવોકેટ જનરલ, આ બાબતમાં તમારૂં શું કહેવું છે ? "

"નામદાર, આરોપી ભણેલો યુવક છે. તેને બધી સમજ પાડી છે. તે ના કહે છે તો આપણે શું કરી શકીએ ? તેમ છતાં પણ આપની નોટમાં મી.. શૉનું ' એપીઅરન્સ ' છે જ. "

"નામદાર, મેં જે કહ્યું તેની પણ આપ નોંધ લેશો. મી. શૉનું 'એપીઅરન્સ' રદ કરશો. " તરત જ આરોપીનો અવાજ આવ્યો.

" જુઓ, મી. એડવોકેટ જનરલ ! હવે શું કહો છો ? "

" નામદાર, મેં તો પ્રથમથી જ કહ્યું છે કે આ અસાધારણ યુવક છે. તે ઘણો હોંશીઆર અને વિચક્ષણ છે——"

" નામદાર, અત્યારે મારા ઉપર ટીકા થઇ શકે " સતુ વચ્ચે જ બોલ્યો.

" નામદાર, હું ટીકા કરવા માંગતો નથી. જ્યારે આરોપી બરોબર સમજીને એમ કહે છે તો મી. શૉનું ' એપીઅરન્સ ' રદ કરશો અને આરોપી જાતે બચાવ કરશે—પણ તે સંબંધમાં પણ આપને સુચના આપવી પડશે. "

"આરોપી ! આ એક અસાધારણ કેસ લાગે છે. અમારી જાણમાં આવો બનાવ બન્યાની ખબર નથી. તેમ, કોઇ પણ લૉ રીપોર્ટસમાં આવો કેસ વાંચ્યો નથી. જ્યારે તમે ના કહો છો ત્યારે જબરજસ્તી થઇ શકશે નહિ. જો તમે પોતે તમારો બચાવ કરવાના હો તો મારે તમને જણાવવું જોઇએ કે ઉલટ તપાસ કરવાનો તેમ જ યોગ્ય સમયે બીજી વાતમાં વાંધો લેવાનો અધિકાર તમને રહેશે. કાયદાની બાબતમાં મારે તપાસ રાખવી પડશે; કારણ કે તમે ધારાશાસ્ત્રી નથી. તમારો બચાવ કરનાર કોઇ ધારાશાસ્ત્રી નથી, તેથી તમારે ફીકર રાખવી નહિ. કોર્ટ પ્રતિપક્ષી નથી. "

આ શબ્દોથી સતુને હસવું આવ્યું; પણ તરત જ તે એણે અટકાવ્યું અને શાંતિથી બોલ્યો, "આપ નામદારનો ઉપકાર માનું છું; આપ નામદારના હાથમાં આ કેસ હોય પછી મને ચિંતા રાખવાનું કારણ ?"

"આ કટાક્ષ લાગે છે ! જ્યારે એ બે જણ વચ્ચે હરિફાઇનું પરિણામ જણાયું હતું ત્યારે સતુએ શું કહ્યું હતું તે ખબર છે ?–આપણે બે જણ ફરી મળશું અને તે લડવા માટે જ." એક બાનુએ બીજીને કહ્યું.

આ વિધિ પુરી થયા પછી તે નામદારે ક્લાર્ક ઑફ ધી ક્રાઉનને આગળ ચલાવવા કહ્યું.

તેણે આરોપપત્ર વાંચવા માંડયો. આરોપપત્રની ભાષા વિચિત્ર હોય છે. સાધારણ મનુષ્યને તો તે વખતે ઉંઘ આવે. પરંતુ ન્યાયના સિદ્ધાંત પ્રમાણે તે બરોબર લાગે છે. આરોપીને તેના ઉપરના આરોપનો સ્પષ્ટ રીતે ખ્યાલ થવો જોઇએ. પાછળથી ગરબડ કરવાનો માર્ગ રહેવો જોઇએ નહિં. આરોપપત્રનો ભાવાર્થ એવો હતો કે અમુક દિવસે અમુક વખતે અને અમુક જગ્યાએ સતુલાલ મહેતાએ લાલચંદ મોતીચંદ ફકીર ઘેલાવાળાને તેનુ મરણ નીપજાવવાના હેતુથી અથવા નીપજશે એમ જાણીને પોતાની છરી તેના વાંસામાં અમુક જગ્યાએ અમુક જાતનો ઘા કરીને મારી અને તેથી અમુક વખતે તેનું મરણ નીપજ્યું–વિગેરે.

તે આરોપપત્ર વંચાયા પછી ક્લાર્ક ઑફ ધી ક્રાઉને સતુને નીચે પ્રમાણે પુછ્યું:-

"આરોપી ! તમે આ આરોપ કબુલ કરો છો ? કે તમે તમારો કેસ ચલાવવા માંગો છો? (Prisoner at the dock! do you plead guilty to the charge or you claim to be tried ?)"

"હું નિર્દોષ છું."

"તે મારા સવાલનો જવાબ નથી."

"હું નિર્દોષ છુ." ફરીથી સતુએ તે જ શબ્દો ઉચ્ચાર્યા.

ક્લાર્ક ઑફ ધી ક્રાઉને પોતાનો પ્રશ્ન ફરીથી પુછયો અને બરોબર જવાબ માંગતાં કહ્યું, "મારે કાયદા પ્રમાણે આ રીતે સવાલ પૂછવો જોઇએ અને તમારે તેનો યોગ્ય રીતે ઉતર આપવો જોઇએ."

"કાયદા પ્રમાણે ઘણું થવું જોઈએ. પણ આપના અત્યારના કાયદાના આધારે જ ઘણાં નિર્દોષ મનુષ્યો કારાવાસમાં ધકેલાય છે અને આપ સપડાવવા માગતા હશો; પણ મારો પ્રત્યુત્તર એટલો જ છે કે–હું 'નિર્દોષ છું.'" દ્રઢ અવાજે સતુએ કહ્યું.

"નામદાર, આરોપીને ફરી પુછવાથી શો ફાયદો ? તેણે કહ્યું છે કે "હું નિર્દોષ છું" એ ઉપરથી આપણે એટલું જ સમજવાનું કે તે ગુન્હો કબુલ કરતો નથી. હવે આપણે કેસ ચલાવવો જોઇએ.",

નામદારે તે પ્રમાણે નોંધ લીધી.

" આરોપી, જ્યારે તમે તમારો કેસ ચલાવવા માગો છો ત્યારે તમને જણાવવું જોઇએ કે કાયદા પ્રમાણે આ કેસ જ્યુરીની સમક્ષ અને તેમની મદદથી ચાલશે. કોઈ હિંદી એકલા હિંદીઓની જ જ્યુરી માંગી શકે છે. તેમજ બન્ને પક્ષને આઠ પંચોને કોઈ પણ કારણ આપ્યા શિવાય--ના કહેવાનો અધિકાર છે. ત્યાર પછી જો કોઈ પંચ સામે વાંધો હોય તો કારણ દર્શાવી ના કહી શકાય છે. "

" એકલા હિંદીઓની જ્યુરી હું પસંદ કરૂં છું. "

ક્લાર્ક ઓફ ધી કાઉને પંચોના નામની ચીઠીઓનો ડબ્બો લીધો. તે ડબ્બાને તેણે હલાવ્યો. પછી ઉઘાડ્યો. તેમાંથી એક ચીઠ્ઠી લઈ, તેમાં લખેલા નામનો પોકાર કર્યો. એડવોકેટે જનરલ વાંધો લીધો. એવી જ રીતે બીજી ચીઠ્ઠી તેણે ઉપાડી અને બીજા નામનો પોકાર થયો. સતુએ એક પણ હિંદી પ્રત્યે પોતાનો વિરોધ દર્શાવ્યો નહિ. એડવોકેટ જનરલે આઠ નામ સામે વાંધો લીધો. નવ પંચો ચુંટાયા. તેમને સોગન આપવાની વિધિ થઇ. પંચોને બેસવા સારૂં એક પાંજરા જેવું બનાવેલું હોય છે. તે પાંજરાને નાકે એક સાર્જંટને બેસાડવામાં આવે છે. તે તુ સાર્જંટને; પણ સોગન આપવામાં આવે છે. પંચને આપવામાં આવતા સોગનનો સાર એટલો જ હોય છે કે ' નિષ્પક્ષપાતપણે અને નિડરતાથી જે જુબાની પડશે તે ઉપરથી ન્યાય આપીશ.' પહેલાંના સમયમાં પંચોને નજરકેદ કરવામાં આવતા હતા. કોઇની સાથે વાત કરવા દેવામાં આવતી નહોતી. જો સાંજ સુધીમાં કેસ ખલાસ થતો નહિ તો તેમને હાઇકોર્ટમાં જ સુવાડવામાં આવતા હતા., ત્યા જ તેમને ન્હાવા ધોવાની તેમજ ખાવાપીવાની સવડ થતી. હવે એટલી બધી ચોકસાઇ નથી. પરંતુ કેસ ચાલતો હોય તે દરમીયાન તેમને લગભગ નજર કેદી તરીકે રાખવામાં આવે છે. ત્યાં બેઠેલા સાર્જંટ તેમને ખરેખર સાચવે છે. પણ રાજાના વખતમાં બહાર જવા દે છે તેમ જ રાતે ઘેર જવા દે છે; પરંતુ ભાષણ થયા પછી કોઇને મળવા દેતા નથી. નામદાર જજનું ભાષણ થયા પછીથી પોતાનો નિર્ણય જણાવે નહિ ત્યાં સુધી તેમને નજર કેદમાં રાખવામાં આવે છે.

પંચોએ પોતાનો પ્રમુખ નીમ્યો. તેને ફોરમેન કહે છે.

પંચની વિધિ પુરી થયા પછી, કલાર્ક ઓફ ધી કાઉને તે લોકોને આરોપપત્ર વાંચી સંભળાવ્યો. તે પછી એડવોકેટ જનરલ ઉભા થયા. તેમણે ગુનાહની જગ્યાનો પ્લાન બનાવડાવ્યો. હતો, તે પંચોને તથા આરોપીને આપ્યો. પછી તેમણે કેસની શરૂઆત કરી. પહેલાં જે કલમના આધારે આરોપ મૂકવામાં આવ્યો હતો તે કલમ વાંચી સંભળાવી. ખુનના અને મનુષ્ય વધના આરોપમાં શો ફેર છે તે સમજાવ્યું. ત્યારે પછી તેણે ભાષણ શરૂ કર્યું.

"નામદાર, તથા જ્યુરીના ગૃહસ્થો ! આરોપી જુવાન ગૃહસ્થ દેખાય છે, પણ ભયંકર માણસ છે——"

આ વખતે એક વ્યક્તિ કોર્ટમાં દાખલ થઇ. બધા તેને માર્ગ આપવા લાગ્યા.

"બાળા, અહીં કોર્ટમાં પણ આવી ! તે શું કરશે ?" સતુ મનમાં બબડયો.

"શૈલ અહીં કયાંથી ? તે શું કરવા આવી ? મારી ફજેતી કરાવશે ?" ઉપરથી અમરનાથ મનમાં બબડયા.

ક્લાર્ક ઑફ ધી ક્રાઉને તેને આવકાર આપ્યો. પોતાની પાસે તેને ખુરશી આપી. પ્રથમ આવેલી (અંગ્રેજ પોષાકમાં) આંગ્લબાળા સાથે તેણે હસ્તધૂનનનો શિષ્ટાચાર કર્યો.

એડવોકેટ જનરલે પોતાના ભાષણની ફરીથી શરૂઆત કરી.

"આરોપીના જન્મની વાત પણ જાણવી જોઈશે. તે એક રખડતી બ્રાહ્મણીનો દીકરો છે. તેનો પિતા કોણ છે તે એને ખબર નથી——"

"શરમ," (Shame) શૈલબાળાથી બોલી જવાયું.

કોર્ટમાં શાંતિ હતી. શૈલબાળા ધીમેથી બોલી હતી પણ તેનો બોલેલો શબ્દ બધાને સંભળાયો હતો. પરંતુ એડવોકેટ જનરલે તે સાંભળ્યું નહોતું કારણ કે તે તેમના કામમાં મશગુલ હતા.

"આપ કંઇ બોલ્યાં એટલી સમજ પડી પણ આપ શું બોલ્યાં તે ખબર નથી. કૃપા કરી ફરીથી કહેવાની તસ્દી લેશો" એડવોકેટ જનરલે ધીમેથી શૈલબાળાને પુછ્યું.

ક્લાર્ક ઑફ ધી ક્રાઉનની બેઠક ન્યાયાસનની નીચે જ હોય છે. શૈલબાળા તેની પાસે જ હતી તેથી તે એડવોકેટ જનરલની સામે હતી.

"આ કેસમાં તેના જન્મની વાત લાવવાથી શો ફાયદો ? તે અસંબંધ નથી ? એ વાત લાવવાથી જ્યુરીના ગૃહસ્થોના કાન ભંભેરાય કે નહિ ? એવી અસંબંધ વાત તમે કરી તેથી મેં 'શરમ' એમ કહ્યું."

એડવોકેટ જનરલ વાત સમજી ગયા.

જ્યારે શૈલબાળાએ તે ઉદગાર પ્રથમ કહાડયો હતો ત્યારે સતુને નવાઇ લાગી હતી. સતુ સામે તે 'શરમ' નો ઉદગાર કહાડે ? તેમ જ તે સાંભળી અમરનાથ ખુશ થયા હતા. કારણ સમન્વય એવું જ છે.

એડવોકેટ જનરલે તે વાત લંબાણથી કહેવાનું મુકી દીધું. બે અક્ષરમાં પુરું કરી તેમણે આગળ ચલાવ્યું. સતુનો આખો ઈતિહાસ કહ્યો. રીબક વખતની હરકોરણીની તેમજ અમદાવાદમાં કહેવાતી આરફાડની પણ વાત કહી, પરંતુ બન્ને વખતની જેલની

વાત કરી નહોતી. લાલચંદ સાથેનો અણબનાવ જરા લંબાણથી વર્ણવ્યો હતો. ખૂનની આગલી રાતે થએલી મારામારીની વાત પણ કહી, પોતાના ભાષણને અંતે તેણે કહ્યું, " હવે હું સાક્ષીઓને બોલાવીશ અને જે વસ્તુસ્થિતિ આપને કહી તે એ લોકોની મારફત સાબીત કરીશ. હવે માત્ર આપને એક શબ્દ કહેવાનો બાકી છે. અહીં જે જુબાની પડે તે ઉપરથી જ તમારે ન્યાય ચુકવવાનો છે. એ મહાપુરૂષ છે વિગેરે ધ્યાનમાં રાખવાનું નથી."

પહેલાં એડવોકેટ જનરલે ડાક્તરને બોલાવ્યો. છરીથી થએલા ઘા ઉપર સવાલ પુછયા. કેવો ઘા હતો–કેવી રીતે થએલો હતો, માણસ તેથી મરણ પામે કે નહિ, કેટલા વાગ્યાના સુમારે થયો હશે–એવા એવા સવાલ પુછયા. મુખ્ય તપાસ થઇ રહ્યા પછી જજે આરોપીને ઉલટ તપાસ કરવા કહ્યું. તેણે આભાર સાથે ના કહી. વિવેકની ખતર અમરનાથે બે ચાર સવાલ પૂછયા.

પછી, તે રાતે રોન ફરનાર પોલીસના સીપાઇને બોલાવ્યો. ટુંકાણમાં તેણે એમ જણાવ્યું કે તે દિવસે રોનમાં જવાનો તેનો વારો હતો: સવારના પાંચના સુમારે તેને તે લાશ મળી આવી. તરત જ તેણે પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટને ખબર આપી. પંચક્યાસ થયા પછી તે લાશ મોતીચંદ શેઠને સોંપી. સહુએ ઉલટ તપાસ કરી નહિ.

એટલા સાક્ષીઓને તપાસ્યા પછી બે વાગ્યા. કોરટ ઉઠી.

" કેમ, દેસાઈ ! શું લાગે છે ? "

" આટલી જુબાની ઉપરથી ખુનનો આરોપ સાબીત થયો એમ કહેવાય નહિ."

" એડવોકેટ જનરલનું ભાષણ કેમ લાગ્યું ? "

" ભાષણ ઉપરથી કોઇને તકસીરવાન ઠરાવાય છે ? હજી હું તો એમ માનું છું કે જો કોઇ ધારાશાસ્ત્રી બચાવ કરે તો તે છુટી જાય. બધો આનુમાનીક પુરાવો છે. કોઇએ એને એ કૃત્ય કરતાં જોયો છે ? "

હાઈકોર્ટનું કામ ઘણું નિયમિત રીતે ચાલે છે. બરોબર અગીઆરના ટકોરે જજ આવીને બેસે તે જ પ્રમાણે બે વાગે ઉઠે. ત્રણ વાગે ફરીથી આવે અને પાંચ વાગે જાય. એક ક્ષણનો પણ વિલંબ થાય નહિ.

ત્રણ વાગે નામદાર જજ આવ્યા. કામ આગળ ચાલવા માંડયું. બધાંની આંખમાં આતુરતા હતી.

એડવોકેટ જનરલે પોલીસ સુપ્રીટેન્ડેન્ટ, સરફોજદાર અને ફોજદારને બોલાવ્યા. તેમની જુબાનીઓ થઇ ગઇ. ત્યાર પછી એવા બીજા પરચુરણ સાક્ષીઓની જુબાની થઇ.

પછી કુંદનરાયને બોલાવવામાં આવ્યા.

સાલચંદ અને સતુ વચ્ચે તકરાર હતી તે સંબંધમાં કુંદનરાયને લંબાણથી સવાલ પૂછયા. ખુનની આગલી રાતે જે તેણે સાંભળ્યું હતું તે પણ લંબાણ કહ્યું .તેની જુબાની પુરી થયા પછી બધાંને એમ થયું કે સતુનો છુટકારો અસંભવિત છે. આ વખતે ઉલટતપાસ કરવાનું સતુને પુછવામાં આવ્યું નહિ. સરતપાસ પુરી થઇ કે તરત જ જજે વિવેકની ખાતર તેને બે ચાર સવાલ પુછયા.

" ઉલટ તપાસમાં એટલો બધો હોંશીઆર ધારાશાસ્ત્રી કહેવાતો હતો કે ભલભલા તેનાથી ધ્રુજતા હતા. અને આજે કેવા સવાલો પુછે છે ? જાણે ફરીઆદીનો ધારાશાસ્ત્રી ! " સતુ તેના મનમાં બબડયો.

નામદાર સવાલ પુછી રહ્યા કે તરત જ કુંદનરાયે જવાની તૈયારી કરી.

" આપ નામદાર પરવાનગી આપો તો બે સવાલ આ સાક્ષીને પુછવા માંગું છું. " સતુએ કહ્યું.

કુંદનરાય ત્યાં જ અટકી ગયા.

અમરનાથનું મુખ ઉતરી ગયું પણ તરત જ હિંમત લાવતાં તેણે કહ્યું, " ખુશીથી પુછો. "

" પ્રત્યેક વખતે ઉલટ તપાસ માટે આરોપીને પુછવામાં આવતું, પણ આ વખતે કેમ પુછવામાં ન આવ્યું ? " આ પ્રશ્ન બધાંના મગજમાં રમી રહ્યો હતો.

કુંદનરાય સાક્ષીના પીંજરામાં હાજર થયા. સતુએ સવાલ પુછવા માંડયા.

" આપે ઘણી વાર કહ્યું છે કે હું આપના સ્વર્ગસ્થ શેઠને ધમકી આપતો હતો. કૃપા કરી નામદારને કહેશો કે તે ધમકી કેવી હતી ? "

" ધમકીનો પ્રકાર કહી શકું નહિ. "

" આપની રૂબરૂમાં કોઇ દિવસ મેં ધમકી આપી છે ? આપે કોઈ દિવસ તે સાંભળી છે ? "

કુંદનરાય ગભરાઇ ગયા. ઉત્તર આપવો સુઝયો નહિ.

" આપ શું કરવા વિચારમાં પડ્યા છો ? જલદી જવાબ આપશો તો કોર્ટનો વખત બગડશે નહિં. "

" મારી રૂબરૂમાં ધમકી આપવાનું મને ધ્યાન નથી. "

" ત્યારે આપે જે કહ્યું તે બધી સાંભળેલી વાત છે ? "

" હા, સાંભળેલી વાત. "

" આપને તે બાબતમાં જાત માહિતિ નથી ? "

" કોઈ પણ જાતની જાત માહિતી નથી. "

"મેં કોઈ દિવસ મારની કે ખુનની ધમકી આપેલી? આપે સાંભળેલી?"

"ના, એવી ધમકી મેં સાંભળી નથી."

"કોઇએ આપને એમ કહેલું કે એવા પ્રકારની ધમકી મેં આપી હતી?"

"ના, એવી ધમકી આપ્યાનું કોઇએ મને કહ્યું નથી."

"આપે કહ્યું છે કે અમારા બે વચ્ચે તકરાર ચાલ્યા કરતી હતી. કેવા પ્રકારની તકરાર ચાલ્યા કરતી હતી?"

"તે વાત કહી શકું નહિ."

"નામદાર, આટલા જ સવાલ પુછવા હતા."

જ્યારે સતુ સવાલ પૂછતો હતો ત્યારે બધા એટલા બધા આવેશમાં આવી ગયા હતા કે એમને કશાનું પણ ભાન નહોતું. જ્યારે તે સવાલ પુછી રહ્યો ત્યારે બધાએ છુટકારાનો દમ ખેંચ્યો. બધાંને એમ થયું કે તે કેટલો હોંશીઆર? જો ધારે તો પોતાનું નિર્દોષપણું સહેલાઇથી સાબીત કરી શકે. અમરનાથ પ્રત્યે તેઓને શંકા ઉત્પન્ન થઈ. તેઓ માત્ર વિવેકની ખાતર જ સવાલ પુછતા હતા એમ થયું.

ત્યાર પછી મોતીચંદને બોલાવવામાં આવ્યા. તેમણે પણ કુંદનરાયની માફક જુબાની આપી. બે જણ વચ્ચે વેર હતું અને સતુએ ધમકી આપી હતી એમ લંબાણથી કહ્યું. સરતપાસ પૂરી થયા પછી અમરનાથે થોડા સવાલ પૂછ્યા. મોતીચંદ જવા માંડયા. તરત જ સતુએ સવાલ પુછવા પરવાનગી માગી. આ પ્રસંગે અમરનાથના મુખ ઉપર ખિજવાટની વધુ છાયા દેખાઈ.

"આપના પુત્રના અકાળ મૃત્યુ માટે જેટલા આપ દીલગીર છો તેટલો જ હું દીલગીર છું. પણ કૃપા કરી આપ કહેશો કે આપના પુત્ર નિયમિત હતા?"

"કેવી રીતે નિયમિત પુછો છો?"

"રાતે તેઓ નિયમિત ઘેર આવતા?"

"ના, તેઓ કલબમાં જતા હતા અને મોડા ઘેર આવતા."

"કોઈ કોઈ દિવસ અડધી રાતે પણ આવે—અને કોઇ દિવસ ન પણ આવે?"

"વખત એમ બનતું."

"તેઓ જરા છાંટો પાણી લેતા?"

"હા—વધુ પ્રમાણમાં નહિ."

"છાંટોપાણી લીધા પછી તેઓ જીભ ઉપર કાબુ રાખી શકતા નહિ?"

"ના."

"કોઇ વાર ગટરવાળાં કપડાં સાથે ઉંચકીને ઘેર લાવવા પડેલા?"

"હા"

"એમને શેઠાઇ કરવાનો બહુ શોખ હતો ?"

"તે કોઈનો મીજાજ સહન કરી શકતા નહોતા."

"કોઇક મીલ મજુરને તે અપ્રિય પણ હતા ?"

"વખતે હશે."

"'હશે' નહિ. હતા કે નહિ તે સવાલ છે."

"અપ્રિય હતા."

ત્યાર પછી સતુએ જે સવાલો કુંદનરાયને 'ધમકી' અને 'તકરાર' ઉપર પૂછ્યા હતા તે જ સવાલો તેને પૂછયા.

બધાંની ખાત્રી થવા માંડી કે સતુ નિર્દોષ છે પણ તે આવી હઠ લઇને કેમ બેઠો છે તેની કોઇને સમજ પડી નહિ. બીજો કોઇ મરનારનો દુશ્મન હતો કે નહિ તે સવાલ કેમ ન પુછયો. એમ બધાંને લાગતું હતું.

એની જુબાની પૂરી થયા પછી, એડવોકેટ જનરલે કુસુમને બોલાવવા કહ્યું.

"કોણ ?" નામદારે પૂછયું.

"નામદાર, આરોપીની માતા કુસુમ." એડવોકેટ જનરલે જવાબ આપ્યો.

'કુસુમ' શબ્દ સાંભળી અમરનાથને ચેન પડયું નહિ.

"પણ તેની જુબાની નીચલી કોર્ટમાં લેવાઈ નહોતી. હવે તમે એને કેમ બોલાવી શકો ? તેનું નામ શાક્ષીઓની યાદીમાં નથી ?" અમરનાથે પુછયું.

"આપ નામદારની પરવાનગી માંગીશ."

તે જ સમયે કુસુમને સાક્ષીના પાંજરામાં ઉભી કરવામાં આવી. જ્યારે તે આવી ત્યારે અમરનાથ કાગળીઆં તપાસવામાં રોકાએલા હતા. થોડી વારે તેણે ઉંચું જોયું. કુસુમનું મોઢું તેના તરફ જ હતું. જ્યાં તે અમરનાથે ઉંચુ જોયું કે તરત જ કુસુમથી એક ભયંકર ચિચિઆરી પડાઇ ગઈ. તરત જ તેને મુર્છા આવી. શૈલબાળાની તેમ જ તે અંગ્રેજ પોષાકમાં સજ્જ થએલી આંગ્લબાળાની ખુરશીઓ તેની પાસે હતી. તે બન્નેની નજર પ્રથમથી જ કુસુમના પર હતી તેમણે કુસુમને ઝીલી લીધી. જો તેમણે મદદ આપી ન હોત તો તેનું માથુ ચીરાઈ જાત. અમરનાથ પણ પોતાની ખુરશી ઉપરથી ઉઠી ગયા અને તે સાક્ષીના પાંજરા પાસે ન્યાયાસન ઉપર આવીને ઉભા રહ્યા !

તેમણે ક્લાર્ક ઓફ ધી ક્રાઉનને કાંઇ કહ્યું અને તે ટેલીફોન કરવા ગયા. ડાક્ટરની દેખરેખ નીચે એમ્બ્યુલન્સ કારમાં કુસુમને તેને ઘેર લઈ જવામાં આવી. કુસુમના ઘરનો પત્તો પોતે પણ લઇ લીધો.

જ્યારે કુસમનું નામ લેવાયું હતું ત્યારે સતુનાં મોતીઆં મરી ગયાં હતાં. તેને મૂર્છા આવી તેથી તેને સંતોષ ને ખેદ બે થયાં. એનાથી જુબાની અપાઈ નહિ તેથી તેને ભારે સંતોષ થયો.

અમરનાથ પોતાની ખુરશી ઉપર જઈને બેઠા. તેને ચેન પડતું ન હતું. થોડી વાર ટેબલ ઉપર માથું નીચું મુકીને બેસી રહ્યા. સાડાચારનો સુમાર થયો હતો.

" મી. એડવોકેટ જનરલ, આજે આપણે અત્યારે કેસ બંધ કરીશું. કાલે અગી-આર વાગે. " આટલું બોલી તરત જ ઉઠયા. ચોપદારની પણ તેમણે રાહ જોઈ નહિ.

ઘેર ગયા પછી કુસુમને ચેતન આવ્યું. ધીમે ધીમે તેની તબીયત સારી થઈ ગઈ. સાતેક વાગે દાક્તર ગયા. એટલો બધો વખત દાક્તર બેઠા છતાં ફી માગી નહિ.

" મુંબાઈના દાક્તરો આટલા બધા ભલા હશે ? " તે બબડી.

સતુને જેલમાં તેની ઓરડીમાં પૂરવામાં આવ્યો હતો. આજના કોર્ટના નવ-નવા બનાવોએ તેનું મગજ ઘેરી લીધું હતું.

" મેં બે સાક્ષીઓને સવાલ પૂછ્યા તેથી અમરનાથનું પક્ષપાતપણું જણાઈ ગયું. પણ શૈલબાળાને શા વિચાર આવ્યા હશે ? તેના પિતાને હલકો પાડયો તેથી તેને ખોટું તો નહિ લાગ્યું હોય ? મારી માતાને કેમ બોલાવી ? અમરનાથે મારો પક્ષ કેમ લીધો ? તેના આવ્યા પછી તે અસ્વસ્થ કેમ થયા ? તે કોર્ટમાંથી વહેલાં કેમ ઉઠી ગયા ? મારી માતાને કેમ હશે ? કોઈ દિવસ તેને મૂર્છા આવતી નથી અને આજે મૂર્છા કેમ આવી ? આવી રીતે વિચાર કરતો હતો તેટલામાં તેની કોટડીનાં દ્વાર ખૂલ્યાં.

" બા, તું ક્યાંથી ? તારી તબીયત કેમ છે ? "

" હવે સારી છે-પણ હું તને કહેવા આવી છું. "

" ના, ના, તારે માથાકુટ કરવાની જરૂર નથી. હું બધાને પહોંચી વળીશ. આજના કામથી મને અસંતોષ નથી. તું ગભરાઈશ નહિ. " સતુએ વચ્ચે જ બોલવા માંડયું.

" સતુ, તે રાતે મેં જે શોધી—"

" બા, તે વાતનું નામ જ લઈશ નહિ. બા, મેં તને શું કહ્યું છે ? તારે તારું મુખ જ ઉઘાડવું નહિ. "

" પણ હું તને કહું—"

"ના, તારે કહેવું નથી અને મારે સાંભળવું નથી. હું મારે મારું ફોડી લઇશ."

"પણ આપણે જે શોધતા—"

"ના, આપણે કાંઇ શોધતા નહોતા. તું બોલીશ નહિ. અહીં પણ તું ધીમેથી બોલ. વખતે કોઈ સાંભળી જાય તો?"

"પણ, તારા પિતાને—"

"તે હું શોધી કહાડીશ. તું તરદી લઈશ નહિ. શાંત થા. આ કેસ પતી જશે પછી બધું કરીશ."

"પણ મને તે રાતથી—"

"પાછું તે રાતનું નામ દીધું?"

"તને હજી સમજ પડતી નથી? સતુ, આપણે ફાવ્યા. આપણને તે જડયા."

"હેં? શું કહે છે?"

"હા, હા, તેજ. એક જ ક્ષણમાં હું ઓળખી ગઇ. જ્યારે હું સાક્ષીના પીંજરમાં દાખલ થઈ, ત્યારે તેઓ કેસના કાગળીઆ જોતા હતા. તે વખતે મને શંકા ગઇ રાતો ચશ્મો અને માથા ઉપર પણ કંઈ પહેર્યું હતું. તેથી તે વખતે ઓળખી શકી નહિં. પણ એમણે ઉંચું જોયું કે તરત જ હું એમને ઓળખી શકી. એમણે પણ મને ઓળખી લાગે છે."

"તેથી તે અસ્વસ્થ થઇ ગયા! અને વહેલા પણ તેથી જ ઉઠયા!"

"શું તે વહેલા ઉઠી ગયા?"

"હા, તને મૂર્છા આવ્યા પછી તરત જ ઉઠી ગયા. શું, અમરનાથ મારા પિતા! આ કેવો ન્યાય કહેવાય! એ મારા પિતા કે વિધાતા? એ મારા પિતા કે ન્યાયાધીશ?"

"બન્ને."

"બા, શું ન્યાય અપાય છે? ન્યાયનો નાથ કોણ તે મને સમજણ જ પડતી નથી! પણ, બા તને નામ તો બીજું આપ્યું હતું."

"હા, એ યુવાનીનાં લક્ષણ! વિદ્યાર્થી અવસ્થામાં સુધારકોના વિચારો યુવાનોને ગાંડા બનાવી મુકે છે. વિધવા પુનર્લગ્ન--જ્ઞાતિ બંધનનો ભંગ--અસ્પૃશ્યતા

વિગેરે ઉપર વગર વિચારે ભાષણો આપવા માંડે છે. પુખ્ત ઉમરે તે વિચારો અદ્રશ્ય થાય છે. સમાજમાં પડવાનો પ્રસંગ આવે છે ત્યારે સમાજથી બીએ છે. આમનું કૃત્ય પણ એવું જ લાગે છે--પણ આપણાથી અત્યારે નક્કી શું કહેવાય ? એમનો ઇતિહાસ જાણવો જોઈએ. ગમે તેમ તો પણ તે મારા પતિ ! મારાથી એમની બગદોઈ થાય નહિ અને કરીશ પણ નહિ. કંઈ વિચિત્ર સંજોગોના આવેશથી જ તેમણે મને ત્યજી હશે--ત્યજી હશે પણ કેમ કહેવાય ? વખતે તેમણે તપાસ કરી હોય અને મારો પત્તો મળ્યો ન હોય ! પણ હવે એમને કેવી રીતે મળવું ? આટલા દિવસ રાહ જોઇ અને હવે ઉતાવળ કરવી ? ”

“ બા, મને લાગે છે કે તે તને મળવા આવશે. જો તારા પ્રત્યે તેમને લાગણી હોત નહિ તો તારો સાક્ષાત્કાર થયા પછી તે અસ્વસ્થ થાત નહિ. તે કોર્ટમાંથી વહેલા ઉઠી ન જાત. એમની સ્થિતિ ઉપરથી એમ લાગે છે તે તને ચાહે છે અને તને મળવા આવશે. ”

“ પણ મારા ઠેકાણાની ખબર તેમને હશે ? ”

“ મને લાગે છે કે તે તેમણે મેળવ્યું છે. ”

“ પણ શૈલબાળા—”

“ મને પણ તે જ વિચાર આવે છે. જ્યારે એમણે મને આસાન કેદની સજા કરી હતી ત્યારે મેં એમ સાંભળ્યું હતું કે કોઇ અંગ્રેજ યુવતિને શુધ્ધિ આપાવી, હીંદુ બનાવી, પરણ્યા હતા. ત્યાર પછી તેઓ અમદાવાદ આવ્યા હતા. ચુંટણી વખતે અને ત્યાર પછી પણ મેં તેમનાં પત્નીને જોયાં નથી. સીમલામાં પણ નહોતાં. મને આસાન કેદની સજા લગભગ સત્તર-અઢાર વર્ષ ઉપર થઇ હતી. અને શૈલબાળાની ઉમ્મર પણ તેટલી જ લાગે છે. ત્યારે તે આંગ્લ બાળાની છોકરી હશે ? એમ હોય તો પણ તે મારી બહેન થઈ ! બા, હું વિષયાસક્ત માણસ નથી, મારું મન વિકારી નથી અને મારામાં ચારિત્ર્ય છે. તેથી મને એમ લાગે છે કે તે મારી બહેન તો હોવી ન જ જોઈએ. બહેન પ્રત્યે એવી લાગણી જ ન થાય તેમ તે આંગ્લ બાળાની છોકરી પણ લાગતી નથી; કારણ તે આધુનિક છોકરી જેવી નથી. તેનું હૃદય શુષ્ક નથી તેનામાં ગૃહિણી થવાનાં લક્ષણ છે. બાહ્ય દેખાવમાં તે આધુનીક છોકરી જેવી લાગે છે પણ વાસ્તવીક તેમ નથી તેવી બાળામાં સાહસ અને thrills માટે પક્ષપાત હોય. તેની ચામડીમાં પણ ફેર હોય. જો પિતા હિંદી હોય તો પણ તેની માતાનો પડઘો પડયા વગર રહે, નહિ. આ ઉપરથી મને એમ લાગે છે કે તે અમરનાથની પુત્રી નથી. ત્યારે કોણ હશે ? ”

" શૈલબાળાનો આવો અભ્યાસ તેં ક્યારે કર્યો ?" કુસુમના મુખ ઉપર ભાનપણું દેખાયું.

સતુ મુગો રહ્યો. તે નીચું જોઈ રહ્યો.

" પણ સતુ, તે લગ્ન કરવાનું કબુલ કરશે ? "

" હા, કબુલ કરશે તે નાલાયક માણસ લાગતા નથી. પહેલાં લાલચંને લીધે તેઓ મને ધિક્કારતા હતા તેના હૃદયમાં કોમળતા લાગે છે. સત્યપ્રિય પણ લાગે છે. જો તેનામા સત્યપ્રિયતા હોત નહિ તો આવા નિષ્ણાત ન્યાયમૂર્તિ કહેવાત નહીં. લોકોમાં તેને માટે લાગણી છે. લાલચંદને લીધે-અને પોતાના સ્વાર્થને લીધે--તેઓ મને ધિક્કારતા હતા અને મારા કેસમાં તેઓ નિષ્પક્ષપાતપણે વર્તી શકતા નહોતા."

" તે રાતે—"

" તે રાતનું તો તું નામ જ લઈશ નહિ. "

તેટલામાં કોટડીના દ્વાર ઉપર અવાજ આવ્યો. તે ખુલ્યાં અને કુસુમ ગઈ.

" ત્યારે ન્યાયમૂર્તિ અમરનાથ મારા પિતા ! " સતુએ નિઃશ્વાસ નાખતાં કહ્



# [ ૨૨ ]

## વેદના કે વિટંબણા ?




યમૂર્તિ અમરનાથ ન્યાયાસનેથી ઉઠીને પોતાની ચેમ્બરમાં ગયા. ત્યાં જઇ એક આરામ ખુરશીમાં પડયા અને વિચારના વમળમાં પડયા. સાધારણ રીતે તે સાડા પાંચે કારી લઈ પોતાને બંગલે જતા અને ત્યાંથી ફરવા જતા. કોઇક વાર બાર જીમખાને કે વિલીંગડન સ્પોર્ટ્સ ક્લબમાં પણ જતા.

તે દિવસે રિવાજ પ્રમાણે ચોપદારે કારીનો સામાન ટેબલ ઉપર મૂક્યો. સાડા પાંચ વાગ્યા-છ વાગ્યા-સાડા છ થયા; પણ ન્યાયમૂર્તિ ખુરશીમાંથી હાલ્યા પણ નહિ. ચોપદારો-સિપાઇઓ અને લીફ્ટવાળા વિચારમાં પડી ગયા. તેઓને પણ પોતાને ઘેર જવાનું મોડું થતું હતું. એક બે વાર ચોપદારે સાધારણ ખખડાટ કર્યો પણ અમરનાથનું ધ્યાન ખેંચાયુ નહિં. ઘરતું આકર્ષણ સઘળાને સરખું હોય છે. બે, ચોપદાર, ચાર સીપાઇઓ અને એક લીફ્ટવાળાનું કોનફરન્સ ભરાયું, સાત વાગે નામદારને ખબર આપવી એમ એ કોન્ફરન્સે ઠરાવ કર્યો.

' મોટર આવી ગઈ છે એમ સાત વાગે ખબર અપાઈ. નામદાર જાણે જાગૃત અવસ્થામાં આવ્યા હોય એમ લાગ્યું. યંત્રવત તેમણે કોર્ટનાં કપડાં બદલ્યાં અને ચોપદારની પાછળ ચાલ્યા.

" આજે જીમખાને જાઉં ? ના, જીમખાને કે ક્લબે જવામાં આજે ફાયદો નથી." તે બબડયા અને ઘેર જઇ અભ્યાસ ગૃહમાં એક ચેસ્ટરફીલ્ડ સોફા ઉપર પડયા.

જ્યારે કોર્ટમાંથી અમરનાથ અચાનક ઉઠી ગયા ત્યારે બધાંને નવાઇ લાગી હતી. લગભગ સોળ-સત્તર વર્ષથી તે કોર્ટમાં જાણીતા હતા. પણ કોઈએ આવો પ્રસંગ જોયો નહેતો. વકીલ-બારીસ્ટરોમાં પણ વિચિત્ર વાત ચાલતી હતી. આવી વાતો કરવા, કાઉન્સીલ માટે બાર--જીમખાના ઉત્તમ સ્થાન છે.

" કેમ, દોરાબ, તું કોર્ટમાં હતો કે ? આજે પેલા અમરનાથને શું થયું હતું ?" એક બારીસ્ટરે બીજાને સંબોધીને—બાર જીમખાનામાં કહ્યું.

મુંબાઇમાં ધારાશાસ્ત્રીઓનું એક મંડળ છે અને તેને બાર--એસોસીએશન કહે છે. તે મંડળમાં વકીલ કે સોલીસીટરોને દાખલ થવાનો અધિકાર નથી. ફક્ત એડવો-

ફેટ અને બારીસ્ટરોને માટે તે ખુલ્લું છે. પ્રત્યેક બારીસ્ટર–અને એડવોકેટ તેનો સભ્ય હોય છે જ. તે લોકના આનંદ માટે સ્વતંત્ર બાર–જીમખાનું છે. તેમાં બાર-એસોસીએશનના સભ્યો જ દાખલ થઇ શકે. જ્યારે બાર–એસોસીએશનમાં દાખલ થવા કોઈ પણ જાતની વિધિની જરૂર નથી ત્યારે બાર–જીમખાનામાં દાખલ થવા ઘણી વિધિ કરવી પડે છે. તે જીમખાનામાં મહેમાનોને લઇ જવા માટે પણ સખતાઇ છે. બીજા વકીલ મંડળોમાં અને બાર એસોસીએશનમાં એક મોટો તફાવત છે એવા બીજા વકીલમંડળોમાં ન્હાના–મોટાનો વહેવાર બહુ રાખવો પડે છે. સીનીયર વકીલોને "ભાઇ" અથવા "સાહેબ" સંબોધીને બોલાવવા પડે છે. બાર એસોસીએશનમાં એ પ્રણાલીકા નથી. ત્યાં સીનીઅર કે જુનીઅર હોય તો પણ કોઇને "મીસ્ટર" સંબોધન લગાડવામાં આવતું નથી. સાધારણ રીતે અંગ્રેજીમાં બધો વ્યવહાર ચાલે તેથી 'મીસ્ટર' કહીને બોલાવાય. પણ તેમ નથી. જો કોઈ માન આપવાનો પ્રયત્ન કરે તો તેની હાંસી થાય. બધાને સરખા ગણવામાં આવે છે. આ પ્રણાલીકાને લીધે ભ્રાતૃભાવના વધે છે. ત્યાંથી આગળ વધીને બીજી એક પ્રણાલીકા પડી છે. ગુજરાતીમાં જો કોઇ વાત કરે તો 'તું' કારથી વાત કરે છે. તેમ કરવાનું સમાનતા સાચવવા માટે છે. એ પ્રણાલીકા કાળજીથી સચવાય છે.

"સોરાબ, તું ત્યાં હતો? મેં તુંને જોયો નહોતો."

"શું કરવાને તું મને જોય ? સાક્ષીના પંજરામાં પેલું પંખી આવ્યું હતું તેને, તાકી રહે કે મને જોય ? તેનાથી અમરનાથ ઘવાયો તો પછી તું ઘવાય એમાં શી નવાઇ ?"

"પણ અમરનાથને શું થયું ?"

"કેમ ન હું, તને શું થઈ આવ્યું ?"

"તે બાઈને કેમ મૂર્છા આવી ?"

"પોતાનો છોકરો આરોપીના પાંજરામાં હોય અને તેને જુબાની આપવા બોલાવો તો બીજું શું થાય ?"

"આરોપી લાગે છે હોંશિયાર ! બે સાક્ષીઓને થોડા જ સવાલ પુછીને તેણે એમ સાબીત કરી આપ્યું કે 'મને ઉલટ તપાસ કરતાં આવડે છે. હું નિર્દોષ છું. તમે બધા મારી આગળ બચ્ચાં છો.' સમી રીતે ત્યારે એ પોતાનો બચાવ કેમ કરતો નથી ?"

"એ કોઇને બચાવવા માંગતો હોય એમ લાગે છે. કોઈને માટે એ મરશે!"

"પેલા સાક્ષીઓ તકરારની વાત કરી ગયા, પણ પેલા સવાલો પછી તે વાત તો ઉડી જાય છે ! ત્યારે હવે બીજો કયો પુરાવો રહ્યો ?"

"આ યુવક આવું ભયંકર કામ કરે એવો લાગતો નથી. ચુંટણીની ધમાલના પ્રસંગે એણે જે ભાષણો આપ્યાં હતાં તે ઉપરથી એમ લાગે છે કે તે બીક નથી, પીઠ પાછળ ઘા કરનારો નથી. ત્યાર પછી જ્યારે તે ધારાસભામાં ગયો ત્યારે તેણે તે વાત સત્ય કરી બતાવી છે. આટલી નાની ઉમરમાં તો તે ઠેઠ ટોચે પહોંચ્યો ! કહે છે કે દસેક લાખ એકઠા કર્યા છે, અને નામના પણ મેળવી છે ! પછી શું કરવા આવું કૃત્ય કરે ? ઝળકતી જીંદગી દેખાય પછી મોતના માંચડે ચઢવાનું કોને મન થાય ?"

તે જ સમયે એડવોકેટ જનરલ આવ્યા.

"આ ફાંસીના લાકડે ચડાવનાર આવ્યા." એકે કહ્યું. આ સમયે આ વાતમાં ભાગ લેવા મોટું ટોળું એકઠું થયું હતું.

"ખૂન કર્યું હશે તો ફાંસીને લાકડે ચડશે જ. એમાં મશ્કરી શાની ?" સાધારણ રીતે કોર્ટમાં એડવોકેટ-જનરલ જરા ગૌરવભર્યા અને ગંભીર રહે છે, પણ ઉમખાનામાં તે નાના છોકરા જેવા થઈ જાય છે. ઘણી જ છુટથી વાતમાં ભાગ લે છે અને મશ્કરીમાં વહેજતથી ટેકો આપે છે. તે પછી બોલ્યા, "જો આ વાત કરવી હશે તો વ્હીસ્કી-સોડા જોઈશે."

તરત જ તેને વ્હીસ્કી-સોડાનો ગ્લાસ મળ્યો. વાત રસ ઉપર ચઢી.

"ઉલટ તપાસમ તેણે જે બે સવાલો પૂછ્યા તેને માટે શું લાગે છે ?"

"અલબત્ત, તેણે તે વખતે બધાના મન ઉપર અસર કરી હતી; પણ તે લાંબો વખત ટકવાની નથી. એની સામે જે પૂરાવો છે તેની અસર તેથી જશે નહિ."

"પણ એ બધો પરિસ્થિત્યાત્મક ( circumstantial ) પુરાવો છે. એ કાંઇ પ્રત્યક્ષ દર્શનાત્મક પુરાવો નથી."

"તેમાં શું થઈ ગયું ? સાંકળના બધા ટુકડા મળે છે. સર ચીમનલાલ કે ઉણા જો બચાવ તરફથી હોત તો પણ તે ફાવત નહિ."

"'ફાવત' નહિ ! એમ કેમ કહો છો ? તેમ કહેવાને હજી બહુ વાર છે." એકે કહ્યું.

"મને તો એમ ચોક્કસ લાગે છે કે અત્યારથી જ તેને માટે માંચડો ઉભો કરાવવો જોઇએ."

"સર ચીમનલાલને અને ઉણાને અન્યાય કરો છો. તમારા જેટલું અમને જ્ઞાન નથી પણ અમે અમારી અલ્પ મતિથી એમ કહીએ છે કે તે નિર્દોષ હશે છે. આવી ઝળકતી કારકીર્દિ હોવા છતાં પોતાની છરીથી કોઈ ખૂન કરે ? અને વખતે

આવેશમાં મારી હોય તો પણ તેના શરીરમાં કોઇ રહેતો હૈ? અને નાસી જવાનો મુક્ત મળ્યો તો છરી કહાડી લેવાનો વખત ન મળે ?"

"એના કરતાં પણ હોંશીઆર ગુન્હેગારોએ એવી ભયંકર ભૂલો કરી નાંખી છે. લાચી ભુલાવે છે !"

"અમે નથી માનતા. મને પોતાને તો એમ લાગે છે કે આરોપીનો અને મરનારનો કોઇ દુશ્મન હશે. એકને માર્યો અને બીજાને ફસાવવા માટે–મારવા માટે–એ છરીનો ઉપયોગ કર્યો અને છરી ત્યાં રહેવા દીધી." દેસાઈએ કહ્યું.

"ત્યારે તું બચાવ કાંય નહિં કરતો ?"

"આરોપી ના કહે છે તેથી."

"તું હજી બાળક છે. વાત કરવાને વાંધો નથી. તેથી કહું છું: કાલે એનો ભાગીદાર જ એમ કહેશે કે કોઇએ તે છરી ચોરી હોય એમ લાગતું નથી. તે સિવાય મધ્ય રાતે અને પાછલી રાતે લાલચંદના બંગલા આગળ સંતુને જોયો હતો એમ કહેનારા પણ સાક્ષીઓ છે. કેમ હવે બધી કડીઓ મળી ?"

"તે પણ દર્શનાત્મક પુરાવો કહેવાય નહિ." દેસાઈએ ટુંકાણમાં જ પતાવવાના હેતુથી કહ્યું.

એટલી વારમાં એડવોકેટ જનરલે વ્હીસ્કી સોડાના ત્રણ ગ્લાસ પુરા કર્યા હતા. તેની જીભ ચકડોળે ચડી હતી; પણ તેનું મગજ શાંત હતું. તે વખતે પણ જો કોઈ તેને શાંતિનું કામ સોંપે તો એવા બીજા પાંચ ગ્લાસો લઈને પણ કરી શકે એમ હતું.

થોડી ઘણી બીજી વાતો કરી તે મોટા મંડળમાંથી નાનાં મંડળો થયાં ! જુનીઅરોનું જુથ થયુ.

"ગમે તેમ હોય; પણ ધારાશાસ્ત્રી જેવો ઉત્તમ ધંધો નથી. વકીલ–સોલીસીટરોને વખતે કાળાં ધોળાં કરવાં પડતાં હશે, પણ આપણને તો શાંતિ ! બ્રીફ તૈયાર થઈને આવે ત્યાર પછી કોર્ટ પુરતું જ આપણે ધ્યાન આપવાનું ! કાયદો જોવો, તૈયાર કરવો–અને કોર્ટમાં કેસ ચલાવવો. બીજા બધા ધંધા કરતાં આ ધંધો મને પસંદ છે. સત્ જેવાને બચાવવાનો પ્રસંગ આ ધંધામાં મળે. ઘણાને આપણે રાહત અપાવી શકીએ."

"તેમ જો મોટામાં મોટી નિરાશા જેવી પડતી હોય તો તે પણ આ ધંધામાં છે ! કેટલા બધા 'બ્રીફ–લેસ' તરીકે રખડે છે ? કેટલા તો એ સ્થિતિમાં જીંદગીને આખરે પહોંચ્યા ! યુનીવર્સીટીની પરીક્ષાઓમાં પ્રથમ નંબરે આવ્યા હોય. પણ અહીં તેમને 'કન્સેન્ટ–ફીઝ' માટે પણ કોઈ બ્રીફ આપે નહિ. સર ચીમનલાલ થઈ

ક્લાસમાં પાસ થયા હતા અને ઓણાએ યુનીવરસીટીની ડીગ્રીનાં દર્શન પણ નથી કર્યાં; તો પણ અત્યારે તે મહીને પચ્ચાસ હજાર સુધી કમાઇ શકે છે. નશીબ જોઈએ છે. તે હોય તો આ ધંધો ઘણો સારો છે. તમારા દેશને પણ મદદ કરી શકો. જ્યાં જોશો ત્યાં આ ધંધામાંથી દેશને મદદ થઈ છે."

"નશીબની સાથે અક્કલ હોંશીઆરી જોઇએ છીએ. ફક્ત ગોખણ પટ્ટીની શક્તિ જોઇતી નથી. વિચાર કરવાની શક્તિ અને યોગ્ય સમયે, યોગ્ય કાયદાની પરિસ્થિતિ તપાસવાની શક્તિ જોઈએ છીએ."

થોડા ઘણા ગપાટા મારી મંડળ વિખરાવવા માંડ્યું.

આ બાજુ અમરનાથને ચેન પડ્યું નહિ. રાતે વાળુનો વખત થયો. માણસે વરધી આપી પણ તેણે તેની ગણના કરી નહિ. શૈલબંળા ઘણી વખતે તેના અભ્યાસ ગૃહમાં જઈ આવી હતી પણ અમરનાથનું ધ્યાન ખેંચાયું નહોતું. છેવટે શૈલબાળાએ જઈ અમરનાથને જમવાનું તૈયાર હોવાનું કહ્યું.

"બહેન, આજે મારે જમવું નથી-તું જમી લે."

"પિતાજી, આપની તબીયત સારી નથી?"

"ના, આજે ઠીક નથી."

"તેથી આજે કોર્ટમાંથી ઉઠી ગયા?"

"હા."

"તે કેસના સંબંધમાં તમને શું લાગે છે?"

"મારો અભિપ્રાય દર્શાવ્યો છે."

"હજી તેમાં ફેરફાર કરવા માંગતા નથી?"

અમરનાથે જવાબ આપ્યો નહિ.

"પેલા કુંદનરાયને અને મોતીચંદને ઉલટ સવાલ પુછાયા તે ઉપરથી આપને શું લાગે છે?"

તે પાછા મુગા રહ્યા.

"જો કોઇ પ્રખર ધારાશાસ્ત્રી બચાવ કરે તો તે નિર્દોષ ઠરે કે નહિ?"

"આવા કિસ્સામાં તારે કોર્ટમાં આવવું જોઇએ નહિ."

"શો વાંધો?"

શૈલબાળાએ ત્યાર પછી થોડા સવાલ પુછ્યા પણ અમરનાથે મૌનવ્રત છોડ્યું નહિ.

"ત્યારે પિતાજી, તમે જમવા નહિ આવો?"

"ના."

શૈલબાળા જમવા ગઇ અને ન્યાયમૂર્તિ તે જ સ્થિતિમાં પડી રહ્યા.

દસેક વાગે અમરનાથને કંઇ વિચાર સૂઝયો. તેણે કપડાં પહેર્યાં અને ચાલતા બંગલામાંથી બહાર નીકળ્યા. અત્યારે તે સાદા વેશમાં હતા. સાદુ ધોતીયું—સાદો સફેદ ડગલો અને માથે ટોપી ! કોણ એને એ સ્થિતિમાં ઓળખે ? તે એક ભાડાની વિક્ટોરીઆમાં બેઠા અને તેને ભુલેશ્વર તરફ લઈ જવા કહ્યું.

ભુલેશ્વરમાં કબુતરખાના પાસેના એક ચાર માળના માળા પાસે ગાડી ઉભી રખાવી. ભાડાના પૈસા ચુકવી તે ગાડીને તેણે વિદાય કરી. પ્રત્યેક દાદરે ચઢી ઓરડી શોધવા માંડી. અમુક નંબર નહિ દેખાવાથી તે શોધતા શોધતા છેક ચોથે દાદરે ગયા. રૂમ મળી હોય એમ લાગ્યું. બારણે તાળું જોયું. માળામાં શાંતિ હતી. આખો દિવસ સખત કામકાજ કર્યા પછી તે સમયે કોણ જાગતું હોય ? સરકારી ઓફીસમાં જેટલું કામ દસ કારભારીઓ કરતા હોય તેટલું જ કામ મુંબાઈની પેઢીઓમાં એક કારભારીને કરવું પડતું હોયઃ પછી થાક લાગે કે નહિ ? તે અમુક ખોલીના દ્વારે તાળું જોઇ તેને નિરાશા થઈ. સ્તબ્ધ થઇ પાંચ મીનીટ ત્યાં ઉભો રહ્યો. તરત જ તેણે સ્વાસ્થ્ય મેળવ્યું. તેણે નીચે ઉતરવા માંડયું. બીજે દાદરે તેણે એક વ્યક્તિને ચડતાં જોઈ. બન્ને વિસ્મય પામ્યાં ! નવી વ્યક્તિએ ઉપર ચડવા માંડયું અને અમરનાથ તેની પાછળ યંત્રવત ગયા. તે વ્યક્તિએ બારણાં ઉઘાડયાં અને બન્ને અંદર ગયાં

" તમે ? "

" હા, મને આળખ્યો ? "

" પરમેશ્વરને ઓળખવામાં વાર શી ? પણ મારૂં ઓળખાણ પડે છે ? "

" તે શિવાય અહીં અવાયું કેમ ? "

" નાનપણના દિવસો સાંભરે છે ? "

" વીલસન કોલેજની સાથેની ચોપાટી-વીલેપારલે-આર્યસમાજીસ્ટ—"

" મને હજી પણ તલસાવો છો ? "

" જરા આધી આવી બેસો તો આપણે બન્નેનું મોં જોઇ શકીએ અને નિરાંતે વાતો કરી શકીએ. "

" ના, આ જ સ્થિતિમાં વાતો કરીશું. "

" પણ, ન ફાવે. "

" ફાવશે. અમે તો હિંદુ બૈરાં રહ્યાં. પતિ તે પ્રાણ અને પરમેશ્વર ! આટલાર સુધી હું ન સાંભરી ? "

" તને શું લાગે છે ? "

" એ સવાલ પુછો છો ? જો હું સાંભરી હોત તો મને પચ્ચીસ વર્ષ આ રીતે રખડાવત ?"

અમરનાથે એક મોટો નિઃશ્વાસ મૂકયો !

" કુસુમ, મેં તને ઘણું દુખ આપ્યું. તેં વિધવા પુનર્લગ્ન કરી બતાવ્યું અને તેજ દિશામાં મેં ભીરૂતા દાખવી."

" તમે મને છેતરી ! ખરૂં નામ પણ ન આપ્યું ! તે વખતે જે સ્થિતિમાં હું હતી તે સ્થિતિમાં સંજોગો પ્રમાણે સુખી હતી. તમે મને ફસાવી કે નહિ ?"

અમરનાથથી બોલાયું નહિ.

" મારી જેઠાણીના ત્રાસમાંથી તે ભલી બાઇએ મને છોડાવી હતી. હું તેને ત્યાં સુખી હતી. તમે મને મોટી આશા દાખવી. મારી દ્રષ્ટિમર્યાદા તમે વધારી. મોટી મોટી આશાંઓ આપી. હું ભોળવાઇ અને હવે પસ્તાઉ છું. આપણો પુત્ર—"

" આપણો પુત્ર ?"

" હા, આપણો પુત્ર."

" તે કેવી રીતે ? લગ્ન પછી તો આપણે આજ જ મળ્યાં છીએ ? "

" પણ લગ્નને દિવસે એક રાત વીલેપારલેમાં રહ્યાં હતાં તે ભુલી જાઓ છો ?"

" પણ એક રાતમાં—"

" હા, એક રાતની જ એ પ્રસાદી છે. તેને કેટલું સોસવું પડયું છે ?"

" ત્યારે એ આરોપી તે મારો--આપણો પુત્ર ? એ આરોપી અને હું ન્યાયમૂર્તિ ?"

" આ પહેલો પ્રસંગ છે ? કેદમાં મોકલવાની શરૂઆત તમે કરી હતી."

અમરનાથને દુઃખ લાગ્યો. તેને પાછલો ઇતિહાસ સાંભરી આવ્યો. અત્યાર સુધી જે સતુ મહા પાતકી લાગતો હતો તે જ સતુ તેને એક મહાપુરૂષ દેખાયો. પોતાને લીધે સતુને સોસવું પડયું તે વાતમાં તેને સત્યપ્રિયતા લાગી. તેને દુઃખ થયું.

" કેમ મૌન ધારણ કર્યું ? સતુને તમે સ્વીકારશો નહિ ? વિધવાની આ જ દશા હોય ?"

" તું વિધવા નથી."

" વિધવા કરતાં પણ બુરી. જ્યારે વિધવા હતી ત્યારે સમાજે સંઘરી હતી. જ્યારે વિધવા હતી ત્યારે મારા પ્રત્યે સમાજ લાગણી ધરાવતી હતી. જ્યારે વિધવા હતી ત્યારે તે ભલી બાઇએ મને આશરો આપ્યો હતો. જ્યારે પુનર્લગ્ન કર્યું ત્યારે સમાજે મને ફેંકી દીધી. પેલી ભલી બાઈ--પણ એનો વાંક કહાય ? લગ્ન છુપું કર્યું હતું. પુનર્લગ્નની કોઇને ખબર નહોતી. એ બધાં મને વિધવા અવસ્થામાં જ સમજતાં

હતાં--અને તે સ્થિતિમાં મારી ગર્ભિણીની સ્થિતિ દેખાય તો સમાજ મને દે... શકે ? તે બાઇ પોતાના ઘરમાં કેમ રાખી શકે ? તે છુપા લગ્નમાં કેટલી ભીરૂતા હતી ! જો સમાજ સમક્ષ તે લગ્ન થયું હોત તો ફેર ન પડત ? એને પરિણામે મેં તો દુઃખ ભોગવ્યું ! પુરૂષોનો શો વિશ્વાસ ? આંગ્લ બાળા સાથે લગ્ન કર્યું ! તમે તમારા મન ઉપર કાબુ રાખી શકો છો ? મને દેખી પરણવાનું મન થઇ ગયું--આંગ્લબાળાને દેખી તેને પરણવાનું મન થઇ ગયું ! એની સાથે લગ્ન કર્યા પછી હું શું કરવાને સાંભરૂં ?"

"પણ તે લગ્નની તને ક્યાંથી ખબર ? જો તે વખતે તેં મને ઓળખી કહાડયો હતો તો પછી અત્યાર સુધી રખડયા કેમ કર્યું ?"

"બધામાં સ્ત્રીઓનો જ દોષ હોય છે ! તમે મને જુઠું નામ આપ્યું--તમે મને સંભારી નહિં--તમે મને બોલાવી નહિં--તમે મને તરછોડી--અને..."

કુસુમનું મુખ જરા રાતું થયું. ગુસ્સાનો આવેશ વધી ગયો. તેનાથી વધુ બોલાયું નહિ. જીભ આગળ ચાલી જ નહિ.

"જરા શાંત થા. મને દુઃખ નહિં થતું હોય ?"

"કોને ? તમને દુઃખ ? આવું બોલી મને વધારે દુઃખી કરો છો ? મેં શો ગુન્હો કર્યો છે ? હજી પણ મને શું કરવા સંતાપો છો ? આટલાં બધાં વર્ષ તમે તો બીજું લગ્ન કરી સુખી રહ્યા. અમને દુઃખના ડુંગરમાં દાબી દીધાં અને હજી દાઝયા ઉપર ડામ !"

થોડીવાર બન્ને મુગાં રહ્યા. બન્નેના પેટમાં ઉભરા ઘણા હતા. કોઇ બહાર કહાડી શક્યું નહિં.

"કુસુમ--કુસુમ—તારી ભ્રમણા છે. આંગ્લબાળાને હું પરણીને સુખી નહોતો થયો. વિચિત્ર સંજોગોમાં જ તે લગ્ન થયું હતું. વિધવા પુનર્લગ્નના હિમાયતિ તરીકે તારી સાથે લગ્ન કર્યું. શુધ્ધિની હિમાયત કરવા તે લગ્ન કર્યું."

"ત્યારે એકકે પ્રત્યે તમને લાગણી નહોતી. એકકે તમને પસંદ નહોતી. બાહ્યાડંબર માટે બે લગ્ન કર્યાં—"

"એમ નથી. તારા સંબધમાં લાગણી–માન, અને સમાજ સુધારણા એમ બધું હતું. આંગ્લ બાળાના સંબધમાં જુદી સ્થિતિ હતી. હું બધું કબુલ કરીશ--અને તારી પાસે માફી—"

"હિ હુ પત્ની પાસે માફી ? માફી માંગવા તો અમે સરજાયાં છીએ—"

"તું એમ આવેશમાં આવી જઇશ નહિ. વગર કારણે તું તારી જાતને શું કરવા ગાળો દે છે ?"

" જ્યારે હું વિદ્યાર્થી હતો ત્યારે મને એમ હતું કે પરોક્ષ રીતે પાઠ ભણવા કરતાં પ્રત્યક્ષ રીતે કામ કરવાથી સમાજ ઉપર સારી અસર થશે. અચાનક તારી સાથે ઓળખાણ થયું, તને ખબર છે ? કેટલા દિવસો સુધી ચોપાટી ઉપર તારી સાથે બેઠો. બરોબર નિરીક્ષણ કરતો હતો–"

" તે.જ નિરીક્ષણની ટેવ આપણા સતુમાં છે. " કુસુમ વચ્ચે બોલી.

" તે મને ખબર છે. મારા નિરીક્ષણને પરિણામે તારી સાથે લગ્ન સંબંધથી જોડાવા મન થયું. તે દિવસે મારા મિત્રોને તે સંબંધમાં, વાટાઘાટ કરવા લઇ આવ્યો. પવિત્ર અંતઃકરણથી તારી સાથે વાત કરી. તે જ સ્થિતિમાં લગ્ન થયું. ત્યાર પછી મારા મનમાં જરા ઉદ્વેગ થવા માંડયો. તે સ્થિતિમાં મુકાયા પછી સમાજનું નિરીક્ષણ તે દ્રષ્ટિએ કરવા માંડયો. મનમાં ચિંતા થવા માંડી. તે સ્થિતિમાં સમાજનું કટાક્ષ સહન કરવાનું મારામાં ધૈર્ય રહ્યું નહિં; બધાં માત્ર મોંઢે બોલે એટલું જ. પછી વિચાર આવ્યો કે આઇ. સી. એસ. થયા પછી મારી સ્થિતિ બદલાશે. સમાજ મારી દરકાર કરશે અને તે સ્થિતિમાં મુકાયા પછી મને કોઇ વગોવશે નહિ. સાધારણ માણસની નિંદા કરવામાં સમાજ કુશળ હોય છે; પરંતુ જે પૈસે ટકે અથવા બીજી રીતે સારી સ્થિતિમાં હોય છે તે સમાજને દબાવી શકે છે. તે વિચારે બધું છુપું રાખ્યુ. વખતે આર્ય સમાજવાળા પોતાનાં બણગાં ફુંકવા વર્તમાનપત્રોમાં સમાચાર આપી દે એ બીકે મેં મારૂં નામ બદલ્યું. યુ. પી. કે સી. પી. કે બંગાળી નામ રાખવાથી કંઈ ખબર પડશે નહિ અને અજ્ઞાત રહેવાશે એમ મને લાગ્યું. તે હેતુથી અમરનાથ નામ ધારણ કર્યું. વિલાયતમાં એક વખતના સુરતના કલેકટર મી. ગીલીગન સાથે ગાઢ પરિચય થયો. હું એની પુત્રીને મુંબાઇથી સાધારણ ઓળખતો હતો. હું કુંવારો છું એમ બધાં સમજતાં હતાં. મીસ ગીલીગને મને પરણવાની ઈચ્છા દર્શાવી. મેં ના કહી. તેણે બહુ આગ્રહ કર્યો. ઠંડે પાણીએ ખસ જાય એ હેતુથી 'અંગ્રેજ સાથે લગ્ન કરવા માંગતો નથી પણ હિંદુ થાય તો વિચાર કરીશ.' એવો જવાબ આપ્યો. તે વખતે શુદ્ધિની ચળવળ તરફ મારૂં લક્ષ્ય હતું. એ 'હા' કહેશે એમ સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. તેણે શુદ્ધિ લઈ હિંદુ થવા કબુલ્યુ. ગળે ગોટલી આવી. પાછું તેના માતપિતાને હિંદુ થવા કહ્યું. તે પણ હા કહી. એટલે વિમાસણમાં પડયો. એ લોકને હિંદુ બનાવવાથી શુદ્ધિની ચળવળ વધે એમ લાગ્યું.તે વખતે તે ચળવળની શરૂઆત જ હતી. મને પરણવાનું મન નહોતું. શું ધાર્યું હતું અને શો જવાબ મળ્યો ? હિંદુમાં એક કરતાં વધુ લગ્ન થઈ શકે એ વિચાર આવ્યો. શુધ્ધિની ચળવળને આગળ ધપાવવા વખતે પોતાના સિધ્ધાંત ઉપર છરી મુકવી પડે તો વાંધો નહિ એમ ધારી તે લગ્ન કર્યું; હું તને તે વખતે પણ ભૂલ્યો નહોતો. હું મારા સમક્ષ પ્રત્યેક

વેળા મૂર્તિમંત થતી હતી. સાપે છછુંદર ગળ્યા જેવું થયું હતું. અહીં આવ્યા પછી મારી વિટંબણા વધી. તારી તપાસ કરી પણ પત્તો ખાધો નહિ. વધુ તપાસ કરતાં બીતો હતો. વખતે પત્તો મળ્યો તો ? એને કેમ ઘરમાં રખાય ? આખી દુનિયા એમ ધારતી હતી કે તે દ્વિતીય લગ્ન નહોતું. બે મિત્રો જ જાણતા હતા. તેમને સમજાવ્યા. તે સંબંધમાં ભીરૂતા વધતી ગઇ. તું રોજ સાંભરતી પણ ચાંપતી તપાસ થઈ નહિ. મારા હૃદયમાં જે વેદના થતી હતી તે વર્ણવી શકું એમ નથી. બધાંને એમ લાગતુ હશે કે હું સુખી હતો, પણ એમ નહોતું. આંગ્લ-હિંદુ લગ્નથી સુખ સંભવે ? વધારામાં તારા વિચારે વેદના થતી. પરિણામ આ આવ્યું. હવે ક્ષમા મળશે? ”

કુસુમ નીચું જોઇ રહી. તેનાથી બોલાયું નહીં.

“ જ્યારે કોર્ટમાં તને સતુની માતા તરીકે વર્ણવી અને તને જોઈ ત્યારે મારા મનમાં વિચિત્ર વિચારો આવ્યા હતા. તને જોઇ કે તરત જ ઓળખી. પણ તેજ વખતે સતુનો વિચાર આવ્યો. મને એમ થયું કે મારી ગેરહાજરીમાં આડા સંબંધને લીધે તે પુત્ર થયો હશે—પણ એ આપણો—”

“ શું ? આડો સંબંધ ?—” કુસુમને મૂર્છા આવી. થોડીવારે તે શુદ્ધિમાં આવી. અમરનાથના ખોળામાં પોતાનું માથું દેખ્યું. તેણે તે લઇ લેવા પ્રયત્ન કર્યો.

“ શાંત થા. શું કરવાને લઈ લે છે ? હવે આપણે સતુને બચાવવા પ્રયત્ન કરવો જોઇએ. ” વાત ફેરવવાના હેતુથી તે બોલ્યો.

“ તમે સતુને બચાવશો કે મારશો ? ”

અમરનાથ શો જવાબ આપી શકે ? તે પ્રશ્નમાં કટાક્ષ હતો. અમરનાથ સમજ્યા હતા. કુસુમને ઉશ્કેરાએલી દેખી થોડી ઘણી શાંત કરી, રાતે ત્રણ વાગે તે ત્યાંથી પોતાને ઘેર ગયા.

પ્રથમ તે અભ્યાસગૃહમાં ગયા. ત્યાં તેણે શૈલબાળાને હજી બેઠેલી દેખી.

“ પિતાજી, ક્યાં ગયા હતા ? ”

“ હજી તું જાગે છે ? સુઈ જા. બહુ રાત ગઇ છે. ”

“ ના, પિતાજી, મારે આપની સાથે અગત્યની વાત કરવી છે. કાલે પેલો કેસ ચાલશે. તમે—”

“ અત્યારે એ કેસ સંબંધી વાત થાય નહિ. હું ન્યાયાસને બેસું છું તેથી કોર્ટની બહાર એ કેસની વિગત સંભળાય નહિ. ”

“ પણ, પિતાજી ! મારે આપને એટલી જ વિનંતી કરવાની છે કે એ કેસ લંબાવો. ચંદુલાલ કોઇને બચાવવા માંગે છે અને તેને બદલે એ મરવા માંગે છે. જો થોડો વખત મળે તો વધુ તપાસ થાય અને ખરો ખૂની શોધી કઢાય. ”

" આટલી બધી મહેનત તારે શું કરવા લેવી પડે ? "

" કેમ ? આપને ખબર નથી ? હું એને ચા—મને એને માટે લાગણી છે. એવા યુવક પાછળ પ્રાણ આપીએ તો પણ શું થઈ ગયું ? "

" તું આવું આવું બોલતી ક્યારથી થઈ ? બિચારો લાલચંદ મરી ગયો: તેથી તને લાગણી થઈ આવે કે આ કેસના અંગે તારો જીવ બળે એમાં નવાઇ નથી. હવે તું સુઇ જા. " અમરનાથે વાત ફેરવવાના હેતુથી કહ્યું હજી ખરી વાત શૈલબાળા જાણતી નહોતી. સતુના અને અમરનાથના સંબંધની તેને ખબર પડી નહોતી અને અમરનાથ તેને કહેવા માંગતા નહોતા.

" પિતાજી, લાલચંદના મૃત્યુને લીધે મને આ કેસને માટે ચિંતા નથી થતી. સતુલાલને લીધે ચિંતા થાય છે. હું એમને બચાવવા માંગુ છું: થોડી ,ઘણી વીગત જાણી છે અને તેથી મને ખાત્રી છે કે તે નિર્દોષ છે. જેલમાં એની સ્થિતિ..."

" શું ? જેલમાં તું એને જોઇ આવી ? તેને મળી આવી ? "

" આપ ગુસ્સે થશો નહિ. હું એને જેલમાં મળી આવી. મે એની સાથે વાટાઘાટ કરી અને તેમના બોલ..."

" હું ન્યાયાસને બેસું છું. એ આરોપી અને ,તું એને જેલમાં મળવા ગઈ ? મારી શી આબરૂ ? મારી ફજેતી કરાવી છે ? "

" જ્યારે હું મળવા ગઈ હતી ત્યારે મને કોઈએ ઓળખી નહોતી. મેં આપનું નામ દીધું નહોતું. આપ ફીકર કરશો નહીં. પણ મારે એમને બચાવવા છે. એ નિર્દોષ છે. શું કરૂં ? અત્યારે આપણા બે જણ વચ્ચે સંદેશો લઇ જનાર અથવા લાવનાર નથી ! મારે કેટલીક વાત આપને કહેવી હોય તે કેવી રીતે કહેવાય ? "

" ખુશીથી મને કહે. એવી શી વાત છે ? સંકોચ રાખીશ નહિં "

" પિતાજી, જો એને ફાંસીએ ચડાવવામાં આવે તો મારે સતી થવું પડે ! "

અમરનાથ ચમકયા. આ વિષેની એને ખબર નહોતી. તે રાતે જેઅવ નવા બનાવો બન્યા હતા અને અડધા કલાક ઉપર જ તેણે સમાચાર સાંભળ્યા હતા, તેથી વધારે ખેદ થયો. ભારે વિમાસણમાં પડયા. મગજ પાછું ચકડોળે ચડયું.

" તું શું એને પરણવા માંગે છે ? " થોડી વારે અમરનાથે પૂછ્યું.

શૈલબાળાને શરમ આવી. તે નીચું જોઈ રહી. મુખ ઉપર રતાશ હતી. આંખમાં મીનાશ હતી.

"તારે એની સાથે પરણવું છે?" પાછો તે બબડયો. "અત્યારે સુઇ જા. ગાંડાં ન કહાડ. લાલચંદના મૃત્યુથી તને બહુ લાગી આવ્યું હોય એમ દીસે છે. જા."

"ના, પિતાજી. હું ગાંડા નથી કહાડતી. આપ સમજ્યા નહોતા? શરમને લીધે હું આપને કહી શકી નહોતી. પરંતુ મારા આચરણ ઉપરથી આપ સમજ્યા હશો એમ મને લાગતું હતું. લાલચંદની મનભંભેરણીથી આપ એને તિરસ્કારો છો. એને એના પિતાજીના નામની ખબર નથી તેથી આપ એનું અપમાન કરો છો. ઘણા યુવકો યુવાનીના આવેશમાં વિચિત્ર રીતે વર્તે છે અને તેવા વર્તનનો ભોગ કુસુમબા થયાં છે. સતુલાલના પિતાજી કોઇ નિષ્ણાત બારીસ્ટર છે. તે હયાત છે એમ સતુલાલનું હૃદય સાક્ષી પુરે છે અને મારૂં હૃદય પણ એમ માને છે. આ વિચારે હવે તે ગૃહસ્થને—તે ગૃહસ્થ કહેવાય?—શરમ આવતી હશે, તેથી કુસુમબાને બોલાવતા નથી. પણ સતુલાલ મહાપુરૂષ છે. તે ભયંકર યુવક નથી. એનામાં ઘણું સૌજન્ય છે—વિશાળ દ્રષ્ટિ-મર્યાદા છે—વ્યક્તિત્વ છે—તીક્ષ્ણ હોંસીઆરી છે—વિચક્ષણતા છે—ઉચ્ચાભિલાષા છે અને એના સમક્ષ ઝળકતી કારકીર્દી છે. જો સ્વરાજના ધોરણ ઉપર સ્વાતંત્ર્ય અપાવવામાં કોઇ નેતૃત્વ લઇ શકે તો તે યુવકજ અત્યારે દેખાય છે. આત્મબળ ઉપર શ્રદ્ધા હોઇ, એનામાં નિડરતા છે. પ્રમાણીકતાને લીધે એને કોઈની બીક લાગતી નથી. એના ઉપર ખુનનો આરોપ તે આપણા દેશની અધોગતિ દાખવે છે અને એના જેવા ઉગતા મહાપુરૂષના ઉપર કેસ ચલાવવા ન્યાયાસને બેસવું તેજ ફજેતીના ફાળકા—"

"અત્યારે ભાષણ આપે છે કે શું? જો એમ કરવું હોય તો કોંગ્રેસમાં જા—મને ભાષણ?" છેલ્લા શબ્દોથી અમરનાથનું હૃદય ઘણું ઘવાયું. શૈલબાળાના શબ્દો તેના કાને પડતા હતા—તે સાંભળતા હતા—પણ તેનું મગજ વિચારવમળમાં ગોથાં ખાતું હતું. પોતે ગુનેગાર હોય અને એડવોકેટ જનરલ જયુરી સમક્ષ ભાષણ આપતો હોય એમ એને લાગતું હતું. છેવટે તેની ધીરજ રહી નહીં. અને શૈલબાળા પોતાનું વાક્ય પુરૂં કરે તે પહેલાં વચમાં જ તે બોલી ઉઠયા. તેને એમ પણ થયું કે શૈલબાળાનો એક પણ અક્ષર ખોટો નહોતો. પ્રત્યેક શબ્દ તેને લાગુ પડતો હતો.

અમરનાથે થોડી ઘણી વાત કરી, શૈલબાળાને સમજાવી. થોડું ઘણું આશ્વાસન આપી, તેને સૂવા માટે વિદાય કરી. તે એકલા પડયા અને પાછા વિચાર આવવા માંડયા.

"આજનો કેવો દિવસ કહેવાય? મેં શું જોયું—શું સાંભળ્યું અને શું વિચાર્યું? સતુ મારો પુત્ર અને હું એનો પિતા! કુસુમ મળી પણ કેવી સ્થિતિમાં? આટલાં બધાં

દિવસમાં એક ક્ષણ પણ હું એને ભુલ્યો નહોતો. પરંતુ એને પાછી મેળવવા પ્રયત્ન કર્યો હતો ? તેને બદલે સતુને દુઃખ દીધું ! સતુ જેવો જો એને દીકરો મળ્યો નહોત તો એની શી દશા થાત ? હું મનુષ્ય કહેવાઉં ? મારામાં નિડરતા ખરી ? મોટી મોટી વાતો કરૂં પણ કાય માં કેવો ? કયા સતુ ને ક્યાં હું ? અત્યારે અમારાં બેનાં સ્થાન ક્યાં ? લાલચોથી હું ન લોભાયો ? ગીલીગનને ના કહી હોત તો ? મારી ભીરૂતાથી હું મારી જ જાળમાં સપડાયો ! શુદ્ધિની ચળવળ પાછળ ગાંડો થયો હતો., એક રીતે મેં દેશસેવા કરી છે. શુદ્ધિ શિવાય અન્ય રસ્તો નથી--પણ અહીં આવ્યોં પછી એ દિશામાં મેં કેટલો ભાગ લીધો છે ? એક ભારતીની હિંદુ પત્ની હોવા છતાં શુષ્ક હૃદયની આંગ્લ બાળાને પરણ્યો ! ક્યાં હિંદુ પત્ની અને ક્યાં વિદેશી પત્ની ? આટલો તિરસ્કાર કરવા છતાં પણ તે મને તિરસ્કારે છે ? આંગ્લ પત્ની શું કરે ? છુટાછેડા લઈ બીજાને પરણે ! સાત વર્ષ સુધી તે વાટ જુવે--અને પછી પતિને મરણ પામેલો માને અને ફરી પરણે ! હિંદાના અને વિદેશીનાં લગ્ન સંભવે ? બિચારી કુસુમ ! પણ આ વેદના તો કોરાણે રહી બીજી વિટંબણા ઉભી થઇ છે તેનું શું કરવું ? સતુ મારો પુત્ર ! શૈલબાળા તેને પરણવા માંગે છે ! આ વેદના કે વિટંબણા ? " આજ સમયે તેને ઝોકું આવ્યું અને તે ત્યાં જ ઉંઘી ગયા.



# [ ૨૩ ]

## શૈલબાળા



અ

મરનાથે પરાણે શૈલબાળાને તેના શયનખંડમાં મોકલી, પણ તેનું મગજ શાંત થયું નહોતું. અમરનાથ સાથે તેને ઘણી બાંધ છોડ કરવી હતી. ગમે તેમ કરી, તેને ચાર દિવસનો અવકાશ જોઇતો હતો અને તે દરમ્યાન ખરા ખૂનીને શોધી કહાડવાની તે ઉમેદ રાખતી હતી. ખરા અંતઃકરણથી તે એમ માનતી હતી કે સતુ નિર્દોષ છે અને તે કોઇને છુપાવવા માગે છે. ફરી-ફરી તે સતુને મળવા જવાનો વિચાર કરતી હતી. તે એમ માનતી હતી કે તેની આગળ સતુ પોતાનું પેટ ખોલશે. અમરનાથને સમજાવવામાં તે ફાવી શકી નહીં—ન્યાયમૂર્તિ નિશ્ચલ રહ્યા.

એક વખત શૈલબાળા કેવી હતી? સતુ પ્રત્યે કેવા પ્રકારનો તેનો ભાવ હતો? અહંકારી—અભિમાની બાળાના હૃદયમાં સતુ માટે એક વેળા તુચ્છકાર હતો! મજૂર જેવો એક માણસ અને રખડતો—રઝળતો યુવક તેના નજરમાં કેમ ખૂપે?

વિચાર કરતાં કરતાં તે પોતાના શયનખંડમાં ગઈ, પથારીમાં પડી; પણ ઉંઘ આવી નહિં. તે બેઠી થઈ—આમ તેમ આંટા મારવા માંડયા. તેની આંખમાથી અશ્રુ ઝરવા માંડયા! જેમ તેમ કરી તે પોતાના અભિમાની—રડતા હૃદયને શાંત કરી શકી. તેનો ગર્વિષ્ઠ સ્વભાવ ગળવા માંડયો હતો; નવા ભાવે એ નવી સૃષ્ટી રચી હતી. પોતે અનાથ લાગી. સતુ શિવાય તે પોતાને અનાથ અબળા માનવા લાગી! તેના મગજમાં વિચાર સામ્રાજ્ય સ્થપાયું હતુ અને તે સામ્રાજ્યનો મહારાજા સતુ હતો.

પ્રેમ ચીજની તેને ખબર નહોતી, પ્રેમને અંગે ઉભી થતી વેદના તે જાણતી નહોતી. અત્યાર સુધી તેનું મગજ વિચારોથી ઉભરાઇ જતું; હવે તેમાં શુન્યતા આવી! જેઓનાં હૃદયમાં શાંતિ પ્રસરેલી રહેતી; તે હવે ઉર્મીઓથી ઉભરાઈ જતું! થોડા દિવસ ઉપર ફક્ત સતુના શરીરની છટા તેના હૃદય–ચક્ષુ આગળ ખડી થતી; હવે આખું શરીર સતુમય બન્યું! પોતે ત્યાં બેઠેલી હતી છતાં પોતાની નાજુક અને કુમળી શરીરવેલ સતુના શરીર–વૃક્ષ સાથે વીંટળાઇ વળી હોય એમ લાગ્યું. શૈલબાળાને પોતાના વિચારોની વેદનાની સમજ પડી નહીં.

અમદાવાદમાં સ્વદેશી વસ્તુ ભંડારમાં થએલું પહેલું મીલન, પછી એલીસબ્રીજ ઉપર, પછી કાંકરીઆ આગળ, પછી મુકુંદરાયના આગમન વખતે સ્ટેશન ઉપર, પછી સીમલામાં અને પછી જેલમાં--એમ અનુક્રમે થએલાં મીલનો તેના હૃદય-ચક્ષુ આગળ ખડાં થયાં. પ્રથમ વેળા તેની કેવી લાગણી હતી અને તે કેમ બદલાતી ગઇ અને અત્યારે કેવી હતી તેની તુલના કરવા માંડી--પણ જ્યાં મગજ અને હૃદય બંને સતુમય બન્યાં હોય ત્યાં તુલના થઇ શકે? તે એને પરમેશ્વર—પુરૂષોત્તમ—રૂપે જ નીહાળી શકી! પ્રથમ તો ફક્ત તેને મળવાનું અને વાતચીત કરવાનું મન થતું--પણ અત્યારે તેનું હૃદય તેને માટે તલસતું! આવી ઉર્મિઓની પરંપરા ઉછળતી અનુભવી તે ચમકી—જરા ગભરાઈ. જે ઉર્મિને સમજી જ શકતી નહોતી એની પરંપરાના ઉછાળાથી તે ગભરાય નહિં? તેણે તેના હૃદયમાં ચમકાવનારો, વિચિત્ર, અપરિચિત અને તોફાની સમુદ્રના જેવો તલસાટ પ્રથમ વાર અનુભવ્યો! તે સિંહણની માફક આમથી તેમ આંટા મારતી હતી! તેનું ચાલે તો જેલની દીવાલોના પત્થર તોડી—સળીઆને મરડી નાંખી, સતુને છોડાવી લાવે એવી સ્થિતિમાં આવી! સ્વાસ્થ્ય મેળવવા ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ બધો વ્યર્થ ગયો. છેવટે તે થાકી અને અશ્રુદ્વારા થાક ઉતારવા માંડી. થાકીને તે પથારીમાં પડી.

હૃદયની એ ઉર્મિઓનો અને પથારીનો સંયોગ થયો. એ સંસ્કારી હતી. શેક્સપીઅરનાં અને કાળીદાસનાં કાવ્યો વાંચ્યાં હતાં—તેમણે દોરેલાં કેટલાંએ ચિત્રો એની આગળ ખડાં થયાં! જ્યારે તેણે તે કાવ્યો વાંચ્યાં હતાં– જ્યારે તેનો તેણે અભ્યાસ કર્યો હતો—ત્યારે તે સમજી શકી નહોતી; હવે એક ક્ષણમાં જ તે સમજી ગઇ. મેઘદૂતની કલ્પના તેના મગજમાં પેસી શકી નહોતી, હવે અત્યારે તેવા દૂતની શોધમાં તેનું હૃદય તલપી રહ્યું! રસની ભાવના સમજવા માંડી. રસસાગરનાં તોફાની મોજાં તેના હૃદય સાથે અથડાતાં તેણે અનુભવ્યાં; અને રસોર્મિઓએ તેને ચારે તરફથી ઘેરી લીધી.

અણધારેલા 'પ્રસંગોથી,' અણધારેલા અનુભવથી, અણધારેલી રસાસ્વાદની દૂર દેખાતી ભાવનાથી અને અણ વિચારેલી કલ્પનાઓથી તેના મગજ ઉપર અને હૃદય ઉપર ભાર વધ્યો! તેનું શું પરિણામ આવે? નિદ્રાદેવીએ તેને આશ્રય આપ્યો. તે પથારીમાં પડેલી જ હતી. હવે તે નિદ્રામાં પડી!



# [ ૨૪ ]

# ન્યાયમંદિરનો ન્યાય

## પિતાની કબુલાત




જે બીજો દિવસ હતો. સવારના દસ વાગ્યાથી ન્યાયમંદિર તરફ લોકોનાં ટોળાં જતાં દેખાતાં હતાં. ગઈ કાલની સાંજના તથા આજ સવારનાં વર્તમાનપત્રોમાં મોટાં અને વિચિત્ર મથાળા નીચે સંપૂર્ણ સમાચાર આવવાથી લોકોનું આકર્ષણ વધ્યું હતું. તમાશાને કાંઇ તેડું હોય છે? ગઇ કાલે કુસુમને મુર્છા આવવી અને જજને વહેલાં ઉઠવું: એ બે પ્રસંગના ઐક્યને લીધે જાત જાતની ગપો ઉડતી હતી.

સાડા દસ વાગે ન્યાયમંદિરમાં સેશન્સ કોર્ટ ચિકાર થઇ ગઇ! ઉપર ગેલેરીમાં પણ એટલું જ લોક હતું. તે સમરથી પણ કેટલાંક બાનુઓ કોર્ટમાં હાજર થઇ ગયાં હતાં. કાલના કરતાં આજે મેદની વધી હતી. ત્યાં ઉભા રહેવાની પણ જગ્યા નહિ મળવાથી ઘણા લોકને પાછાં જવું પડ્યું હતું.

થોડીવારે સતુને પોલીસો કોર્ટમાં લઇ આવ્યા. તેને આરોપીના પાંજરામાં ઉભો કરવામાં આવ્યો. સાધારણ રીતે પોલીસ સીપાઇઓ આરોપીને ખભાથી પકડે છે; પણ સતુના પ્રભાવને લીધે તેઓ તેને અડકી શક્તા નહોતા. સતુને બેસવાનું કહ્યું પણ તેણે ઉભા જ રહેવાનું પસંદ કર્યું. સાધારણ ઉંચો-સાધારણ શરીરે પહોળો--મજબુત યુવક એ પ્રમાણે ટટાર ઉભો રહે તો કેવો લાગે! પોતાના બે હાથ પાછળ હતા--એક પગ જરા આગળ હતો. તેના મુખના ચહેરા ઉપરથી એમ ચોક્કસ લાગતું હતું કે તે સાધારણ યુવક નથી. તેનામાં કલ્પનાશક્તિ--હોંશીઆરી--પ્રભાવ--વ્યક્તિત્વ--સ્વાતંત્ર્ય--ન્યાય પ્રત્યે પ્રીતિ અને નિર્દોષપણું દેખાઇ આવતા હતાં. મગજ શક્તિ સાથે શરીર શક્તિ પણ દેખાતી હતી. પાંજરામાં બધાથી નિરાળો, એકલો--અટુલો, ટટાર, અન્યાયનું પરિણામ બની, દુઃખ ભીની આંખે સર્વત્ર નિહાળી રહ્યો હતો! તે સ્થિતિમાં પણ ગૌરવશાળી દીસતો હતો. પાંજરાના પગથીઆ ઉપર ઉભેલો હોવાથી, તે બીજા બધાં કરતાં જરા ઉંચા સ્થાને હતો.

જ્યુરીના પાંજરામાં નવે સદસ્યો બેસી ગયા હતા અને પોલીસ સાર્જંટે તેમનો કબજો પણ લીધો હતો.

નામદાર ન્યાયમૂર્તિ આવ્યા. તેમણે ન્યાયમૂર્તિનો ઝભ્ભો પહેર્યો હતો. રાતા લાંબા--ઝભ્ભાથી અને માથે ધોળી વીગથી આજે જરા વિચિત્ર લાગતા હતા. પગમાં જોર ઘટી ગયું હશે એમ લાગતું હતું; કારણ કે તે લથડીઆં ખાતા હતા. થોડી સ્વસ્થતા મેળવી તે પોતાની ખુરશીએ પહોંચ્યા અને બેઠા!

ન્યાયમૂર્તિ નીચું જોઈને જ નિહાળી રહ્યા! એમના રોજના નિયમ પ્રમાણે ન્યાયાસને,આવી તરત જ કામ શરૂ કરતા હતા. એક ક્ષણ પણ વ્યર્થ ગુમાવતા નહિ. આજે કેટલીએ ક્ષણો ગઇ પણ તેમણે ઉંચું જ જોયું નહિ. બધાના મનમાં તર્ક વિતર્ક વધવા માંડયા! હૃદયમાં લાગણીનો આવેશ વધી ગયો. એટલી બધી શાંતિ પ્રસરી ગઈ હતી કે જરા ઉંચેથી શ્વાસ લેતાં પણ સભા (!) જનોને બીક લાગતી હતી. કોઈ જરા સળવળાટ કરતો તો પણ તેનો અવાજ સંભળાતો. એડવોકેટ જનરલનામાં પણ ગભરાટ અને કુતુહલતા વધી ગયાં હતાં. અને તેથી ઉભા થઈ કામ આગળ શરૂ કરવાની એમની હિંમત ચાલી નહીં.

સતુની અને ન્યાયમુર્તિ અમરનાથની બન્નેની ઉપર જણાવેલી સ્થિતીમાં સતુ જજ લાગતો હતો અને અમરનાથ આરોપી દીસતા હતા.

આ વિચિત્ર સમયે અમરનાથના હૃદયમાં--સતુના મગજમાં અને સભાજનોની કલ્પનાશક્તીમાં હજારો વીચારો આવ્યા અને ગયા. જેમ જેમ વખત જવા માંડયો તેમ તેમ બધાના હૃદયમાં લાગણીનો આવેશ વધતો ગયો. આવી સ્થિતિમાં વધુ વખત બેસવાનું અશક્ય લાગ્યું—હૃદયો બંધ થઇ જશે એમ લાગ્યું!

અમરનાથે જરા ઉંચું જોયું—બધાંનાં મુખ તેથી ઉંચા થયાં! જાણે મદારીની લાકડી ફરી! લોહચુંબક લોહની લાકડીને ઉંચી નીચી કરી શકે તેમ અમરનાથનું મુખ કરી રહ્યું હતું.

"મી. એડવોકેટ--જનરલ, આજે દીલગીર છું કે કામની શરૂઆત કરવામાં જરા વિલંબ થયો છે—" આટલું બોલી અમરનાથ પાછા અટકી ગયા. યંત્રવત કામના કાગળીઆં તે ફેરવવા મંડયા પણ સંદેહ વગર દેખાઇ આવતું હતું કે તેનું ચિત્ત કાગળીઆં તરફ નહોતું.

અમરનાથના ઉપર બોલાએલા શબ્દોથી સભાજનોમાં લાગણીનો આવેશ ઓછો થયો હોય એમ લાગ્યું. તેઓ થોડી ઘણી વાતચીત કરવા મંડયા!

"આરોપી એટલો જ ગર્વીષ્ટ અને ગૌરવશાળી લાગે છે!"

"વ્યક્તિ સ્વાતંત્ર્યનો એ પ્રભાવ!"

"જાણે પોતે જ, જજ હોય!"

" તે નિર્દોષતા સુચવે છે. "

" તેના મુખ ઉપર પસ્તાવો તો દેખાતો જ નથી. "

" નિર્દોષના મુખ ઉપર પસ્તાવો દેખાય ? "

" અમરનાથના મુખ ઉપર પસ્તાવો દેખાય છે તેનું શું કારણ ? "

" ગઇ કાલે ત્યારે તમે શું સાંભળ્યું ? આવો જ બારીસ્ટર ! પેલા બે સાક્ષીઓને એણે કેવા સવાલ પૂછ્યા હતા ? તેણે ઉલટ તપાસ કરવી જોઇએ, તેને બદલે એડવોકેટ જનરલને મદદ કરે એવા સવાલો પુછ્યા ! પછી આરોપીએ સવાલ પૂછ્યા, તેથી સાક્ષીઓ કેવા ગભરાઈ ગયા હતા ? અમરનાથને શરમ ન લાગે ? તેથી પસ્તાવો ન થાય ? "

" કાલે સાંજે જીમખાને એડવોકેટ જનરલ કહેતા હતા કે પ્રત્યક્ષ દર્શનીક પુરાવો છે. મરનારના બંગલા આગળ આરોપીને પાછલી રાતે જોયો હતો એવો પુરાવો છે. "

" પણ મરનારની સાથે જોયો હતો ? મરનારની લાસ પાસે જોયો હતો ? જો એવો પુરાવો ન હોય તો પ્રત્યક્ષ દર્શનીક પુરાવો ગણાય ? એ બધો પરિસ્થિત્યાત્મક પુરાવો જ ગણાય ! "

"તું આગળ વધીને રહીશ કે મરનારની લાશ પાસે આરોપીના પગલાં હતાં..."

" અને છરીના હાથા ઉપર આરોપીનાં આંગળાં હતાં ? "

" હવે તો ચોક્કસ એમ લાગે છે કે આરોપી નિર્દોષ છે. પણ એડવોકેટ જનરલ સાધારણ રીતે નિષ્પક્ષપાત રહે છે–તેઓ તટસ્થ રીતે વિચાર કરી શકે છે–કોઈ પણ રીતે આરોપીને અન્યાય થાય એમ કરતા નથી. અને આ કેસમાં કેમ આમ બોલે છે?"

" એનું કારણ છે. આ કેસમાં રાજદ્વારી સવાલનું મીશ્રણ છે. એ આટલી નાની વયમાં વડી ધારાસભા સુધી પહોંચ્યો અને ફરજ્યાત મીલીટરી શીક્ષણનું બીલ લાવી શક્યો, તે સરકારને ડંખતું હોય એમ લાગે છે. એને મહાત કરવાનો આ પ્રસંગ છે ! ' જો હુકમી ' સરકારનીતિ તેનો લાભ લીધા વગર રહે ? "

સ્ત્રી મંડળમાં બીજી જ વાત ચાલતી હતી.

" કહે છે કે કાલે અમરનાથની પુત્રી અહીં આવી હતી ! "

" કેમ તમે ઓળખતાં નથી ? શૈલબાળા અહીં કાલે આવી હતી. "

" તે શું કરવા આવી હશે ? "

" કહે છે કે તે મરનાર સાથે અદરાઇ હતી." બીજાં એક પારસી બાનુએ કહ્યું.

" અદરાઇ હતી તો પછી અહીં શું કરવા આવી ? આરોપીને અદરાઇ હોય તો આવવા જોઈએ ! " બીજીએ કટાક્ષમાં કહ્યું.

સતુના મગજમાં વિચારની ઘટમાળ ચાલ્યા જ કરતી હતી. અમરનાથના આચરણથી તેને નવાઈ લાગતી હતી.

"આ નાટક કયાં સુધી ભજવાવાનું? અમરનાથ આજે આવું કેમ વર્તે છે? કોઈ દીવસ પણ આવું વર્તન સાંભળ્યું નથી. શું, એને ખબર પડી હશે? ખબર પડી હોય તો પણ આ સ્થિતિમાં તે બધું કબુલ કરે? હજી જો, હું આરોપીના પાંજરામાં ન હોત-ફક્ત વડી ધારાસભામાં બેસતો હોત--અમદાવાદમાં મીલ ચલાવતો હોત-અને મોટા મહેલમાં બિરાજતો હોત તો વખતે અમરનાથ કબુલ પણ કરે! પણ આ સ્થિતિમાં? એને પોતાને શરમ ન લાગે? સંભવતું નથી." તે બબડયો. તેના હૃદયમાં અમરનાથ પ્રત્યે પ્રેમની અને તિરસ્કારની લાગણીનું મીશ્રણ હતું. પાછો તેને વિચાર આવ્યો અને બબડયો, "શૈલબાળા-તે મારી સાવકી બહેન! શું એ ખરી વાત હશે? અમરનાથ મારા પિતા-એટલું જ જણાયું છે, પણ તે બે વચ્ચેનો સબંધ જણાયો નથી. પણ હવે શું બાકી રહ્યું? મારા પિતાની પુત્રી તે મારી બહેન નહિં તો બીજું શું? પણ મારી બહેન પ્રત્યે મનોવિકાર સભવે? મારા મન ઉપર મને શ્રધ્ધા છે. એના પ્રત્યે એવી લાગણી ઉદ્દભવી છે તેથી તે બહેન સંભવે નહિં" આ વિચારે તેના મગજમાં શૂન્યતા વ્યાપી ગઇ. આગળ વિચાર જ કરી શકયો નહિ.

તેજ સમયે અમરનાથના મુખમાંથી શબ્દોચ્ચાર સંભળાયો. પૂર્વવત પાછી શાંતિ પ્રસરી રહી.

"મી. એડવોકેટ—જનરલ, હું તમને એક વાત કહેવા માંગું છું. તે વાત વિચિત્ર છે. આ કેસ હું ચલાવી શકીશ નહિં-મારાથી આ કેસમાં ન્યાયાસને બેસાશે નહિં." એનાથી, વધુ બોલાયું નહિં. સૌ એક બેકના મુખ સામુ જોવા મંડ્યા. કોઇ તેની આતુર અવસ્થામાંથી ખસ્યું નહિં. વર્તમાન પત્રોના રીપોર્ટરો ઝડપથી કાંઇ લખવા મંડયા. તેમની ઇન્ડીપેન્ડન્ટ પેનનો અવાજ સંભળાતો હતો. એટલી શાંતિ હતી.

સતુ એટલી જ દૃઢતાથી ઉભો હતો, તે એટલો જ ટટાર હતો, એના શરીરનું એક અવયવ પણ હાલતું નહોતું, આંખમાં સ્વસ્થતા દેખાતી હતી, આંખની કીકીમાં જરા પણ ગભરામણ નહોતી. એના મુખ ઉપર જરા હાસ્ય હતું. કયાં સતુની સ્વસ્થતા અને અમરનાથની અસ્વસ્થતા!

ન્યાયાસનેથી ફરી અવાજ આવ્યો.

"મારા વચનથી વિચિત્રતા લાગશે પણ મારે સત્યવાત કહેવી પડશે. આ કેસમાં ન્યાયાસને બેસવા, હું અયોગ્ય છું." પાછું બોલાયું નહિં.

આ સમયે સતુને દયા આવી. પિતા પ્રત્યેનો પ્રેમ ઉભરાઇ આવ્યો. શું, તેને ખબર પડી હશે ? શું તે કબુલ કરશે ? તેના હૃદયમાં એટલી ભીનાશ છે ? વિગેરે ઘણા વિચારોએ તેના મગજને ઘેરી લીધું !

"મી. એડવોકેટ-જનરલ, હું કેટ ને બરખાસ્ત કરૂં છું. જ્યુરીને પણ બરખાસ્ત કરૂં છું. ક્યાં તો સેશન્સની આ બેઠકમાં બીજા જજ અને જ્યુરી આગળ આ કેસ ચલાવવામાં આવશે, અથવા સેશન્સની આવતી બેઠકમાં ચલાવવામાં આવશે. હું સર ન્યાયમૂર્તિને ખબર આપુ છું અને યોગ્ય હુકમો તે સંબંધમાં એ ફરમાવશે. અહીંથી ઉઠતાં પહેલાં મારા આ વર્તનનું કારણ કહેવા માંગું છું." એટલું બોલી તે જરા થોભ્યા. તેના શ્વાસોશ્વાસનો વેગ વધી ગયો હતો. કેવા શબ્દોમાં બોલવું તે એને સમજ પડતી નહોતી.

ઉપરના શબ્દોથી શ્રોતા જન ઉપર પણ વિચિત્ર અસર થઇ હતી. હૃદયનો વેગ નરમ પડી ગએલો દેખાતો હતો—અટકી જવાનો ભય ગાંગતો હતો.

"ગઇ કાલે રાતે, મી. એડવોકેટ જનરલ, મારા જાણવામાં આવ્યું કે આરોપી સતુ મારો પુત્ર થાય છે." આ શબ્દોથી શ્રોતાજનોએ વિચિત્ર અવસ્થામાં છુટકારાનો દમ ખેંચ્યો. "તે મારો સગો પુત્ર છે.હું વિધવા પુનર્લગ્નનો હિમાયતી હોવાથી મેં યુવાવસ્થામાં એક બાળવિધવા સાથે પુનર્લગ્ન કર્યું હતું, વધારે કહેવાની જરૂર નથી.સતુ મારો સગો પુત્ર છે. સતુ અને તેની માતા કુસુમ પ્રત્યે જે મેં અન્યાય કર્યો છે તે અહીંજ કબુલ કરૂં છું. મારે એ પણ કબુલ કરવું જોઇએ કે જો પ્રથમથી સતુની મેં સંભાળ લીધી હોત—જો મેં પિતા તરીકેની ફરજ બજાવી હોત—તો આ પ્રસંગ ઉભો થાત નહિ. મારે કબુલ કરવું જોઈએ કે સતુના કરતાં હું વધુ ભયંકર ગુનેગાર છું. આજ પ્રસંગે જો હું કુસુમની અને સતુની ક્ષમા યાચું તો અસ્થાને નહિ ગણાય." આટલું બોલીને તે અટકી ગયા. તેનાથી વધુ બોલાયું નહિ. તેના શબ્દોમાં સચોટતા હતી પણ જરા ધ્રુજારો હતો.

સતુ એજ સ્થિતિમાં ઉભો હતો. એને જરા નવાઇ તો લાગી પણ તેની અવસ્થામાં ફેર પડયો નહોતો.

સભા—શ્રોતા-જનો ઉઠયા ! એડવોકેટો ઉભા થયા ! બધા વીખેરાવા માંડયા ! સતુથી અને અમરનાથથી હલાયું નહિ. મૂર્તિવત બન્ને પોતપોતાના સ્થાને ચોંટી ગયા હોય એમ લાગ્યું.

એડવોકેટ જનરલ વિટંબણામાં પડયા—અકળાયા.

"આપ નામદાર હવે પછીનો કેસ લેશો?" એડવોકેટ-જનરલે ધ્યાન ખેંચવાના હેતુથી આ સવાલ પૂછયો.

"ના. મી. એડવોકેટ–જનરલ! આજે તો હું કોર્ટ બરખાસ્ત કરું છું." આટલું બોલી તે પણ ઉઠયા.

સતુને લઇ જવામાં આવ્યો.

સભાજનોમાં વિચિત્ર વાત થવા માંડી. ન્યાયમૂર્તિ‑મંડળમાં—ક્રામદારમંડળમાં—બારીસ્ટર મંડળમાં—એમ જુદા જુદા મંડળોમાં જુદી જુદી વાત ચાલતી હતી. મોટાં મોટાં મથાળાં કરી વાતને મોટું સ્વરૂપ આપી, ઘરાકોને આકર્ષવા વર્તમાનપત્રોના રીપોર્ટરો લખવામાં મશગૂલ હતા.

જ્યારે સતુ કારાવાસમાં પહોંચ્યો ત્યારે તેની વિચારમાળા શરૂ થઇ. "કોર્ટમાં આ પ્રમાણે બોલતાં મારા પિતાજીને દુઃખ નહિ થયું હોય? એક ન્યાયમૂર્તિને આ પ્રમાણે બોલવું પરે તે કેવું કહેવાય? પણ એમણે અમને બહુ દુઃખ આપ્યું છે; હવે તે ભોગવે છે. દુનિઆમાં એમજ ઘટમાળ ચાલે છે. ઇશ્વર અહીં ને અહીં જ શિક્ષા ફરમાવે છે અને બધાંને ભોગવવી પડે છે. સ્વર્ગ‑નર્કની જાત માહીતિ નથી, પરંતુ અહીં આગળ જ સ્વર્ગ - નર્ક દેખાય છે." તેજ ક્ષણે તેની માતા સંબંધી તેના મગજમાં વિચાર આવ્યા અને તેનામાં શૂન્યતા આવી.

કોર્ટના સમાચાર બહાર વિદ્યુત વેગે પ્રસર્યા. તાર મારફત આખા હીંદમાં તે સમાચાર ફેલાયા.

ન્યાયમૂર્તિ અમરનાથની અવસ્થા વધુ વિચિત્ર થઇ હતી. તે પોતાની ચેમ્બરમાં બેસી શકયા નહીં. પુત્ર સાંભર્યો—પત્ની સાંભરી! બંગલે જવા વિચાર આવ્યો. પોતાની મોટર તે સમયે ક્યાંગી હેય? ટેકસી મંગાવવા હુકમ આપ્યો. લથડતે પગલે અને નીચા મુખે તેઓ પોતાની ચેમ્બરમાંથી નીકળ્યા અને લીફ્ટ તરફ વળ્યા. ટેકસીમાં ઘેર ગયા.

પોતાના અભ્યાસગ્રહમાં બેસી કેસની વિગતો સંબંધી વિચાર કરવા લાગ્યા.

"મેં એકપક્ષી પુરાવો સાંભળ્યો છે. બીજા પક્ષને સાંભળ્યા સિવાય કંઇ નિર્ણય ઉપર અવાય નહીં. તે ત્યાં કંઇક બોલ્યો હતો પણ તેણે પોતાનો કેસ જણાવ્યો નથી." આટલું બોલ્યા પછી તે કંઇ નિર્ણય ઉપર આવ્યા. કપડાં ઉતારેલાં જ નહોતાં—તે તરત ઉઠયા. પોતાની જ મોટરમાં જવા નિશ્ચય કર્યો. નીચે આવી, મોટરમાં બેસી, ઉમરખાડી તરફ લેવા શોફરને હુકમ આપ્યો.

ઉમરખાડી જેલના દરવાને ન્યાયમૂર્તિને જોયા અને તે આભો બન્યો. ટટાર ઉભો રહી, તેણે સલામ કરી. ઉમરખાડી જેલની અમરનાથને કે શોફરને શેની ખબર હોય? મોટર ઉભી રખાવી, દરવાનને કંઇક પૂછ્યું. ડાબા હાથે મોટર ચાલી અને જેલ સુપ્રીન્ટેન્ડેન્ટની ઓફીસ આગળ જઇને ઉભી રહી.

"જમાદાર દેખો—અબી એ મોટરમેં કોન કેદીકું લાયા? સીવીલ હય કે ફોજદારી?" સુપ્રીન્ટેન્ડેન્ટે અંદર બેઠે બેઠે મોટરનો અવાજ સાંભળી જમાદારને એ પ્રમાણે હુકમ આપ્યો.

જમાદારે મોટર તરફ ભભકાથી જોયું. અમરનાથને જોઇ તે પણ આભો બની ગયો. તે પણ ટટાર થઇ ગયો અને સલામ કરી. સુપ્રીન્ટેન્ડેન્ટે આ ચેષ્ટા જોઇ અને તેને નવાઇ લાગી. તે બહાર આવ્યા અને તે પણ યંત્રવત ટટાર થઈ ગયા અને સલામ કરી.

અમરનાથને સતુની ખોલી તરફ લઇ જવામાં આવ્યા.

સતુ શુન્ય મગજે બેઠો હતો. દ્વાર ઉપર અવાજ થયો તેથી તે ચમકયો. બીજી ક્ષણે તેણે અમરનાથને જોયા.

"પિ......" તેનાથી વધુ બોલાયું નહીં.

"હા, સતુભાઇ—હું તમારો પિતાજી!"

સતુ પોતાના પિતાને શોધવા અગાધ પ્રયત્નો કરી રહ્યો હતો અને જ્યારે 'પિતાજી' કહી બોલાવવાનો પ્રસંગ આવ્યો ત્યારે આખો શબ્દ તેના મુખમાંથી નીકળ્યો નહીં. હર્ષનો અથવા તિરસ્કારનો આવેશ એવો જ હોય છે! અત્યારે કેવો આવેશ હતો? વખતે બન્નેનું મીશ્રણ હશે એમ દેખાયું. જ્યારે તેણે અમરનાથને 'પિતાજી' કહી બોલાવવા પ્રયત્ન કર્યો, ત્યારે શૈલબાળા સાંભરી આવી હોય એમ લાગ્યું. તે પણ 'પિતાજી' કહીને બોલાવે અને પોતાને પણ તે જ પ્રમાણે કહીને બોલાવવાનું અસંભવીત દેખાયું—તેને લીધે—વખતે—આખો શબ્દ મુખમાંથી નહીં નીકળ્યો હોય! ગમે તેમ હોય, પણ આટલું ચોક્કસ દેખાતું હતું કે શૈલબાળાને લીધે તેના મગજમાં અસંબંધ વિચારો આવતા હતા. તેનો અને શૈલબાળાનો પિતા એકજ કેમ સંભવે? એ વિચાર તેના મગજમાં શૂન્યતા લાવતો હતો અને તેના અંતરની લાગણીમાં જરા તિરસ્કારનું મીશ્રણ કરાવતો હતો.

થોડીવાર બન્નેના મુખમાંથી વધુ શબ્દ નીકળ્યો જ નહિં!

"આપે અહિં આવવાની તસ્દી લીધી?" સતુથી એ પ્રમાણે બોલી જવાયું.

અમરનાથે ઉત્તર આપ્યો નહિ—એનાથી અપાયો નહિં. પાછા બન્ને મુગા થયા.

"આપ અહિં આવ્યા તેથી આપનું વગોવણું નહિં થાય?" અત્યારે સતુના શબ્દમાં નમ્રતા હતી—લાગણી હતી. આવી નમ્ર રીતે તે કોઈ દીવસ અમરનાથ સાથે બોલ્યો નહોતો. ગમે તેમ—તો પણ બન્ને હિંદુ હતા—હિંદુભાવના મય હ...

" સતુભાઈ, આવા વિલક્ષણ પ્રસંગે વગોવણાની દરકાર થાય ? ત્યાં સુધી તારા કેસમાં હું ન્યાયાસને બેઠો હતો ત્યાં સુધી નહોતો આવ્યો—હવે આવવાની શી હરકત છે ? કાલે રાતે મને બધી ખબર પડી. કાલે, કોર્ટમાં કુસમને જોઇ--લગ્ન પછી પ્રથમ વારજ જોઇ—તરત ઓળખી—રાતે એને ત્યાં ગયો, ત્યાં ખબર પડી. મધ્ય રાત થઇ ગઇ હતી–તેજ સમયે અહીં આવવાનો વિચાર હતો; પરંતુ તે સમયે હું ન્યાયાસને હતો તેથી આવ્યો નહિં. હવે શી હરકત ? "

" આપ બેસશો ? ક્ષમા કરશો-અત્યારે હું આપને આપના યોગ્ય આસન આપી શકું એમ નથી. આરોપી શું કરી શકે ? ન્યાયના કહેવાતા સિધ્ધાંત પ્રમાણે જ્યાં સુધી આરોપ સાબીત થાય નહિં ત્યાં સુધી તેને નિર્દોષ ગણવો જોઇએ--પણ આરોપી તો ખરો ! આપ આ સાદડી ઉપર બેસશો ? "

" સતુભાઈ, તમારા વચનનો ભાવાર્થ સમજી શકું છું ! હું પણ આરોપી છું. મારો કેસ તમારે ચલાવવાનો છે-અને પછી ક્યાં તો શીક્ષા ફરમાવશો કે ક્ષમા આપશો. "

" મારે ક્ષમા આપવાની ? "

" ક્ષમા ન આપવી હોય તો શીક્ષા ફરમાવશો. "

" આ શબ્દો અને આ શિષ્ટાચાર અંગ્રેજ સમાજને શોભે કે હિંદુ સમાજને ? આપણે તો હિંદુ-અને ગમે તેવા વિદેશીઓ આવી, આપણા ઉપર અત્યાચાર ચલાવશે—સાકરથી ગળી બનાવી, ક્વીનાઈનની ગોળીઓ આપશે-તો પણ આપણી હિંદુ ભાવના નષ્ટ થવાની નથી. આપ બેસો. "

" સતુભાઇ, હિંદુ ભાવના પ્રત્યે પ્રેમ જોઇ–દેશ લાગણી જોઇ અને તમારૂં વ્યક્તિત્વ જોઇ મને ઘણો આનંદ થાય છે. તમારા અને કુસુમના ઉપર દુઃખ પડ્યું તેથી મને ઘણું દુઃખ થાય છે. એ બધું મારે લીધે ભોગવવું પડ્યું છે તે મને ખબર છે અને તેથી જ તમારી ક્ષમા યાચું છું. પણ સતુભાઇ ! આટલા બધાં વર્ષોમાં મને સુખ નહોતું. મારા અંતરની પીડા હું જ સમજતો હતો. મારા હૃદયને ક્લેશ થોડો નહોતો થતો ! કોઇ દિવસ પણ હું સુખેથી ફર્યો નથી--મેં સુખેથી ખાધું નથી--સુખેથી રાત્રી પસાર કરી નથી. હું એમ માનતો હતો કે કુસુમ કૈલાસનિવાસી થઇ હશે--અને તેને લીધે મને દુખ થતું હતું; પણ કાલે જ બધી ખબર પડી ! "

" પણ, આપે જ મારી કડવી જીંદગીની શરૂઆત કરાવી છે— "

" હા, એ બધું દૃશ્ય મારી નજરે આગળ તરે છે. એને સંભારીને કામ છે? મારા ઉપરનો આરોપ હું કબુલ કરૂં છું--અને ક્ષમા યાચું છું "

સતુથી બોલાયું નહીં. ત્યાર પછી અમરનાથે વાત ઉપાડી. બંનેએ ભૂતકાળની વાતો પેટ ભરી કરી.

" હવે આપણે વર્તમાનકાળની વાત કરવી જોઇએ. મને કેસની વિગત કહો."

" આપ બધી વિગત જાણો છો."

" સતુભાઇ, હજી પણ મશ્કરી ?"

" મારો મશ્કરો સ્વભાવ જ નથી."

" ત્યારે બધી હકીકત કહો."

" ના, તે હું કહી શકું એમ નથી. હું મારો બચાવ કરીશ હું નિર્દોષ છું. જો જ્યુરી મને નીર્દોષ ઠરાવશે તો ઠીક છે; નહી તો આ પચીસ વર્ષને અંતે મારી જીંદગીનો અંત આવશે. દેશને ગુલામીમાંથી છોડાવવાની મારી અભીલાષાનો પણ અંત આવશે! કામદાર મંડળનો અભ્યુદય મારાથી થશે નહીં અને હિંદને મનુષ્યત્વ પાછું અપાવાની મારી મહેનત વ્યર્થ જશે! બીજું શું થશે ?"

" એમ નહીં-સતુભાઇ! આપણે પુરાવા મેળવવા પ્રયત્ન કરીએ. અત્યારે તમારી સામે જે પુરાવો છે તે ખરાબ છે. તેની સામે પુરાવો જોઇએ. જો તેમ નહીં કરો તો મને શંકા રહે છે. અત્યારના પુરાવા ઉપરથી જ્યુરી તમને નીર્દોષ ઠેરવશે નહીં."

ત્યાર પછી બે જણ વચ્ચે તે સંબંધમાં રકઝક ચાલી. અમરનાથના ઉપર વિશ્વાસ બેઠો નહીં અને પોતાની માતાના સંબંધમાં વાત કરવી નહીં એમ એને ઉચિત લાગ્યું!

" સતુભાઇ! તું કાંઈ છારવવા માંગે છે--મને બધી વાત કહીશ તો જેને તું બચાવવા માંગે છે તેને પણ બચાવી શકીશું. બધી વિગત કહે તો કંઇ રસ્તો શોધી શકાય. ભાઇ! બધી વાત કહે." આવા આવા શબ્દોમાં સતુને સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો; પણ સતુએ માન્યું નહીં.

" આપે જ્યારે લગ્ન કર્યું ત્યારે આપનું નામ અમરનાથ નહોતું. ત્યારે તે વખતે ભોળી બાળાને છેતરવા માટે આપે ખોટું નામ ધારણ કર્યું હતું ?"

અમરનાથને આ પ્રશ્નનો ડંખ લાગ્યો. તેનાથી બોલાયું નહીં.

" આપ શું વિચારમાં પડયા ?"

" તે વખતે મેં ખોટું નામ આપ્યું નહોતું."

" ત્યારે નામમાં કેમ ફેર ?"

અમરનાથ તરફથી કાંઇ ઉત્તર મળ્યો નહીં. તે જ ક્ષણે રેલબાળા સંબંધ ખુલાસો કરી લેવા મન થયું.

" ત્યારે શૈલબાળા કોણ ? "

તે પ્રશ્નનો પણ ઉત્તર મળ્યો નહીં.

" આપે આંખબાળા સાથે ફરીથી કેમ લગ્ન કર્યું ? "

" શુદ્ધિની ચળવળને ઉત્તેજન આપવા. "

" આપ એક પત્નિવ્રતમાં માનો કે ? "

" હું એ વ્રતમાં માનનારો છું.

" પછી એક પત્નિની હયાતીમાં બીજું લગ્ન કેમ ? "

" શુદ્ધિની ચળવળને પોષવા માટે. "

" શું તે વ્રત કરતાં શુદ્ધિની ચળવળને વધારે માન આપો ? "

પાછું તેણે મૌન ધારણ કર્યું.

" ત્યારે શૈલબાળા......"

તે જ સમયે ઓરડીનાં દ્વાર ખખડયાં. અમરનાથના હાથમાં એક ચીઠ્ઠી મુકાઇ-તે સતુને ભેટવા ગયો. સુપ્રીન્ટે-ન્ડેન્ટના સમક્ષ સતુથી ના કહેવાઇ નહીં. બન્ને યંત્રવત ભેટયા અને છુટા પડયા.



## ન્યાયમંદિરનો ન્યાય ( ચાલુ )



હાઈકોર્ટમાં ત્રણ પ્રકારના મંડળોમાંથી અમુક સંખ્યામાં ન્યાયમૂર્તિઓની નીમણોક કરવા માટે ' લેટર્સ-પેટંટ ' માં ઉલ્લેખ છે. કાઉન્સીલ મંડળમાંથી અમુક જજો જોઈએ-તેજ પ્રમાણે આઇ. સી. એસ. મંડળમાંથી અને વકીલ મંડળમાંથી પણ અમુક જજો નીમાવા જોઈએ. પ્રત્યેક મંડળની વિચાર મર્યાદા વિભિન્ન હોય છે. કલ્પનાશક્તિની મર્યાદામાં પણ ફેર રહે છે. કાઉન્સીલ મંડળના સભ્યો હંમેશાં ઉદારવૃતિથી પ્રત્યેક વસ્તુને નિહાળે છે. તેઓને અપીલ કોર્ટના ' બાઉ ' ની બીક હોતી નથી. પ્રત્યેક કેસમાં વ્યવહાર બુધ્ધીથી કામ લે છે. હાઈકોર્ટની ઓરીજીનલ સાઈડ ઉપર રોજનો ખર્ચ ચડતો હોવાથી જો તે પ્રમાણે કામ લેવામાં ન આવે તો ખર્ચનો આંકડો કેટલો વધી જાય તેનો ખ્યાલ પણ આપી શકાય એમ નથી. જેમ ઘડીઆળનો કાંટો ફર્યા કરે છે તેમ ખર્ચનો કાંટો રોજ-પ્રત્યેક ક્ષણે-ફર્યા કરે છે. ત્યાં દ્વી-મુખી ( dual ) સીસ્ટમ હોવાથી કામ ઘણું નિયમીત રીતે અને કાળજી પુર્વક થાય છે. પાટીઆ ઉપર કેસ આવે તે વખતે બન્ને પક્ષ પોતપોતાનું સામર્થ્ય સમજી શકે છે. કેસ તૈયાર થયા પછી, તે ચલાવવાને માટે કાઉન્સેલને બ્રીફ આપવી પડતી હોવાથી બધું કામ તટસ્થ રીતે ચાલે છે. ' કચરાળી ' ભેંસના જેવું કામ સોલીસીટરોને તૈયાર કરવાનું હોવાથી કામ ચલાવવામાં ઘણો ફેર પડે છે. જેમને દ્વી-મુખી સીસ્ટમની પુરેપુરી માહિતી નથી હોતી તે લોક તેની વિરૂધ્ધ બોલે છે-પણ એ વાસ્તવીક નથી. એક નહિં તો બીજા રૂપમાં પણ દ્વી-મુખી સીસ્ટમ બધે પ્રચલીત છે. એક સીનીઅર વકીલ બીજા જુનીઅર વકીલને સાથે રાખી તેની પાસે સોલીસીટર જેવું કામ કરાવે છે-અને એમ થવું જ જોઈએ નહિ તો સીનીઅર વકીલથી બરોબર પહોંચી વળાય નહિં. આજ કારણને લીધે પ્રાંતોમાં પણ રૂ. ૫૦૦૦) ઉપરના કેસોમાં બે વકીલો રોકવા નિયમ થયો છે. આવા મંડળમાંથી નીમાએલો જજ સાધારણ રીતે તે કાઉન્સેલ-જજ અથવા બારીસ્ટર-જજના નામે ઓળખાય છે. જરા પણ બીક વગર તેઓ અસંબંધ પુરાવો દાખલ કરવાના નહિં. વ્યવહારીક દ્રષ્ટિએ કેસનું સમાધાન ( અયોગ્ય દબાણ શિવાય ) કરાવવા પણ પ્રયત્ન કરવાના

ાજદારી કેસોમાં પણ તેઓ તેજ પ્રમાણે ઉદાર વૃત્તિથી વર્તે છે. જ્યાં સુધી આરોપ ુરવાર થાય નહિં ત્યાં સુધી આરોપીને તે નિર્દોષ માને છે. આરોપીના પાંજરામાં ાભો રહ્યો એટલે તેણે જેલમાં જવું જ જોઇએ એવો એમનો સિધ્ધાંત હોતો નથી. ઝરા પણ શંકા હોય તો તેનો લાભ તે આરોપીને આપે છે. બચાવ પક્ષને બનતી મદદ અપાવે અને સરકાર પક્ષ તેને હેરાન કરે તો તે સહન કરે નહિં. પોલીસની કે સરકારની તે લોક દરકાર રાખતા નથી અને પોતાની ન્યાય અને વિવેક બુધ્ધિને યોગ્ય ાગે તેજ પ્રમાણે તે વર્તે છે.

વકીલ—જજમાં એટલી બધી ઉદાર ભાવના હોતી નથી. તેઓ અપીલ કોર્ટમાં જ ધંધો કરતા હોવાથી એમને દુનિઆદારીનો બરાબર ખ્યાલ આવતો નથી. તૈયાર કરેલા કાગળો ઉપરથીજ દલીલો કરવાની ટેવ પડેલી હોવાથી તેમની કલ્પના શક્તિ ની મર્યાદા તેમજ દૃષ્ટિ મર્યાદા સંકુચિત હોય છે. નીચલી કોર્ટના પેપરો વાંચીને અભિપ્રાય બાંધવાની ટેવ પડેલી હોવાથી, તેમને ઓરીજીનલ સાઈડ ઉપર ફાવતું નથી. ુરાવો લેવાની ટેવ નહિ હોવાથી, તેઓ છેવટ સુધી તટસ્થતા જાળવી શકતા નથી જાણે અજાણે તેમનાથી વચ્ચેથી જ અભિપ્રાય બાંધી દેવાય છે. કેટલી વાર તો તેઓ વ્યવહારની—દુનિયાદારીની—અક્ષમ્ય અજ્ઞાનતા દાખવે છે. જો આ ત્રણે મંડળના વિવિધ ન્યાયમૂર્તિઓનાં સંસ્મરણો લખવા બેસીએ તો હજારો પાનાં ભરાય એવું પુસ્તક લખી શકાય ! એક નિષ્ણાત વકીલ—જજની એક કોર્ટમાં બનેલો બનાવ વિચારીએ. તે વકીલ-જજ ઘણા નિષ્પક્ષપાત રહેતા. તેમજ તે ઘણા હોંશીઆર, લાયક અને ન્યાયી હતા. તેમની કોર્ટમાં એક વાર શેર બજારના સોદા સબંધી કેસ આવ્યો. એક કંપનીના સો શેર વાદી પાસે હતા અને તેણે પ્રતિવાદી પાસે વાયદામાં તે જ કંપનીના એક હજાર શેર વેચાવ્યા.

"પણ મી...તેની પાસે સો શેર હતા અને એક હજાર શેર શી રીતે વેચાવ્યા ?" નામદાર જજે સવાલ પૂછ્યો.

"પણ નામદાર, વાયદામાં તેમ બની શકે. રોકડાના ધંધામાં તે અસંભવીત છે." ધારાશાસ્ત્રીએ સમજાવતાં કહ્યું.

"પણ તે કેમ બને ? હું તમને દાખલો આપું: જુઓ; મારા ખીસામાં પાંચ રૂપીઆ છે, હું શી રીતે સો રૂપીઆ ખરચી શકું ?" નામદારે શંકા સમાધાન માટે પુછ્યું.

લાખો રૂપીઆનો તે કેસ હતો. તેમાં મોટા નામાંકિત ધારાશાસ્ત્રીઓ રોકાયેલા હતા. જજનું કહેવું એ પ્રમાણે સાંભળી આખી કોર્ટમાં એટલી બધી હસાહસ થઈ કે કંઈ કહેવાની વાત નહિં.

આઇ.સી. એસ. મંડળમાંથી નીમાએલા જજ તો વિચિત્ર હોય છે
માંથી નીમાએલા ૫૦ ટકા જેટલા જજો તો હાઇકોર્ટને ભાર રૂપજ હો
પચીસ ટકા જેટલા સાધારણ સારા નીકળે છે; પણ તે મંડળના ખાસ ગુ
તે મંડળનો પ્રત્યેક જજ તુમાખી તો હોય જ ! આખી હાઇકોર્ટના સાર
કરતો હોય એમ માને ! પક્ષકારોનું હિત (!) એમને હૈડેજ વસતું હોય
કલ્પના શક્તિ અને દ્રષ્ટિ મર્યાદા ઘણીજ સંકુચિત ! કેટલાકને ક
માહિતી હોય છે પણ વ્યવહારીક જ્ઞાન ઘણું ઓછું હોવાથી તેઓ
નથી. ફોજદારી કેસોમાં તે ઘણા અપ્રીય હોય છે. પોલીસ પ્રત્યે તે
દ્રષ્ટિએ જોવાના નહીં ! તેઓ એમ પણ માને કે કંઈપણ ગુના વગર તે
પકડે જ નહીં. અને મેજીસ્ટ્રેટ આરોપીને સેશન્સ કમીટ કરે નહીં! પ્રરિસ્થ
પ્રત્યેક પ્રત્યક્ષ દર્શનીક પુરાવા જેટલાજ માનથી નીહાળે—જ્યારે ક
પરિસ્થિત્યાત્મક પુરાવાને માન આપે નહીં પ્રથમથી જ તે લોકને પો
સામે અપીલ થશે કે કેમ એ બીક રહે છે. હાઇકોર્ટની અપીલ કોર્ટને
ઘણોજ રહેવાનો. અને હાઇકોર્ટના ઉંચા અને સ્વતંત્ર વાતાવરણમાં
અપીલ કોર્ટના બાહુથી ઘણા ડરવાના !

સતુનું નસીબ વિચિત્ર હતું. અમરનાથ પછી આઇ. સી. એસ. જજ
ણુંક થઇ હતી. તે નવા ન્યાયમૂર્તિ જ નવા કાયદાબાજ હતા—હોશીઆર
તેમનામાં તીવ્રબુદ્ધિ હતી, તુલના કરવાની શક્તિ હતી; પરંતુ તે મંડળના ગુણે
થોડું ઘણું દિગ્દર્શન તેમનામાં થતું હતું. વ્યવહાર અને વિવેક બુદ્ધિ
કેસને નિહાળતા નહીં પુરાવાની તુલના કરતી વખતે તેમજ કેસની સર્વ
તુલના કરતી વખતે તેઓ વિશાળ દ્રષ્ટિ મર્યાદા રાખી શકતા નહીં. તેમ
કલ્પના શક્તિ કામ કરી શકતી નહી ! એમની પાસે જે વીગતો રજુ થઇ હો
કાની સખત દ્રષ્ટિએજ નિહાળે ! વ્યવહારનો—વિવેકનો—અને જુબાજુના
વિચાર પણ પોતાના મગજમાં તે પેસવા દે નહીં. પુરાવામાં પડેલી વિગતોને
જેવા બાઝી રહે કે તેમનાથી આજુબાજુનું કંઇ દેખાય નહિ ! પરિ
પુરાવાને પણ પ્રત્યક્ષ પુરાવાના જેટલું જ માન આપે. તેવા
વ્યવહારીક દ્રષ્ટિએ નિહાળે નહીં. હવે સતુના કેસમાં પરિસ્થિત્યાત્મક પુ
અને તે ઘણો વિરૂદ્ધ—ભયંકર હતો. અવા નવા ન્યાયમૂર્તિ ન્યાયાસને બિરાજ
અને સતુની જીંદગીનો નિર્ણય કરવાના હતા ! સતુનું નસીબ !

પ્રત્યેક ન્યાયમૂર્તિના ગુણો ધારાશાસ્ત્રીઓ તથા સોલીસીટરો જાણ
સતુના વ્યક્તિત્વથી ઘણા યુવાન ધારાશાસ્ત્રીઓ આકર્ષાયા હતા. જે રીતે

ઉલટ તપાસ કરી હતી તેથી પણ સતુ પ્રત્યે માનની લાગણી વધી હતી. એક ... શાસ્ત્રીઓ સતુને જેલમાં મળી આવ્યા હતા. સતુએ પોતાની હઠ છોડી નહોતી.

કેસ ચાલવાનો દિવસ આવી પહોંચ્યો. પ્રથમની માફક જ આ વખતે પણ મનુષ્યની મેદનીથી ચિક્કાર હતી જુદા જુદા મંડળોમાં જુદાં જુદાં ગપ્પાં ચાલતાં. અમરનાથ માટે પણ વિચિત્ર વાતો ચાલતી હતી. કેટલાક એમ પણ માનતા હતા ન્યાયમૂર્તિની જગ્યાનું રાજીનામુ આપશે અને સતુનો બચાવ કરશે.

સતુને લાવવામાં આવ્યો અને ન્યાયમૂર્તિ પણ પધાર્યા. પૂર્વની માફક જ વાંચી સંભળાવવામાં આવ્યો--સતુને પૂછવામાં આવ્યું, તો તેણે નિર્દોષ હું

સરકાર ( પ્રોસીક્યુશન ) તરફથી એડવોકેટ જનરલે પોતાની હાજરી નોંધાવી. પક્ષ તરફથી કોણ હાજર થાય છે એમ પુછવામાં આવ્યું અને અમરનાથે જે સવાલ જવાબ થયા હતા તે જ પ્રમાણે પાછા ફરીથી થયા ! નામદારે આ ... શાસ્ત્રી રોકવા સલાહ આપી. તેણે સલાહ માટે ઉપકાર માન્યો પણ પોતાનો ... ફેરવ્યો નહીં. પહેલા શું બની ગયુ હતું તે નામદારને બધી ખબર હતી; પણ કાંઈ જાણતા જ નથા એમ વર્ત્યા હતા.

જ્યુરી બોલાવવામાં આવી--નવ સભ્યો ચુંટાયા. તેઓએ એક પ્રમુખ નીમ્યો. સોગંદ આપવામાં આવ્યા. ઘણા જ્યુરરોને ચેલેંજ કરી, એડવોકેટ જનરલે ... યનોને વધુ પ્રમાણમાં ચુંટયા હતા. ખુનના આરોપમાં હિંદુઓ નરમ હોય છે. યુરોપીઅનો ઘણા કડક રહે છે. સતુ રાજદ્વારી ચળવળમાં ભાગ લેનારો ... વડી ધારાસભા સુધી પહોંચી ગએલો હતો. ફરજ્યાત મીલીટરી શીક્ષણનું બીલ રજુ કર્યું હતું. શરૂઆતની વિધિ થઇ રહ્યા બાદ એડવોકેટ જનરલે પોતાનુ ભાષણ ... કર્યું. ગઈ વખતે જેમ બોલ્યા હતા તેમ તે આ વખતે બોલ્યા. સતુએ ઉલટ તપાસમાં ... સવાલ પુછયા હતા તેનો વિચાર કરી એડવોકેટ જનરલે જરા સુધારો વધારો કર્યો. પોતાના નામથી અજ્ઞાત એક રખડતો છોકરો છે એવા શબ્દો આ વખતે એડવોકેટ જનરલના મુખમાંથી નીકળ્યા નહીં. પણ " જયારે એ અમદાવાદ ગયો ત્યારે તે અજ્ઞાન રખડતો છોકરો હતો અને ત્યાંથી જ તેની અને લાલચંદની વચ્ચે તકરાર ચાલતી હતી. અને તે તકરાર દહાડે દહાડે એટલી બધી વધી ગઈ કે કંઇ કહેવાનું નહીં " એ પ્રમાણે કહેવામાં તે ચૂકયા નહિં.

સતુની છરી ઉપર બહુ ભાર મુકયો. તે જ પ્રમાણે ખુનની રાતે એ બે વચ્ચે થએલી તકરાર ઘણી જ ઝીણવટથી સમજાવી; ઘરમાં તેની અફળાએલી સ્થિતિ તે બોલ્યા.

નવા ન્યાયમૂર્તિને એડવોકેટ જનરલ ઓળખતા હતા. પરિસ્થિત્યાત્મક પુરાવાને અયોગ્ય માન આપશે એમ એ માનતા હતા અને તેથી દરેક સ્થિતિને તેણે ઘણી જ બારીકાઇથી સમજાવી ઘણું મોટું સ્વરૂપ આપ્યું હતું.

પૂર્વવત્ પ્રત્યેકના હૃદયમાં લાગણીનો આવેશ ઘણો વધી ગયો હતો—એટલો તીવ્ર થયો હતો કે તેઓ ખુલાસેથી શ્વાસ પણ લઈ શકતા નહોતા. જો કોઇના ઉપર તેના ભાષણની અસર ન થઇ હોય તો તે માત્ર સતુના ઉપર જ.

પુરીવો લેવાનું કામ શરૂ થયું. પ્રત્યેક સાક્ષીની સર તપાસ પુરી થયા પછી સતુને ઉલટ તપાસ માટે પુછવામાં આવતું હતું. સતુ ના કહેતો હતો. સાક્ષીઓના ક્રમમાં આ વખતે ફેર પડયો. કુંદનરાયને પહેલાં બોલાવ્યાં નહીં પણ મોતીચંદને પ્રથમ બોલાવ્યા. સાક્ષીનું કામ ત્રણ દિવસ ચાલ્યું.

મોતીચંદની સર તપાસ પુરી થઇ કે તરત જ સતુએ પુછ્યું, "નામદાર, આ સાક્ષીની ઉલટ તપાસ કરવા દેવા પરવાનગી છે ?"

"ઘણી ખુશીથી."

"મોતીચંદ શેઠ, આપના વહાલા એકના એક પુત્રના મૃત્યુથી જેટલો આપને ખેદ થયો છે તેના કરતાં મને અધીક થયો છે. તેનું સ્મરણ કરાવી આપને વધુ વેદના કરવા ઈચ્છતો નથી; પણ મને ફરજ પડી છે તેથી એ સવાલ પુછું છું--માફ કરશો.

આપે ઘણીવાર કહ્યું છે કે મારી અને લાલચંદની વચ્ચે દુશ્મનાવટ હતી. કેવી દુશ્મનાવટ હતી તે કૃપા કરી કહેશો ?" સતુએ થોડા ઉપોદ્ઘાત પછી સવાલ પૂછયો.

"તમે એને દુશ્મન ગણતા હતા."

"તેમ ગણવાનું કારણ ?"

"તમને તે પસંદ નહોતો."

"તેનું કારણ ?"

મોતીચંદ અકળાયો. જવાબ આપવા ફાંફાં માર્યાં. પણ આપી શકાયો નહીં.

"નામદાર, આપણા વખતનો વ્યય થાય છે. સાક્ષીને કહેશો કે જલદી ઉત્તર આપે ?" સતુએ નામદારને કહ્યું.

"અલબત્ત. મી. મોતીચંદ, જલદી જલદી,જવાબ આપો." નામદારે કહ્યું.

"પણ સાહેબ, મને સમજ પડતી નથી. લાલચંદને સતુ પસંદ નહોતો એટલું જ હું કહી શકું એમ છું."

"હું પસંદ નહોતો તેનું કારણ ?" તરત જ સતુએ પુછયું.

મોતીચંદ અકળાયા. તે બોલી શકયા નહીં.

" નામદાર, એ એમ કહે છે કે લાલચંદને હું પસંદ નહોતો--કારણ આપી શકતા નથી. આપે નોંધ લીધી ? "

" હા. "

" મારા શિવાય બીજા કોઈ સાથે તેને દુશ્મનાવટ હતી ? " સતુએ મોતીચંદને પૂછ્યું.

" ના "

" શા ઉપરથી કહો છો ? "

" મને ખબર છે તે ઉપરથી. "

" જરા વિચાર કરીને કહો. "

" બીજા કોઈ સાથે તેને દુશ્મનાવટ હતી એવી મને ખબર નથી. "

" ખાત્રી છે ? "

" ખાસ દુશ્મનાવટ નહોતી. "

" ખાસ એટલે ? "

" જાણવા જોગ. "

" જાણવાજોગ એટલે ? "

" જેને ખરા સ્વરૂપમાં દુશ્મનાવટ કહી શકાય એવી દુશ્મનાવટ નહોતી. "

" કયા સંજોગોમાં તમારા અભીપ્રાય પ્રમાણે ખરા સ્વરૂપમાં દુશ્મનાવટ કહેવાય ? "

" બે જણ વચ્ચે મારામારીનો પ્રસંગ આવ્યો હોય તો ખરા સ્વરૂપમાં દુશ્મનાવટ કહેવાય. " જરા વિચાર કરી મોતીચંદે જવાબ આપ્યો.

" અને અમારા વચ્ચે મારામારીનો પ્રસંગ આવ્યો હતો તેથી તમે એ પ્રમાણે કહો છો ? "

" હા. "

" અમારા બે વચ્ચે ક્યારે મારામારી થઇ હતી ? "

" ખૂનની આગલી રાતે. "

" મેં હાથ ઉપાડયો હતો ? "

" ના--તમે પાછલી રાતે ઉપાડયો. "

" ત્યારે એણે હાથ ઉપાડયો ત્યારે મેં ઉપાડયો હતો ? "

" ના. "

" જુઓ; આજથી ત્રણ વર્ષ ઉપર લાલચંદ વચ્ચે અને તમારી પ્રીતનો મજૂરો વચ્ચે કદવો પ્રસંગ ઉભો થયો હતો ? "

"હા."

"તે વખતે લાલચંદે એક મજૂરના ઉપર હાથ ઉપાડ્યો હતો ?"

"હા."

"તે મજૂરે વણાટનું હથીઆર છૂટું માર્યું હતું ?"

"હા."

"અને તે વાગ્યું નહોતું ?"

"ના."

"અને તેથી તેણે 'ખુન કરીશ' એમ કહ્યું હતું ?"

"હા."

"એવા શબ્દો મેં કોઇ દિવસ પણ ઉચ્ચાર્યા હતા ?"

"ના."

"તેમ છતાં તમે એમ કહેવા માંગો છો કે તેને મારા એકલા સાથે દુશ્મનાવટ હતી ?"

મોતીચંદથી બોલાયું નહિં. કાયદાબાજ ન્યાયમૂર્તિના ઉપર પણ અસર થઇ.

"ભલે, જવાબ આપવો ન હોય તો ન આપશો–પણ એ સંબંધમાં એક વધુ સવાલ–એના છોકરાએ આજે અહીં જુબાની આપી છે ?"

"હા."

"જ્યારથી મને પકડવામાં આવ્યો છે, ત્યારથી તેનો પગાર વધારી આપ્યો છે ?"

"થોડા વખત પછીથી..તમે શું એમ કહેવા માંગો છો કે તે મજુરે તેનું ખૂન કર્યું છે ? અને મારા પક્ષમાં જુબાની આપવા મેં પગાર વધારી આપ્યો છે ?"

"એમ હું કહેવા માંગતો નથી. કોણે ખૂન 'કર્યું' છે તે નક્કી કરવાનો મારે અધિકાર નથી. મેં નથી કર્યું એ બતાવવાનો મારો અધિકાર છે." સતુએ કહ્યું.

"જુઓ, હજી પણ ધ્યાન આપીને ઉત્તર આપશો. બીજા સવાલ પુછું છું."

"લાલચંદને સ્ત્રી મંડળમાં ફરવું ગમતું હતું ?" સતુએ પુછ્યું.

"તે કોને ન ગમે ?" આ જવાબથી બધાંને હસવું આવ્યું.

"કૃપા કરીને સવાલનો જવાબ આપશો. લાલચંદને તે ગમતું હતું કે નહિ ?"

"હા."

"મજુર વર્ગની રૂપાળી સ્ત્રીઓની મંડળીમાં પણ ફરવું ગમતું હતું ?"

"તે મને ખબર નથી."

" નામદાર, સાક્ષીને કહેવાની જરૂરીઆત છે કે તે સોગન ઉપર જુબાની આપે છે. એક વાર એને પોતાની વાત ફેરવવી પડી છે તે આપે જોયું હશે. " સતુએ ન્યાયમૂર્તિને કહ્યું.

" મી. મોતીચંદ, તમે સોગન ઉપર જુબાની આપો છો તે ધ્યાનમાં રાખજો. " નામદારે સાક્ષીને સુચના આપી.

" નાથી કરીને એક સુંદર રૂપાળી સ્ત્રી તમારા કારખાનામાં હતી ? "

" હા. "

" તે યુવાન હતી ? કુંવારી હતી ? "

" હા. "

" લાલચંદને તે પસંદ હતી ? "

" તે ખબર નથી. "

" થોડા દિવસ માટે લાલચંદે તેને ઘર કામ માટે બંગલે રાખી હતી ? "

" હા. "

" તેમ છતાં તમે કહો છો કે મને ખબર નથી ? પંદરેક દીવસ પછી તેને કહાડી મૂકી ? " સતુએ આગળ સવાલ પૂછ્યો.

" હા. "

" તે વખતે તેણે લડાઈ જગાવી હતી ? "

" હા. "

" સ્ત્રીઓ શિયળ સાચવવા બહુ આતુર હોય છે, નહિ ? "

" હલકી વર્ણની સ્ત્રીઓ નથી હોતી "

" તે ડંસીલી પણ હોય છે ? "

" હા. "

" મજબૂત પણ હોય છે? "

" હા. "

" તે ઘણા ભાગે પીઠ પાછળ ઘા કરે--સામો ઘા કરવાની હિમત હોતી નથી, ખરૂં ? "

" એમ ખરૂં. "

" એ નાથીએ તે વખતે એમ કહ્યું હતું કે ખૂન કરીશ? "

" એવી બ્હીવરામણીથી કોણ ડરે છે ? "

" તે સવાલ નથી, તેણે એમ કહ્યું હતું ખરૂં કે નહિ ? "

" હા. "

ત્યાર પછી સતુએ ગઇ વખતે પૂછયા હતા એવા બીજા સવાલો પૂછયા. એડવોકેટ જનરલે ત્યાર પછી કુંદનરાયના સાથીઓને બોલાવ્યા. જરા બારીકાઇથી એમની જુબાની લીધી. સતુએ તેમની ઉલટ તપાસ કરી નહીં. પછી કુંદનરાય આવ્યા. તેમની ઉલટ તપાસ કરવાનું બહુ મન થયું પણ સતુ જરા અચકાયો. વખતે તેની માતાનું નામ અંદર આવી જાય તો ? તેમ છતાં તેણે ધૈય ધરી, ગઇ વખતે જે સવાલો પુછયા હતા તેજ પુછયા અને વધારામાં લાલચંદને બીજા સાથે લડાઇ હતી એમ જણાવ્યું. એટલી ઉલટ તપાસથી એમ ચોક્કસ થયું કે લાલચંદને બીજાં દુશ્મનો હતા, અને તે લોકોએ ખૂનની ધમકી આપી હતી.

ત્યારપછી એડવોકેટ જનરલે એક કેવળીઆ કરીને મજુરને બોલાવ્યો.

" નીચલી કોર્ટમાં તેણે જુબાની આપી નથી ?" જજે પુછયું.

" ના, નામદાર. "

" ત્યારે હવે કેમ બોલાવી શકો ? "

" નામદાર, આપનું ધ્યાન ખેંચવા પરવાનગી માગુ ? " સતુએ પૂછયું,

" હા. "

" તેમણે પોતાના ભાષણમાં પણ એ માણસનું નામ લીધુ નહોતું. "

" આરોપીનું કહેવું એમ લાગે છે કે, તે બનાવટી સાક્ષી છે. " એડવોકેટ જનરલે કહ્યું.

" બધાને એ શંકા જાય. " નામદારે કહ્યું.

" એની ઉલટપાસ થશે. એથી એ શંકાનું નિવારણ થશે. " એડવોકેટ જનરલે કહ્યું.

તે સાક્ષીની જુબાની લેવાઇ. એનો સાર એ હતો કે ખુનના દીવસે સવારે તેને કામ હતું તેથી તે બીજે ગામ જતો હતો. ઠંડે પહોરે પહોંચવા માટે તે સવારમાં ચાર વાગે નીકળ્યો હતો. તે ગામ ચારેક માઇલ હતું અને ગાડી નહોતી તેથી તે ચાલીને જવાનો હતો. લાલચંદના બંગલા આગળ આરોપીને જોયો હતો. તે ઉશ્કેરાએલો હતો. વિફરેલો લાગતો હતો. સિંહની માફક આમ તેમ આંટા મારતો હતો. હું પાસે થઇને ગયો હતો તો પણ મને એણે દેખ્યો નહોતો. એવી દશા જોઈ એટલી સવારે તે ત્યાં હતો તેથી મને નવાઈ લાગી. એક ઝાડના ઓથે ઉભો રહ્યો. થોડી વાર તે આમથી તેમ ફર્યો—પછી જતો રહ્યો. એના ગયા પછી તરત જ રોન ઉપરનો પોલીસ આવ્યો. તેણે લાલચંદનું શબ જોયું. હું ગભરાઇ ગયો અને મારે રસ્તે ચાલી ગયો.

આ જુબાની સાંભળી બધાનાં મ્હોં ઉતરી ગયાં. થોડી વાર ઉપર એમ લાગતું હતું કે સતુએ પોતાનું નિર્દોષપણું સાબીત કર્યું--પણ આ જુબાની સાંભળી સતુનું મૃત્યુ નજીક દેખાયું. જજના મુખ ઉપર પણ વિચિત્ર અસર થઈ હતી. તે કાયદાબાજ ન્યાયમૂર્તિ હતા--મનુષ્ય નહોતા. દુનિઆદારીના--મનુષ્યના--વ્યવહારીક વિચાર કરતા નહોતા.

સતુએ ઉલટતપાસ કરવા માંડી. અંધારૂં--હતું કે, અજવાળુ--વિગેરે ઘણા સવાલો એણે ઉથલાવીને પુછયા. પહેરવેશ સંબંધી--આવેશ સંબંધી--અંતર સંબંધી એવા ઘણા સવાલ પુછયા પણ સાક્ષીએ મચક આપી નહિ. બધા સવાલોના તડાક જવાબ આપ્યા અને એક વાત કહ્યા, કરી કે તે સવારે સતુને તેણે ત્યાં જોયો હતો. છેવટે સતુ બેસી ગયો.

ત્યાર પછી બીજા કેટલાક સાક્ષીઓને બોલાવ્યા. દાકતર--ફોજદાર--પોલીસ વગેરેની પણ જૂબાની થઈ ગઇ, ત્રણ દિવસે સાક્ષીઓનું કામ પુરૂં થયું. એડવોકેટ જનરલે પોતાનો કેસ બંધ કર્યો.

સતુને સ્ટેટમેન્ટ કરવા કહેવામાં આવ્યું.

" તમે આ બધો પુરાવો સાંભળ્યો છે. તમારા વિરૂધ્ધના પુરાવા વિષે તમે શું ખુલાસો કરવા માંગો છો ? "

"નામદાર, હું નિર્દોષ છું. આ કોર્ટમાં બેઠેલા બધા નિર્દોષ છે એવો હું નિર્દોષ છું. મારી સામે પ્રત્યક્ષ પુરાવો પડતો નથી. અને તેનું કારણ એક જ છે, કે મેં ખુન કર્યું નથી. ખુન કરવા જેવું મારે કારણ નહોતુ અને તે પુરાવામાં ફરીઆદીએ બતાવ્યું નથી. બીજા ઘણા દુશ્મનો હતા. પીઠ પાછળ ઘા કોઇ દીવસે મેં કર્યો નથી હું એ હીચકારો નથી. કેવળીઆનો પુરાવો છેલ્લી ઘડીએ લાવવામાં આવ્યો છે. જો તે ખરો સાક્ષી હોત તો નીચલી કોર્ટમાં તેને તપાસવામાં આવ્યો હોત. છરી મારી છે તેથી મેં ગુનો કર્યો છે એમ કહેવાય નહિં. મારી છરી ત્યાં રહેવા દઉં એટલો મૂર્ખો હું હોઉં ? એના કોઈ દુશ્મનનું કામ છે અને મારા પર આરોપ ઢળી પડે તેથી તે છરી ત્યાં રહેવા દેવામાં આવેલી હોવી જોઇએ. હું નિર્દોષ છું."

તે સમયે પાંચ વાગ્યા અને કોર્ટ ઉઠી. બીજે દિવસે જ્યારે કોર્ટ ભરાઇ ત્યારે એડવોકેટ જનરલનું ભાષણ શરૂ થયું. આરોપીના વિરૂધ્ધ જે પુરાવો હતો તે ઘણો જ બારીકીથી તેણે તપાસ્યો. તેના લાભનો પુરાવો હતો તેના સંબધમાં તે એટલું જ બોલ્યા કે તે આરોપીની હોંશીઆરી બતાવે છે. જ્યારે ભાષણ પુરૂં કરી તે બેઠા ત્યારે એમ લાગ્યું કે સતુને ફાંસીના લાકડે ચડવું પડશે. તે ફક્ત એક કલાક જ બોલ્યો.

જ્યારે તે સાઠ કલાક જેવા બધાને લાગ્યા હતા. જ્યારે જ્યારે સતુની વિરુદ્ધ અક્ષરો બોલાતા ત્યારે ત્યારે સર્વેના હૃદયમાં ખીલા ઠોકાતા હતા.

"એડવોકેટ જનરલનું હૃદય શેનુ હશે ?" એક સ્ત્રીએ બીજીને પૂછ્યું.

"અરે, હું તો મરી જતી હતી!--અને તેને કોઇ લાગતુ નહોતુ--પત્થરનું હૃદય પીગળે તો પણ એનુ નહોતુ પીગળતુ! કોઇ દાનવે એના હૃદયમાં પ્રવેશ કર્યો હશે. !"

આવા પ્રકારની વાત ચાલવા માંડી. થોડી વારે સતુએ ભાષણની શરૂઆત કરી. એના ભાષણનો સાર નીચે પ્રમાણે હતોઃ—

"નામદાર, અને સદગૃહસ્થો; મારા ઉપર જે આરોપ મૂકવામાં આવ્યા છે તે આપને ખબર છે. ખુનનો આરોપ છે. મારે આપને કહેવુ જોઇએ કે મનુષ્યવધને કોઈ દિવસ પણ ઉત્તેજન મળવુ જોઇએ નહિં. જેણે ખુન કર્યુ હોય તેને મહા ઘાતી સમજવો. અને તેને ખરાબમાં ખરાબ સજા થવી જોઈએ. પણ જેવા તમો નિર્દોષ છો તેવો હું નિર્દોષ છું. એડવોકેટ જનરલના જેવી ધારાશાસ્ત્રી તરીકેની મારામાં નિપુણતા નથી. તેમની માફક મારાથી ભાષણ થઇ શકશે નહિં. વધારામાં હું આરોપી છું તેથી મારા હૃદયમાં વિચિત્ર લાગણી કામ કરી રહી છે; જ્યારે એડવોકેટ જનરલને તે સબંધમાં શાંતિ છે.

"મેં ધારાશાસ્ત્રી રોક્યો નથી તે સંબંધમાં મારે ખુલાસો કરવો જોઇએ એમ લાગે છે. નામદાર આપને જણાવશે કે એડવોકેટ જનરલે જે કહ્યું છે તે યોગ્ય છે કે નહિં. મારી પાસે પૈસા છે એ વાત ખરી છે; ધારાશાસ્ત્રી રોકી શકું એમ છે. સરકારના ધારાશાસ્ત્રીએ કહ્યું છે કે હું ગુન્હેગાર છું તેથી ધારાશાસ્ત્રી મેં રોક્યા નથી. પણ એમ નથી. મારી જીંદગીમાં કેટલીક ખાનગી વાતો છે. તે ખાનગી વાત ઘણી પવિત્ર છે. એમાંની એક વાત તો આ કોર્ટમાં જ જણાઈ ગઈ છે. એવી જ બીજી વાત છે. જો હું ધારાશાસ્ત્રીને રોકું તો મારી વાત તેમને કહેવી પડે. આપ ગ્રહસ્થ ઘણા યુરોપીઅનો છો અને આપને ઘણી ખાનગી વાત હોય છે તેથી આપ આ સમજી શકશો.

"હું સોગન ઉપર જુબાની આપવા તૈયાર છુ—પરંતુ કહેવાય છે કે આરોપીને સોગન અપાય નહિં. ઉલટ તપાસ થાય તેથી હું રાજી છું કે જેથી આપને બધાને યોગ્ય ખુલાસો મળે. પ્રત્યક્ષ પુરાવો નથી તેથી મને સાક્ષીઓ બોલાવવાની સમજ પડી નથી. એવો કયો પુરાવો છે કે જેની સામે મારે સાક્ષીઓ લાવવા જોઇએ? સરકાર પક્ષનો બધો પુરાવો પરિસ્થિત્યાત્મક છે—પ્રત્યક્ષ—દર્શનીક નથી. એવા પુરાવાને કેટલું વજન આપવું જોઇએ? આપ દુનિઆદારીના મનુષ્યો છો. વ્યાપારીઓ છો. આવા પુરાવામાં કેટલું વ્યાજબીપણું હોય છે તે આપ સમજી શકશો. વખતે કાયદાબાજ ધારાશાસ્ત્રીઓ

-ન સમજી શકે પણ આપ સહેલાઇથી સમજી શકો. આપના ઘરમાં-આપની એ ઓફિસ માં એવા ઘણા દાખલા બની ગયા હશે કે પરિસ્થિતિ ઉપરથી એક વિચાર બંધાય પણ કાળે કરીને પ્રત્યક્ષ પુરાવો મળી આવે ત્યારે પરિસ્થિતિ ઉપરથી બાંધેલું -અનુમાન ખોટું પડે. આ કેસ વધારે ભયંકર છે. જો તમે 'ગીલ્ટી' ઠેરવશો તે ફાંસીની સજા થશે. અને જો મને ફાંસીએ ચડાવ્યા પછી પ્રત્યક્ષ પુરાવો મળી આવશે તો આપે કેટલો અન્યાય કર્યો કહેવાશે તેનો વિચાર કરશો. કોઇ પણ મનુષ્ય મને -સજીવન કરી શકશે નહિં. મનુષ્યહત્યા કરી એમ આપને લાગશે—આપ આવું ભયંકર કામ કરશો ?—અને યાદ રાખજો કે કાળે કરીને પણ ખરો આરોપી મળી આવ્યા વગર રહેશે નહિં-કારણ હું નિર્દોષ છું."

આટલું બોલી તે કાગળો જોવા મંડયો. આ ક્ષણે સભાજનોને તેમ જ જ્યુરીને એમ લાગ્યું કે આરોપી કહે છે તે વાત ખરી છે. સતુએ તેમના ઉપર સારી અસર -કરી હતી.

"ખૂનના કારણ સંબંધી હવે કહીશ. કારણ ? સરકારપક્ષના કહેવા પ્રમાણે મારે એની સામે અદાવત હતી માટે. એવી અદાવતથી મારે ખૂન શું કરવા કરવું પડે એ સમજી શકતો નથી. ઇશ્વરકૃપાથી મને પૈસા મળ્યા છે, નામના મળી છે, વળી ધારા સભાનો સભ્ય ચુંટાયો છું. આખા દેશમાં અને ઇંગ્લેંડના પેપરોમાં પણ મારૂં નામ ચર્ચાય છે. મારે એની શી દરકાર હતી? ખુન કરવા જેવી અદાવત સાબીત થઈ છે ? -ના. તેને બદલે એમ સાબીત થયુ છે કે બે જણાએ તો ખુનની ધમકી આપી હતી. તેમ છતાં ખુનનો આરોપ મારા ઉપર ઠોકી બેસાડવાનું કારણ ? ફરીઆદીને કંઈ કારણ જણાયું નહિ એટલે અદાવતનું કારણ બતાવ્યું છે; પણ મેં આપને બરોબર સાબીત કરી આપ્યું છે કે તે ખોટું છે.

"ખુનની આગલી રાતે મારે એની સાથે બોલા ચાલી થઇ હતી. તેણે મને સખત ઘા કર્યો હતો, તે વખતે હું આવેશમાં આવી ગયો હતો; વળી અમે બે એકલા હતા. કોઈ ત્યાં જોતું હતું તેની અમને ખબર નહોતી, એ પુરાવામાં છે. જો પછી મારે એનુ ખુન કરવું હોત તો તે યોગ્ય સમય નહોતો ? એ પણ સાબીત થયું છે કે એના કરતાં મારામાં બળ વધારે છે. મારે એને મારી નાખવો હોત તો કેટલી વાર થાત ? જ્યારે માણસનું લોહી ઉકળી આવ્યું હોય ત્યારે ખુન થાય કે તે પછી ? આ સંજોગોને લીધે પણ હું કહું છું કે ફરીઆદીનું અનુમાન માનવા જેવું નથી.

"પછી કહે છે કે પાછલી રાતે હું છરી લઇને ગયો અને એને મારી નાંખ્યો. તે સંભવિત છે ? એ છરી મારી ઑફીસના ટેબલ ઉપર પડી રહેતી હતી. પુરાવામાં એવું સાબીત થયું છે કે તે છરી લઈને જતાં મને કોઇએ જોયો હતો ? હું તે છરી ઘેર

ઈ ગયો હતો ? ના. ત્યારે હું એવો મૂર્ખો હોઉં કે તે છરી એના શરીરમાં રહેવા દઉં ? જો પાછલી રાતે ખુનના વિચારે બહાર ગયો હોઉં તો તે બધો વિચાર મેં કરેલો હોવો જ જોઇએ-અને જો તેમ હોય તો છરી એના શરીરમાં રહેવા દઉં ? અસંભવિત વાત છે. મારી ઑફીસમાંથી એ છરી કોણે ચોરી એ મને ખબર નથી માટે હું ખુની ? આપ વ્યવહારીક જ્ઞાનથી વિચાર કરશો—અને ફાંસીએ લટકાવતા પહેલાં બધો વિચાર કરી જોશો. આપની વ્યવહારીક-વિવેક-બુદ્ધિમાં મને શ્રદ્ધા છે. એક નિર્દોષ મનુષ્યની જીંદગી તમારાં હાથમાં છે. આપના 'હ' કાર અને 'ન' કાર ઉપર બધું અવલંબેલું છે--જો પાછળથી ખરો ખુની મળી આવશે તો આખી જીંદગીભર આપને બધાને પશ્ચાત્તાપ નહિ થાય ?

"સીમલામાં નામના મેળવી, આગલી રાતે જ ઘેર આવ્યો હતો. એક દિવસમાં એટલી બધી શી અદાવત વધી ગઇ કે મારે બીજે જ દિવસે એનું ખુન કરવું પડયું ? અને તેવી નામના મેળવ્યા પછી હું ખુન કરૂં ?

'છેલ્લી ઘડીએ નવો પુરાવો લાવવામાં આવ્યો છે. જો નીચલી કોર્ટમાં પેલા વણીઆને તપાસવામાં આવ્યો હોત તો તેની જુબાનીના સંબંધમાં વિચાર કરવાનો ને વખત મળત. તેમ જ તે પહેલાં પણ મને ખબર આપવામાં આવી નહોતી. છેલ્લી ડીએ તેને બોલાવી મને અન્યાય કરવામા આવ્યો છે એમ હું માનું છું. જો તે ખરો સાક્ષી હોત તો પ્રથમથી જ તેને બોલાવત નહિ ? મને ખબર આપત નહિ ? આપને મારી વિનંતિ છે કે એની જુબાની ઉપર આધાર રાખશો ..." આ પ્રમાણે બોલી તેણે બોલવાનું બંધ કર્યું.

તેની બોલવાની છટા ઘણી દ્રઢ હતી. તે આરોપી હતો છતાં દ્રઢતાથી બોલ્યો હતો. તેના હાથમાં કે શબ્દમાં ધ્રુજારો નહોતો. તે વખતે પણ તે પોતાનું વ્યક્તિત્વ દેખાડી શકયો. તે ભીરૂ નથી એમ બધાને લાગ્યું અને એનું ભાષણ પુરૂં થયા પછી બધાંને એમ થયું કે એવું ઘાતકી કામ તે કદી કરી શકે નહિં.

બરોબર બે વાગે તેણે પોતાનું ભાષણ પુરૂં કર્યું અને લંચ માટે કોર્ટ ઉઠી.

ત્રણ વાગે ન્યાયમૂર્તિ આવ્યા. ખુરશીમાં બેઠા પછી ન્યાયમૂર્તિ ટટાર થયા. તેમણે પોતાના બધા કાગળો એકઠા કર્યાં. જ્યુરીના સભ્યો પણ ટટાર થયા અને સભાજનોના કાન તે તરફ વળ્યા.

એડવોકેટ જનરલ જે ધોરણ ઉપર બોલ્યા હતા તેજ ધોરણ ઉપર તે બોલ્યા. તેનાથી બીજું શું થાય ? એવા પુરાવા ઉપર પ્રત્યક્ષ પુરાવા જેટલું જ વજન આપ્યું. તેમણે કલાક સુધી ભાષણ આપ્યું.

જ્યુરીએ પોતાનો અભિપ્રાય નક્કી કરવા ઉઠવા રજા માંગી. તેઓ ઉઠયા-જ્યુરી રૂમમાં ગયા. ન્યાયમૂર્તિ પણ ઉઠયા.

બધા આતુર નયને નિહાળી રહ્યા. કોઈને શ્વાસ લેવો ગમતો નહોતો તો બોલવું કેમ ગમે ? ન્યાયમૂર્તિના સમીંગ-અપ માટે જરા વિરોધ દર્શાવવા માંડયા. કાયદાની દૃષ્ટિએ યોગ્ય હશે પણ મનુષ્યની દૃષ્ટિએ તે યોગ્ય કહેવાય નહિ, એમ બધા ધીમેધીમે બબડવા માંડયા.

લગભગ અડધા કલાક પછી જ્યુરી પાછી આવી. ન્યાયમૂર્તિ પણ આવ્યા.

કલાર્ક ઓફ ધી કાઉને ફોરમેનને સવાલ પૂછયો.

" મી. ફોરમેન, આપના અભિપ્રાયમાં બધાં સમત છે ? "

" ના. "

" આપનો અભિપ્રાય જણાવ્યા વગર કહેશો કે કેવી રીતે મત પડેલા છે ? "

" તે કહેતાં પહેલાં કેટલાક સભ્યોને નામદારની સલાહ જોઇએ છીએ. "

" કયા મુદ્દા ઉપર મારી સલાહ જોઇએ છીએ ? " નામદારે જ પૂછયું.

" નામદાર, અમને એમ સમજ પડતી નથી કે આરોપી જેવા નામાંકિત પુરૂષને આવું ઘાતકી કામ કરવાનું શું પ્રયોજન ? અને બીજું એના જેવો ચાલાક, સમજુ અને હોંશીઆર વેપારી એ છરી એના શરીરમાં રહેવા દે ? જો તાત્કાળીક આવેશમાં તેણે ખુન કર્યું હોય તો બીકથી નાશી જવામાં એ રહેવા દે. પણ કેસમાં તેમ નથી. પુરાવામાં એમ કહેવાયું છે કે ખુન કરવા માટે જ ખાસ તે છરી લઈને ગયો હતો. અમને એ વાતમાં સમજ પડતી નથી. તે શિવાય ત્રીજો મુદ્દો અમને એ લાગે છે—જે મુદ્દા ઉપર કોઇએ વિવેચન કર્યું નથી—કે આરોપી આગલે દિવસે સીમલાથી આવ્યો હતો. તેને શી રીતે ખબર પડી કે મરનાર અમુક જગ્યાએ મળશે ? અમારા વિચાર પ્રમાણે કોઈ જાણીજોઇને ખુન કરેલું હોવું જોઇએ. "

ન્યાયમૂર્તિ વિચારમાં પડયા. ત્રીજા મુદ્દાથી ઘણા વિચારમાં પડયા.

જ્યુરીનો આવો અભિપ્રાય જાણી બધાંને એમ થયું કે છુટી જશે. સતુને પણ એમ લાગ્યું.

બે નીમીટ ગઇ—ત્રણ ગઇ-પણ ન્યાયમૂર્તિ મૂગા રહ્યા, થોડી વાર પછી તે નીચે પ્રમાણે બોલ્યા:—

" તમે જે મુદ્દા કહ્યા છે તે અગત્યના છે. આવો બારીકાઇથી વિચાર કર્યો છે તેને માટે હું તમને ધન્યવાદ આપું છું. પહેલા મુદ્દાના સંબંધમાં મારે તમને એટલું જ કહેવાનું છે કે એમના વચ્ચે કંઇ ખાનગી વેર હોય તો કોને ખબર ? એણે પોતે જ કબુલ કર્યું છે કે એના જીવનમાં ખાનગી-પવિત્ર વાત છે. વખતે તે ખાનગી-પવિત્ર..

વાતને લીધે ખુન કરવું પડે એમ હોય તો ? સીમલાથી કંઈ સાંભાળીને આવ્યો હોય અને તેને લીધે તાત્કાળીક ખુન કરવાની જરૂર પડી હોય તો ? પણ એ બધું તમારે વિચારવાનુ છે. તમને યોગ્ય લાગે તે પ્રમાણે તુલના કરશો. બીજા મુદ્દાના સંબંધમાં છરી માર્યા પછી તરત જ કોઇના પગલાં સાંભળ્યા હોય--અને પુરાવામાં એમ છે કે પેલો સાક્ષી કેરળ તે રસ્તે થઇને જતો હતો અને તેણે આરોપીને ઘણા આવેશમાં જોયો હતો--તો તરત નાશી જાય. વળી એણે એમ પણ ધાર્યું હોય કે છરી પકડાશે તો રૂડો બચાવ થશે. જે બચાવે એણે અત્યારે રજુ કર્યો છે તેનો પહેલેથી વિચાર કર્યો હોય તો ? એ સંભવતિ છે. પણ તેના ઉપર તમારે વિચાર કરવાનો છે. આ તો મેં એક વિચાર દાખવ્યો છે. આપ વિચાર કરી જોશો. ત્રીજા મુદ્દાના સંબંધમાં, જ્યારે આગલી રાતે તકરાર થઇ ત્યારે મરનાર કંઇક બોલી ગયો હોય તેના ઉપરથી ચાલાક આરોપી સમજી ગયો હોય ! સાધારણ રીતે તે સમયે મરનાર પથારીમાં હોવો જોઇએ--પણ આગલી રાતે તકરાર થઇ ત્યારે એ કંઈ બોલી ગયો હોય, તો સંભવિત છે. પણ આ વાત પુરાવામાં નથી. આપને યોગ્ય લાગે તેમ વિચાર કરી જોશો. વધુ કહેવાનું નથી."

જ્યુરી પાછી ગઇ. સભાજનોમાં આતુરતા વધી. અડધા કલાક પછી તે ગ્રહસ્થો આવ્યા. તે સમયમાં જે તીવ્રતા હતી તે કેમ વર્ણવાય ?

"મી. ફોરમેન, આપના અભિપ્રાયમાં તમે સંમત છો ?" કલાર્ક ઓફ ધી કોર્ટે પૂછ્યું.

"હા."

"ગીલ્ટી કે નિર્દોષ ?"

"ગીલ્ટી."

આ સાંભળી વજ્રઘાત થયો હોય એમ લાગ્યું. એ વજ્રઘાત બધાના ઉપર સરખી રીતે પડેલો દેખાયો. કેટલાકથી એમ પણ બોલી જવાયું કે 'અન્યાય-અન્યાય !'

સતુના ઉપર વજ્રઘાત થાય એમાં શી નવાઇ ? એક ક્ષણભર તે મૂર્છાવેશમાં રહ્યો. પણ તરત જ ચેતનમાં આવ્યો. તે ધોળી પૂણી જેવો થઇ ગયો હતો. તો પણ તેની આંખમાં એટલું જ તેજ ચમકતું હતું. તેના ઉભા રહેવાની છટામાં હજી પણ ગૌરવ હતું. તેનો દ્રઢ અને ગર્વિષ્ટ સ્વભાવ દેખાઇ આવતો હતો. ગર્વિષ્ટ દેખાતો હતો પણ ગૌરવશાળી દીસતો હતો.

"આરોપી, એક મતે જ્યુરીએ તમને તકસીરવાન ઠરાવ્યા છે. તમારે કંઈ કહેવું છે ?"

"નામદાર, આપનો ઉપકાર માનું છું. પણ હવે મારે શું કહેવાનું હોય? એડ-વોકેટ જનરલ તો ધારાશાસ્ત્રી હતા તેથી તેઓ ગમે તેવો પુરાવો રજુ કરી શકે-ગમે તેવી દલીલ રજુ કરી શકે! પણ આપ ન્યાયાધીશ હતા. આપે તટસ્થતાથી-નિષ્પક્ષ-પાતપણે પુરાવાને તપાસ્યો છે? જ્યારે જ્યુરીએ આપને શંકા પુછી ત્યારે આપે એક ન્યાયાધીશને છાજે એવી રીતે તેનું સમાધાન કર્યું છે? વિચિત્ર મુદ્દા ઉઠાવીને તમે તેને જવાબ આપ્યો તે શું યોગ્ય કર્યું છે? હવે આપને એક જ વાત કહેવાની છે. હું નિર્દોષ છું. લાલચંદને કોણે છરી મારી તે પણ મને ખબર નથી. પરિસ્થિત્યાત્મક પુરાવા ઉપરથી જો મને ફાંસીએ ચડાવશો તો આપને કોઇક દિવસ પસ્તાવું પડશે, મારો અંતરાત્મા એમ સાક્ષી પુરે છે કે જતે દહાડે ખરો ખુની દેખાઈ આવશે. જો તે વખતે હું મરણ પામેલો હોઇશ તો આ અન્યાય આપને આખી જીંદગીભર સાલશે. એ અન્યાય આપને કોઇ દિવસ સુખે બેસવા દેશે નહિ, એ ધ્યાનમાં રાખશો." તે ઘણી જ દૃઢતાથી ઉપર પ્રમાણે બોલ્યો. તેનાં અવાજ ખોખરો પણ થયો નહોતો.

ન્યાયમૂર્તિએ કંઇક લખ્યું. પછી તે બોલ્યા." સતુલાલ, તમને એક મતે જ્યુ-રીએ લાલચંદના ખુનના આરોપ ઉપર તકસીરવાન ઠેરવ્યા છે. હું એમની સાથે સમંત થાઉં છું; અને સજા ફરમાવું છુ કે તમને ગળેથી ફાંસીના લાકડે જ્યાં સુધી તમારૂં મૃત્યુ થાય ત્યાં સુધી લટકાવવા." આ પ્રમાણે બોલતી વખતે ન્યાયમૂર્તિથી સતુ સામે જોવાયું નહિં. એના મુખ ઉપરનાં તેજથી તે અંજાઇ ગયા હોય એમ લાગ્યું. તેના મુખ પર નિર્દોષતા છવાએલી લાગી અને એમનાં કૃત્યથી તે પોતે જ ગુન્હેગાર દેખાયા!

"આપનો ઉપકાર માનું છું. હું નિર્દોષ છું અને નિર્દોષ રીતિથી મરણને શરણ થઇશ. આજથી, ન્યાયની દ્રષ્ટિએ નહિં તો ઈશ્વરની દૃષ્ટિએ આપ ગુનેગાર ઠરો છો-અને મારા મૃત્યુ પછી આપ ખુની કહેવાશો. નિર્દોષને ફાંસીએ ચડાવવો તે ન્યાય મંદિરનો ન્યાય કે?" સતુએ કહ્યું. અને તે બબડયો, "ખાસ કરીને મારા સંબંધમાં તો એમ જ થયું છે."



# સાસુ અને પુત્રવધૂ




'રે. અમરનાથે આગ્રહથી શૈલબાળાને સુવા મોકલી ત્યારે શૈલબાળાને ઉંઘ આવી હતી? જરા પણ નહિ. તેના મગજમાં વિચારમાળા ચાલી રહી હતી અને તેનો છેડો જ આવતો નહોતો. અમરનાથના મન ઉપર પણ એટલી બધી અસર થઈ હતી તેથી તેને નવાઇ લાગતી હતી. અમરનાથે એને પોતાના અભ્યાસગૃહમાંથી બહાર ક્હાડી, ત્યાર પછી તે પોતાના શયનખંડમાં ગઇ. અમરનાથ કુસુમને મળ્યા હતા તે એને ખબર નહોતી. અમરનાથ જેવા નિષ્ણાત ધારાશાસ્ત્રી અને ન્યાયાધીશનો સહેવાસ હોવાથી શૈલબાળાને કોર્ટના કેસોમાં રસ પડતો હતો. આટલાં બધાં વર્ષોમાં અમરનાથને આવી રીતે ગભરાએલા કોઇ દીવસ તેણે જોયા નહોતા. તે વખતના ફેરફારથી શૈલબાળાને ઘણી નવાઇ લાગી. સતુને કેવી રીતે છોડાવવો–બચાવવો—એ વિચારે તેના મગજને ઘેરો ઘાલ્યો હતો.

"મારે સત્ય વાત શોધી ક્હાડવી જોઇએ જ. સતુ નિર્દોષ છે તે આપણે જાણીએ છીએ. તે કોઇને બચાવવા માગે છે. કોને માટે એ મરવા માંગતો હશે?" આવા વિચારની પરંપરા ચાલી. આખો કેસ તપાસવા માંડયો. જ્યારથી સતુ અમદાવાદ ગયો હતો ત્યારથી તેની કારકીર્દી તપાસવા માંડી. લાલચંદ સાથેની તકરાર–તેને લીધે જેલમાં જવું–ધારાસભાની ચુંટણી–એણે ફેરવેલો નનામો પત્ર–તે દિવસે થએલી તકરાર–આર્થીક સ્થિતિ ખરાબ કરવા કરેલો પ્રયત્ન–વિગેરે બધા બનાવો એના મગજમાં આવ્યા અને ગયા. એ પ્રમાણે છેક ખુનની રાત્રી સુધીના બધા બનાવો એના મગજમાં આવ્યા.

"સતુ એની માતા માટે મરી પડે એમ છે–એજ પ્રમાણે કુસુમબાને પોતાના પુત્ર માટે એટલી જ લાગણી છે. દુનિઆમાં એને પોતાના પુત્ર સિવાય કોણ છે? સતુનો દુશ્મન તે કુસુમબાનો દુશ્મન હોવો જ જોઇએ. સતુએ બધી વાત કુસુમબાને કરેલી હોવી જ જોઈએ. મને એમણે ઘણી વાર કહ્યું હતું કે 'મારી માતા તમને અમુક વાત કહેશે' અને એ વાત મારા વિવાહ સંબંધીની હોવી જોઇએ. મારી સાથે લગ્ન કરવા એમનું અંતર ખેંચાય છે એ વાત કરેલી હોવી જ જોઇએ. તેમ આપણામાં એવી વાત

આવી હતી કે મારું સગપણ લાલચંદ સાથે થઇ ગયું! સીમલામાં મારી સાથે વાત કરી તેઓ અમદાવાદ ગયા હતા અને એજ અરસામાં એ વાત વર્તમાનપત્રોમાં પ્રગટ થઈ હતી. સીમલામાં એમણે નામના મેળવી હતી તેથી લાલચંદે એ વાત છુપાવી દીધી હતી. આ બધી વાત પણ કુસુમબા સાથે થએલી હોવી જોઇએ. લાલચંદ સખત પ્રતિસ્પર્ધી થયો—સ્રીનાથી એવો પ્રતિસ્પર્ધી ખમાય ? હવે તો એક ને એક બે જેવું લાગે છે. વધારામાં તેજ રાતે લાલચંદે સતુને સખત ધાક કર્યો હતો, રાતેજ કુસુમબા નીકળેલાં અને લાલચંદને છરી મારેલી ! સતુ કુસુમબા સિવાય બીજા કોઇને માટે મરે નહિ—કુસુમબા માટે જ મરવા તૈયાર થયા છે—કુસુમબા જ——" આ પ્રમાણે તે બબડી.

તે ઉઠી—આમતેમ ફરવા મંડી. ઘડીઆળમાં જોયું. પાંચેકનો સુમાર થયો હતો. પાછો કંઇક વિચાર સુઝયો હોય એમ લાગ્યું.

" જો કુસુમબા જ ખરાં ખુની હોય અને એ વાત બહાર આવે તો ? સતુલાલ કબુલ કરશે ? પોતાની માતાને મરવા દેશે ? અને જો એ જાણે કે મેં એ વાત શોધી કહાડી તો પછી મને સ્વીકારશે ? જેને માટે એ મરવા તૈયાર થયા છે, તેને હું મારવા તૈયાર થઇ છું ! અને જો એ મને ન સ્વીકારે તો પછી મારૂં શું ? હું એમના વગર જીવી શકીશ ? પુરૂષને શું ? જો એ કારણને લીધે મારા પ્રત્યે ધિક્કારની લાગણી પ્રગટી આવે તો મને સ્વીકારે ? ત્યારે શું કરવુ ?". તે બબડી અને તેનું મગજ પાછું વિચાર કરતું બંધ થયું.

થોડી વારે ચેતનમાં આવી. " કુસુમબાને તે વખતે કોર્ટમાં મૂર્છા આવી તેનું કારણ તે જ હોવું જોઈએ ! એને બધું ભયંકર લાગ્યું હશે. પોતે ગુનેગાર હોય તો હૃદય,તો ડંખે ! તેને માટે માતૃપ્રેમ. તેથી સતુલાલ મરવા તૈયાર થયા છે—પણ પત્નીપ્રેમનો વિચાર કર્યો ? જો એકને માટે પોતે મરે તો બીજી તેને માટે મરે ! કુસુમબા જીવતાં રહે અને સતુલાલ અને હું—એમ બે મરીએ ? " એમ વિચાર કરતાં પાછો લાગણીનો આવેશ વધી ગયો.

શૈલબાળા આખરે સ્રી હતી અને પ્રત્યેક સ્રીમાં અમુક જાતની અદેખાઇ તો હોય છેજ. તે વખતે તેનામાં સ્રી-અદેખાઈ ઉભરાઇ આવી. ભાવી સાસુ ભલે. ફાંસીએ ચડે પણ ભાવી પતિ બચવો જોઈએ—એ વિચારે તેના મગજને હચમચાવી મૂક્યું હતું. ભાવી સાસુને ફસાવવામાં વખતે ભાવી પતિ નારાજ થઈ જાય, એ વિચાર આવ્યો હતો; પણ પ્રથમ વિચારે તેના મગજમાં એટલું ઉંડું ઘર ઘાલ્યું હતું કે પાછળનો વિચાર ક્ષણભર જ એના મગજમાં રહ્યો !

તેને બીજો કોઈ વિચારનો બુટ્ટો સુઝયો અને તે ઉઠી. સવાર પડવા આવી હતી—પાંચનો સુમાર હતો. તેણે દાતણપાણી કર્યું—મોં ધોયું— કપડાં બદલ્યાં—અને

બંગલાની બહાર નીકળી. ત્યાંથી ટેકસીમાં બેસી તે કલાર્ક ઓફ ધી ક્રાઉનના બંગલે ગઈ. ત્યાં બહારથી સીપાઇને બે સવાલ પુછ્યા અને તરત જ તેણે ગીરગામ ઉપર ટેકસી લેવડાવી. ત્યાં ચાર માળના એક મકાન આગળ ટેકસીને ઉભી રખાવી, તે સીધી ત્રીજે દાદરે ગઇ. રૂમો ઉપર નંબર શોધતી--શોધતી આગળ ચાલવા માંડી. ૧૧૭ નંબર આવ્યો ત્યારે ઉભી રહી--અને બારણા ઉપર ટકોરા માર્યા ! આધેડ વયનો એક ગ્રહસ્થ બહાર આવ્યો. તે પુરૂષ શૈલબાળાને જોઇને આભો બન્યો--ન્યાયમૂર્તિની પુત્રી એને ત્યાં ?

તે ગ્રહસ્થે પુરતા વિવેક સાથે વાત કરી અંદર આવવા કહ્યું; પણ તે ઉતાવળમાં હતી. શૈલબાળાએ કઇક સવાલ પૂછ્યા અને તે ગ્રહસ્થે માનપૂર્વક ઉત્તર આપ્યા. તરત જ આભાર માની તે ત્યાંથી નીકળી.

ટેકસીને ભૂલેશ્વર તરફ વળવા હુકમ આપ્યો. થોડી વારે, પાછલી રાતે જ્યાં અમરનાથ ગયા હતા ત્યાં આવીને તે ઉભી. બારણા ઉપર ટકોરા માર્યા અને તરત તે ઉઘડ્યાં.

" કોનું કામ છે--બહેન ? " " આપનું. "

" અત્યારે પરોઢીઆમાં મારી જરૂર પડી ? "

" હા. "

" આવો--બહેન--અંદર આવો. "

બન્ને અંદર ગયાં. ભુલેશ્વરના એક નાનાં માળામાં ત્રણેક રૂમનો બ્લોક હતો. સતુનો ભાગીદાર પણ ત્યાં હતો. દીવાનખાનાના જેવા લાગતા રૂમમાં તેઓ બેઠાં. પણ શૈલબાળાને ફીડીઓ કેરડતી હતી. તેને તો કુસુમ સાથે ખાનગી વાત કરવા હતી.

" બહેન, તમારૂં નામ ? " કુસુમે પુછ્યું.

" શૈલબાળા. "

"શૈલબાળા ! મારા સતુની—" કુસુમથી આગળ બોલાયું નહિ.

" કુસુમબા, આપણે બીજા ઓરડામાં જઈએ તો ઠીક. મારે ખાનગી વાત કરવી છે."

" ચાલો; શૈલબાળા ! તારૂં--તમારૂં--મુખ જોવા દો. "

" આપણે અંદર જઈએ પછી વાત. "

બન્ને અંદરના ઓરડામાં ગયાં. સવારનો પહોર હતો--અરૂણોદય થયો હતો. સાધારણ પ્રકાશ હતો. કુસુમ તેના ભાવી પુત્રવધુનું મુખ જોવા તલસી રહી હતી.

" આવો, શૈલબાળા ! આ બારી આગળ આવો--મુખ જોવું છે--મારા સતુને લાયક તો છો જ. કવી ડાહી વહુ ! " આટલું બોલી તે એને ભેટી પડી.

આ પ્રેમ--આ ઉમળકો જોઈ શૈલબાળા ઠંડી થઈ ગઈ. જે પૂછવા આવી હતી તે એનાથી પુછાયું નહિ.

" મારો સતુ ઘણો ડાહ્યો છે--ઘણો હોંશીયાર છે--મારા સતુને આવી જ વહુ જોઇએ. શૈલબાળા, મારો સતુ છુટી જશે કે નહિ ? તે બધાને પુરો પડે એવો છે. તે આજે ચોક્કસ છુટી જશે. કોઈ એનો વાંકો વાળ પણ કરી શકશે નહિં. "

શૈલબાળા કાંઈ બોલી શકી નહીં. જે સવાલ પૂછવા આવી હતી તે સવાલ પૂછવાની હિંમત ચાલી નહિ.

" શૈલબાળા, તમારા પિતાએ તમને કંઈ હકીકત કહી છે? "

" ના. "

" હવે જરા અજવાળું થયું છે. જોઉં: તમારૂં મુખડું--હા કેવું સારૂં છે? મારા સતુને લાયક મને પુત્રવધૂ મળશે ! શૈલબાળા--કેવું સુંદર નામ ? નામ પ્રમાણે ગુણ--અને તેજ પ્રમાણે રૂપ! આવી શાણી--ડાહી--ગુણસુંદરી--રૂપસુંદરી--પુત્રવધૂ મળશે ! મારો સતુ અને તમે બન્ને કેવાં ભાગ્યશાળી ! "

શૈલબાળાથી હજી પણ બોલાયું નહીં. જેના અંતરમાં આટલી બધી લાગણી હોય તેને એ જે સવાલ પૂછવા માંગતી હતી તે સવાલ કેમ પુછાય ?

" તમારો ભાવી પતિ જેલમાં સડે છે તે ખબર છે ? તેના ઉપર ખુનનો આરોપ ! તે નિર્દોષ છે. જો તમે કે મેં ખુન કર્યું હોય તો મારા પુત્રે અને તમારા ભાવી પતિએ ખુન કર્યું હોય ! એ કોઇ દિવસ ખુન કરે ?, એના હાથે એવું ઘાતકી કામ થાય ? " કુસુમે આવેશમાં પુછ્યું.

"હા, એમના ઉપર ખૂનનો આરોપ છે, તે મને ખબર છે. પણ મને ખબર છે કે તે નિર્દોષ છે. તે કોઈ દિવસ પણ એવું હીચકારૂં કૃત્ય કરે નહિં." શૈલબાળાએ કહ્યું.

" મારા સતુને પરણવા લાયક બાળા ખરી! સત્ય વાત છે. તમે પણ એના જેવું જ બોલો છો--એને બચાવવા પ્રયત્ન નહિં કરો ?--પણ સતુ બધાંને પહોંચી વળે એવો ઘણો જ હોંશીઆર અને ઘણો જ ડાહ્યો છે. એડવોકેટ જનરલને તો તે મૂળભેગો કરી નાંખશે. કોઇ એનો વાંકો વાળ પણ કરી શકશે નહિ. આજે તે છુટશે."

" તમે કહો છો તેટલું તે સહેલ નથી. તેમને બચાવવા પ્રયત્ન કરવો જોઇએ. જો તમે અને હું એ દીશામાં પ્રયત્ન નહિં કરીએ તો એ ફાંસીને લાકડે ચડી જશે અને આપણે રડતાં બેસી રહીશું."

" શાંતં પાપં--શાંતં પાપં--તે બને જ નહિ. તેને બદલે હું મરવા તૈયાર છું. મને ખુની ઠરાવવી હોય તો પણ મને વાંધો નથી. એને બદલે હું ખુશીથી

ફાંસીએ ચઢીશ. પુત્રને માટે એક મોગલ બાદશાહ મરી ગયો હતો એ વાત મેં સાંભળી છે--તેજ પ્રમાણે હું મરવા તૈયાર છુ. મારો સતુ ગમે તે પ્રકારે બચવો જોઈએ--એ ખૂની નથી--એણે કંઇ કર્યું નથી-એ નિર્દોષ છે."

પાછું તે શૈલબાળાનું મુખ જોવા લાગી સાત્વારણ અજવાળું થયું હતું. તે અજવાળામાં સારી રીતે દેખી શકી શૈલબાળાને જોઇ તે અરધી ગાંડી થઈ ગઇ. આજે એને પ્રથમ વાર જોઈ હતી. ગમે તેમ તો પણ કુસુમ જૂના જમાનામાં ઉછરી હતી--અને તેથી જમાનાના વિચાર પ્રમાણે પુત્રવધુને જોઇ ગાંડી થઇ જાય તેમાં શી નવાઈ?

કુસુમના ઉદ્ગાર સાંભળી તે ઠંડી થઈ ગઇ! જે તેને માટે મરવા તૈયાર છે તે ખૂની કેમ હોઇ શકે? કુસુમનું કૃત્ય લાગતુ નથી એમ એને થયું. એ કુસુમના ઉપર આરોપ મૂકી શકી નહિ--એના મુખમાંથી એ શબ્દો નીકળી શક્યા નહિં.

"તમે કહો છો તે પ્રમાણે તે બચી શકશે નહિ. આપણે ખરા ખુનીની તપાસ કરવી પડશે." શૈલબાળાથી એટલું જ બોલાયું.

"મારા સતુને તમે હજી ઓળખતાં નથી. એ એટલો બધો હોંશીઆર છે કે આ બધા કહેવાતા ધારાશાસ્ત્રીઓ એની આગળ પાણી ભરે એમ છે. એ સો અને આ બીજો બરોબર છે, જેને, એ એનો બરોબર બચાવ કરશે. આજે એ નિર્દોષ ઠરી ઘેર આવશે. જ્યારે એ નિર્દોષ ઠરશે ત્યારે લોકો એની 'જય' બોલાવશે કે નહિ?"

"તમે કહો છો તેટલું બધું એ સહેલું લાગતું નથી. અત્યારનો પુરાવો ઘણો સખત છે. તે પુરાવા ઉપરથી તે બચી શકે નહિ. ખુન થયું છે એ વાત ચોક્કસ-પછી ખુની તો જોઇએ! જો ખરો ખુની નહિં મળી આવે તો એ ફાંસીને લાકડે લટકશે." શૈલબાળાએ સમજાવતાં કહ્યું.

"ત્યારે એમ હોય તો હું જજને જઈ કહી આવું કે મેં ખુન કર્યું છે. મારા સતુને છોડી મુકો અને મને ફાંસીને લાકડે ચડાવો." કુસુમે રસ્તો બતાવતાં કહ્યું.

આ શબ્દો સાંભળ્યા પછી શૈલબાળા શું બોલે? અત્યાર સુધી આવેશમાં ને આવેશમાં ઉભી રહી શકી હતી. આટલું બોલતાં તે થાકી ગઈ અને મુર્છા આવી. મુર્છા આવવાની સાથે તે પડી ગઇ! શૈલબાળાએ એને ઝીલી લીધી. પાસે સાદડી ઉપર સુવાડી. થોડી વારે તે જાગૃતાવસ્થામાં આવી.

"શૈલબાળા, મારાથી હવે અહીં રહેવાશે નહિ. મારાથી વધુ જીવી શકાય તેમ પણ નથી, એમ મને લાગે છે. મને મારા સતુના ઘરમાં લઇ જશો. અમદાવાદ અમદાવાદ--" કુસુમથી વધુ બોલાયુ નહિં.

શૈલબાળાએ પોતાની ઘડીઆળ તરફ જોયું. લગભગ સાડા છ થયા હતા.

"કુસુમ બા, ક્યારે અમદાવાદ જવું છે?"

" પહેલી ગાડીએ."

" અત્યારે એક ગાડી જાય છે."

" તો અત્યારે—પણ તમે આવશો ? તમે લઈ જાઓ અને મારો સતુ પાછો આવે ત્યાં સુધી તમે મારી સાથે અમદાવાદમાં એના ઘરમાં રહો, તો જવું છે."

" હા. આવીશ અને ત્યાં રહીશ " શૈલબાળાએ કહ્યું. પછી મનમાં બબડી, " અમદાવાદ જઇશ તો ખરા ખુનીનો પત્તો મળશે. અહીં તપાસ કરે કંઈ વળવાનું નથી."

" અત્યારે ગાડીનો વખત છે ?"

" હા."

" તમારે તમારા પિતાને–" કુસુમથી બોલાયું નહિં. પણ શૈલબાળા તરત જ સમજી ગઈ.

" હું ઘેર જઇ થોડાં કપડાં લઈ આવું. તમે પણ તૈયાર થઈ રહેજો." આટલું કહી તે ત્યાંથી ચાલી ગઇ.

ટેકસી હજી ઉભેલી જ હતી, જલદીથી ઘેર ગઇ અને ત્યાંથી થોડાં કપડાં લીધાં, થોડા પૈસા લીધા—અને તરત જ નીકળી આવી. કમ્પાઉંડની બહાર નીકળતાં તેને કંઇ સાંભરી આવ્યું. તે પાછી ગઈ, ઝડપથી એક ચીઠ્ઠી લખી કહાડી--પોતાના ટેબલ ઉપર મુકી—અને તરત જ બહાર ગઇ.

ગ્રાન્ટરોડ પહોંચ્યા ત્યારે ટ્રેન આવેલી હતી. સેકન્ડ ક્લાસની ટીકીટ લેવાની હતી તેથી વાર લાગી નહી. ટ્રેનમાં બેઠાં કે તરત જ તે ઉપડી.

ધીમે ધીમે કુસુમમાં સ્વસ્થતા આવતી હતી. પ્રત્યેક પળે શૈલબાળા તેને કહેવાને મન કરતી અને પાછી તે અટકી જતી જેણે મરવાની તૈયારી બતાવી, તેને ખુની કેમ કહેવાય ! એ વિચાર એના મગજમાં ઘોળાયા કરતો હતો.

" શૈલબાળા, કાલે તમારા પિતા મને મળવા આવ્યા હતા. રાતના દશેક નો સુમાર હશે. તમને ખબર છે ?" ટ્રેનમાં સ્વસ્થતા આવ્યા પછી કુસુમે શૈલબાળાને પૂછ્યું. સુભાગ્યે એમના સેકન્ડ ક્લાસના ખાનામાં કોઇ નહોતુ.

" મારા પિતા તમને મળવા આવ્યા હતા ?" શૈલબાળાએ આશ્ચર્યથી પુછ્યું.

" હા."

" કારણ ? "

" કહું ? "

" મારી લાગણીને લીધે આવ્યા હતા ? કુસુમબા, કહો—હું અકળાઉં છું."

" તમારો પિતા તે મારા પતિ થાય!"

" हें ! त्यारे हुं तमारी पुत्री ?"

" जो तमे मारा पतिनी पुत्री हो तो तमे मारी सावकी पुत्री खरां !

" त्यारे हुं तमारी सगी पुत्री नहि ?"

" ना, ते तो नहिं ज."

" त्यारे सतुलाल मारा—" शैलबाळाथी बोलायुं नहि.

" मारो सतु तमारो भाइ–एम अत्यारे तो लागे छे." कुसुमे कह्युं.

शैलबाळाना उपर वज्राघात थयो होय एम लाग्युं. तेने जरा मुर्छा आवी. बेभान थई. कुसुमे तेनुं माथुं पोताना खोळामां लीधुं–पंपाळ्युं.

" मारा पिता ते तमारा पति ?"

" ते मारा पति तो खरा."

" तमे बन्नेए एकमेकने ओळख्यां ?"

" हा."

" तेथी तमने कोर्टमां मूर्छा आवी हती ?"

" हा."

" हवे थोडी समज पडी. पण तेमने बचाववा खरो खुनी शोधवो जोईए. मारा पिताना सहवासने लीधे हुं थोडुं घणुं केसमां समजी शकुं छु. अत्यारनो पुरावो तो एमने फांसीए चडावे एवो छे. ज्यां सुधी खरो खुनी मळे नहिं त्यां सुधी जज अने ज्युरी एमने ज खुनी तरीके गणशे," शैलबाळाए कुसुमने बे शब्दो कहेवाना हेतुथी कह्युं.

" आपणे अमदावादमां तपास करीशुं."

" कुसुमबा, मारा पिताए आपने शुं कह्युं ? आपनां लग्न कयारे थएलां ? एमनो जन्म क्यां अने क्यारे थएलो ? बधुं कहेशो ?"

कुसुमे टुंकाणमां बधो ईतिहास कह्यो.

आखा दिवसनी मुसाफरीना अंते अमदावाद आववानो समय थयो.

"कुसुमबा, हवे अमदावाद आववानो समय थयो. आपनी तबीयत केम छे?"

" हवे ठीक लागे छे. तमे अमारूं घर जोयुं छे ?"

" ना."

" तमे अमारूं घर जोशो त्यारे खुश थशो. हवे तो ते तमारूं पण घरूं. अने जो तमे मारा सतुने परणो तो ते तमारूं ज घर ! हुं तो पछी त्यां महेमान!"

शैलबाळाए जवाब आप्यो नहि.

अमदावाद स्टेशन आव्युं. गाडी कशे बंगले पहोंच्या.

બંગલામાં ફરી કુસુમે આખું ઘર બતાવ્યું. કુસુમના ઓરડામાં જ બન્નેએ મુકામ કર્યો. બંગલો જોઇ તથા વ્યવસ્થા જોઈ શૈલબાળાને આનંદ થયો. તે ઘરમાં ખુશાથી ફરવા માંડી.

ઝટને રસોઈ માટે હુકમ આપવામાં આવ્યો. બન્ને જણે સ્નાન કર્યું. થોડી વારે તેઓએ દીવાનખાનામાં બેસી ગપાટા મારવા માંડયા. સતુની વાત ચાલવા માંડી. ફરી—ફરીને કુસુમે એવા ઉદ્ગાર કહાડયા કે જો સતુ બચતો હોય તો તે મરવા તૈયાર છે.

બન્ને જમ્યાં. ઘણા દિવસના ઉકળેલા વાતાવરણમાંથી આવેલાં હોવાથી બન્ને ઉંધી ગયાં.

જ્યારે સવારે ઉઠયાં ત્યારે પેપરો રોજના નિયમ પ્રમાણે દીવાનખાનાના ટેબલ ઉપર પડેલાં હતાં. તે ઉપરના મોટા મથાળાથી શૈલબાળાનું ધ્યાન ખેંચાયું. ઉતાવળથી તેણે પેપરો વાંચ્યાં અને કુસુમ પાસે દોડી ગઈ।

"કુસુમબા, કાલે તમે જે વાત કરી હતી, તે વાત મારા પિતાજીએ કોર્ટમાં કહી. હવે મારા પિતાજી આ કેસમાં ન્યાયાસને બેસવાના નથી. બીજા જજ નીમાશે અને તે કેસ ચલાવશે."

"શું એમણે બધા સમક્ષ વાત કહી?"

"હા."

શૈલબાળાએ પાછી વાત શરૂ કરી. 'કુસુમબા, તમે, ખુની છો' એ શબ્દો કહેવા તે ઘણી તત્પર થઈ રહી હતી. પણ કુસુમના શબ્દો સાંભળી તે પ્રમાણે કહેવાની તેની હિંમત ચાલતી નહોતી.

બપોરના શૈલબાળાને ધારેલો અવસર મળ્યો.

"કુસુમબા, તમને ખબર છે?"

"શેની?"

"કોણ ખુની છે તે?"

"મને શી રીતે ખબર હોય?"

"સતુલાલ કોઇને બચાવવા માંગે છે."

"તેમ મને પણ લાગે છે."

"તેમને જે વહાલું હોય તેને બચાવવા માગતા હશે--અને વહાલામાં તો તમે અને હું બે છીએ."

"ત્યારે શું મને બચાવવા માંગે છે? હું ખુની છું?"

આટલું બોલી કે તરતજ તેને મૂર્છા આવી. હાથ પગ ઠંડા થઇ ગયા. મુખમાંથી

જરા ફીણ આવ્યું. શૈલબાળા ગભરાઇ ગઇ. પોતાની બેગમાંથી સ્મેલીંગ સોલ્ટ લઇ આવી. તે જરા સુંઘાડયું પણ તેની અસર થઇ નહિ. તે વધારે ગભરાઇ. બુમ પાડીને ભટને બોલાવ્યો. તરત જ તેમના ઓળખીતા ડાકતર દેસાઇને બોલાવવા ભટ દોડી ગયો. તે દરમ્યાન શૈલબાળાએ સ્મેલીંગ સોલ્ટ સુંઘાડયા કર્યું. થોડી વારે તે જરા હાલી. તરત જ તેણે બ્રાંડીની બે ચમચી પાણી સાથે પાઇ. અડધું પાણી ગળે ઉતર્યું અને અડધું ન ઉતર્યું. તેણે હાથે અને પગે બ્રાંડી ચોળવા માંડી. તે જ વખતે ડાકતર આવી પહોંચ્યા.

ડાકતર સહુનો મિત્ર હતો. તે ઘણો પરોપકારી હતો. તેણે કુસુમને તપાસી.

" ડાકતર, શું લાગે છે ? "

" એમને આરામ આપો. "

" બચશે ? "

" કંઇ કહેવાય નહિ. "

" ગમે તેમ કરીને બચાવો. મારી વિનંતિ છે. હું પગે પડું છું. "

" તમે ગભરાઓ નહિં. એ મારી મા જેવાં છે. "

" એમને ગમે તેમ કરી બચાવો—હું તમને ખાસ ફી આપીશ—હજાર રૂપીઆ આપીશ. એમને બચાવો. " શૈલબાળાને પણ મુર્છા આવશે એમ લાગ્યું.

તેજ સમયે ડાકતરની નજર પેપર ઉપર પડી અને તે આભો બની ગયો.



# [ ૨૭ ]

## ખુનની રાત્રીએ કુસુમ ક્યાં ગઇ હતી ?



"પિતાજી, તમે આવી પહોંચ્યા ?"

"હા, હું મારા પુત્રના ઘરમાં આવ્યો !"

"મારા આવ્યાની ખબર તો મળી હશે ?"

"જમવા વખતે તપાસ કરતાં તારી ચીઠ્ઠી મળી હતી. પણ મારે તને કેટલીક વાત કહેવાની છે—કુસુમને મળું તે પહેલાં તને કહેવું જોઇએ."

"વર્તમાન પત્રો મેં વાંચ્યાં છે. તે સિવાય કંઇ કહેવાનું છે ?"

"ત્યારે બધી હકીકત તારા જાણવામાં આવી ગઇ છે."

"પિતાજી, તે વર્તમાનપત્રો વાંચી મને બહુ નવાઇ લાગી છે. મારે તમને કંઇક પૂછવાનું છે."

એજ સમયે ડૉ. દેસાઇ આવ્યા.

"પિતાજી ! આ ડૉ. દેસાઇ. સતુલાલના પરમપ્રિય મિત્ર છે."

"મળવા જ આવ્યા છે ?" અમરનાથે એમની સાથે હસ્તધૂનન કરતાં પૂછ્યું.

"જી, ના. કુસુમબા સીક છે માટે આવ્યો છું."

"હેં ? તે સીક છે, શું થયું છે ?"

"વર્તમાન પત્રોનાં સમાચાર વાંચી એમને શોક થઇ આવ્યો હોય એમ લાગે છે. શોકને લીધે મૂર્છા આવી છે. હજી બરોબર વળી નથી."

અમરનાથ મૂગા રહ્યા. વાત સત્ય લાગી નહિ.

"તેને મળશો ?"

"હા."

"ક્યારે ?"

"નક્કી કહેવાય નહિ. શરીર સારૂં થશે એમ ચોક્કસ લાગે છે; પરંતુ મગજ સંબંધી કંઈ કહેવાય નહિ."

"સારામાં સારા અને નિષ્ણાત કન્સલ્ટન્ટની સલાહ લેવી હોય તો લ્યો. પૈસા સામું જોશો નહિં. મુંબાઇથી કોઈ કન્સલ્ટન્ટને બોલાવવો છે ? . તેમ વિચાર થતો હોય તો તાર કરો."

"અત્યારે નહિ. પછી વાત. ચાલો હું એમની તપાસ લઉં."

ડાકતર એના શયનખંડમાં ગયા. કુસુમને તપાસી. નર્સની જરૂર લાગી.

"નામદાર સાહેબ, આપની આજ્ઞા હોય તો નર્સને બોલાવું. શૈલબાળા બ્હેનની તબીયત પણ ઠીક હોય એમ લાગતું નથી. એમને અને આપને પણ આરામની જરૂર છે."

"નર્સ તો જોઇએ જ. હજી બોલાવી નથી ? ટેલીફોન કરીને બોલાવી લ્યો."

ટેલીફોનથી નર્સને હુકમ આપ્યો. થોડી વારે નર્સ આવી પહોંચી. એને બધી સમજુત આપી.

થોડી વારે ડાકતરે રજા લીધી.

"પિતાજી આપને બે શબ્દ કહેવા માગું છું."

"શું છે ?"

"આપને કોના ઉપર શંકા જાય છે ?"

"સતુ નિર્દોષ છે."

"તે કોઇને માટે મરતા તૈયાર થયા નથી ?"

"એમ લાગે છે."

"તે કોણ હોય ? કોઈ પ્રિયમાં પ્રિય સંબંધી માટે મરવા તૈયાર થાય. અત્યારે દુનિયામાં એમને કોણ એવું પ્રિય છે ?"

"કોણ કુસુમ ?"

"સંભવીત નથી ?"

"ના, એ એવું કામ કરી શકે નહિ."

"એમની ઓફીસમાંથી છરી કોણ લઈ શકે ? ક્યાં તો એ પોતે અથવા કુસુમબા. તેમ એમને માટે જ તે મરવા તૈયાર થાય—બીજા કોઇને માટે એમને મરવું ગમે ?"

"દેખીતી રીતે તારાં અનુમાન બરોબર છે—પણ તેમ હોય નહિ." અમરનાથ શાંત બન્યા. પાછા બોલ્યા, "ના, શૈલબાળા, તારૂં અનુમાન બરોબર નથી. કુસુમ ખુની નથી."

" ત્યારે બીજું કોણ હોય ? તપાસ કરવી જોઈએ. જો કોઇ મળી નહિ આવે તો એમને ફાંસીને લાકડે ચડાવી દેવામાં આવશે."

"કાલથી એનું કામ ચાલશે. વખતે બે ત્રણ દિવસ ચાલે. તેટલા સમયમાં ખરો ખુની શોધી કહાડવો જોઈએ."

" કોણ જજ નીમાયો ? "

" પેલા આઈ. સી. એસ. "

" ત્યારે તો, સતુલાલના બાર વાગ્યા ! " શૈલબાળાએ કહ્યું.

વાતમાં ને વાતમાં દસ વાગ્યા. સ્નાન વિગેરે કરી તેઓ પરવાર્યા, અને કહ્યું:

" શૈલબાળા, બજારમાં હું એક આંટો મારી આવું. સાદે વેશે જઇશ. બજાર ગપાટા પણ સાંભળવા જોઇએ. "

" હા પિતાજી, જઈ આવો. "

અમરનાથે દેશી કપડાં પહેર્યાં. ધોતીઉં, હાફકોટ અને માથે સાદી ટોપી પહેરી.

તે રાયપુરની પોલીસ ચોકી પાસે આવી પહોંચ્યા. ત્યાંથી શાકબજાર તરફ વળ્યા. ત્યાં એક ટોળું જામેલું હતું. ત્યાં કાન માંડયા. સતુના કેસની વાત ચાલતી હતી. એક બ્રાહ્મણ રસોયો ઉભો ઉભો વિચિત્ર વાત બોલતો હતો. અમરનાથનું ધ્યાન એના ઉપર પડયું. તેને બારીકાઇથી-ધારાશાસ્ત્રીની નજરથી-નિષ્ણાત ન્યાયમૂર્તિની નજરથી તપાસ્યો. કેટલાક ગપાટા માર્યા પછી તે ખડીઆ તરફ વળ્યો. અમરનાથ પણ તેની પાછળ ગયા. જયારે તે ટોળાની દષ્ટિમર્યાદાની બહાર ગયો ત્યારે અમરનાથે તેના ખભા ઉપર હાથ મૂક્યો.

" કેમ, મગન મહારાજ ! તબીયત તો મઝામાં ? "

" હાજી, કેમ રાંધવાનું કામ છે ? હોય તો કહેજો. બંદા તૈયાર છે. "

" કેમ, હમણાં બરોબર ઘરાકી નથી ? "

" એવી ઘરાકી શા કામની ? કોઇની કાંઈ ખાનગી મીજલસ હોય તો પઇસા મળે ! ખાનગી મીજલસ હોય તો કહેજો. "

" ખાનગી મીજલસ નથી. પણ તમને પૈસા તે પ્રમાણે આપીશું. "

" તે કામ લાગે નહિં. ખાનગી મીજલસમાં જઈએ તે જન્મારાની કમાણી રહે. "

આ સાંભળી અમરનાથ ભડકયા.

" ઓજે તમે અમારા બંગલે આવજો તો ખરા. તમને કમાણી થશે. "

" કમાણી થાય એમ હોય તો બંદા હાજર ! તમારા શેઠ પાસેથી પૈસા અપાવશો તો તમારો અડધો ભાગ ! "

" મારા શેઠ બહુ ભલા છે. સારા પૈસા આપશે. "

" તો તમને પણ લાભ થશે. જોયો, ક્યાં અને ક્યારે આવું ? "

અમરનાથ તેના કાનમાં બબડ્યા. મહારાજના ડોળા ફાટયા.

" ચોક્કસ. રાતે આઠવાગે આવીશ. "

અમરનાથ ઘર તરફ વળ્યા. ત્યાં જઇ અભ્યાસગૃહની એક ખુરશી ઉપર બેસતાં તેમણે કહ્યું:

" નશીબ મદદ કરશે એમ લાગે છે. "

અમરનાથ સાથે થએલી વાતચીત પછી શૈલબાળા વિચારમાં પડી હતી. અત્યાર સુધી એના મનમાં જે શંકા હતી તે તેને દુર કરવી પડી. નવી દ્રષ્ટિથી તે વિચાર કરવા લાગી. જેટલી વાર અમરનાથ બહાર રહ્યા હતા એટલી વાર તે સહુના શયનખંડમાં બેસી વિચાર કરતી હતી.

બપોરના બન્ને જણ જમ્યાં. તે પોતપોતાના વિચારમાં હતાં. જમ્યા પછી કંઇ ખાસ કામ કર્યું નહિ. કુસુમના ઓરડામાં બેસી રહ્યાં અને વિચાર કર્યો. સાંજના કોઈ ફરવા પણ ગયું નહિ.

" શૈલબાળા, આજે રાતના આઠ વાગે એક માણસને મેં બોલાવ્યો છે. જો તે આવશે તો તારી ગેરસમજ દુર થશે એમ હું માનું છું. ભૈયાને કહી દેજે કે એક મગન મહારાજ કરીને બ્રાહ્મણ રસોયો આઠેક વાગે આવશે. તેને મારી પાસે અભ્યાસગૃહમાં લઇ આવે. "

" ઠીક. "

અમરનાથ આતુરતાથી તે વ્યકિતની રાહ જોતા હતા. પ્રત્યેક પળ યુગની પળ જેવી લાગતી હતી. આઠના ટકોરા થયા અને ચટપટી થવા માંડી. થોડી જ ક્ષણ પછી પગલાં સંભળાયાં.

" આવો મગન મહારાજ. "

" જી, સાહેબ. " એ પ્રમાણે બોલી તે પુરુષ અમરનાથની ખુરશી આગળ નીચે બેઠો.

" તમે ક્યારના અહીં છો ? "

" બે માસની આખરથી અહીં છું. "

" મુંબાઈ ક્યારે છોડયું હતું ? "

" ગઇ દિવાળી પછી તરત. મારા વતનમાં જવું પડયું હતું. ત્યાર પછી મુંબઇ ગયો નથી."

" મને ઓળખ્યો ?"

" જી, હા સાહેબ. આપ તો મુંબઇ હાઈકાર્ટના ન્યાયાધીશ સાહેબ થઇ ગયા ! સાંભરે છે ? જ્યારે આપ વાલેપારલે આવ્યા હતા ત્યારે કેવડા હતા ?" ઉત્સુકતા વધારવાના હેતુથી મગન મહારાજે વાતની શરૂઆત કરી.

વીલે પારલેની વાત સાંભળી અમરનાથ ચમક્યા.

" તમે કયા સમયની વાત કરો છો ?"

" સાહેબ, મારે પૈસાની જરૂર છે."

" મને ઉપયોગી થાય એવા સમાચાર આપશો તો તેના પૈસા આપીશ."

" પણ સાહેબ, આપને ઉપયોગી થાય એવા જ સમાચાર છે."

" તો પૈસા મળશે. કયા સમયની વાત કરો છો ?"

" સાધારણ ઉનાળો હતો. આપ એક બાળ વિધવાને લઇને આવ્યા હતા. આર્ય સમાજના સ્વામી ત્યાં હતા. પછી આપનું લગ્ન થયું હતું અને ખાનગી જલસો ઉડયો હતો. મને તે વખતે રસોઇ કરવાને બોલાવ્યો હતો. મને આવા જલસામાં જવું બહુ ગમે છે. આવા ખાનગી જલસા હોય તો, લોકો મને શોધી કહાડે છે."

" હું હતો—અને મારૂં લગ્ન થયું હતું તેની શી ખાત્રી ? આવી બનાવટી વાતો કરો છો કે ?"

" સાહેબ, હું કાચો નથી. મને ફોટા પાડતાં આવડે છે. પાંચ રૂપીઆનો હાથ કેમેરા આવે છે તે પણ હું મારી પાસે રાખું છું અને આવા ખાનગી જલસાના ફોટા પણ લઇ લઉં છું જ્યારે આપ પરણી ઉઠયા ત્યારે મેં આપનો ફોટા લઇ લીધો હતો. વધુ વરનો સાથે. સાહેબ, આપને જો એ સમયનો ફોટા જોઇતો હશે તો કુસુમબાને કહેજો." મહારાજે પોતાની જાળ બરોબર પાથરવા માંડી.

અમરનાથ આ વાત સાંભળીને ઘણા અસ્વસ્થ બન્યા. પરંતુ તરત જ સ્વસ્થતા મેળવી અને બોલ્યા, "એવા ફોટાની કોણ દરકાર રાખે છે? એવા ફોટાની શી જરૂર?"

" આપે કોર્ટમાં કબુલ કરી દીધું તેથી જરૂર નહિ. પણ આપ એ પ્રમાણે કબુલ ન કરો તો ?"

" એ ફોટા કયાં છે ?"

" કુસુમબા પાસે છે. તેમની પાસેથી લેજો. હવે મારી પાસે એક નકલ છે. તેની કિંમત રૂપીઆ એક હજાર !"

" કુસુમને કેટલે વેચી ?"

"જરૂરીઆતના પ્રમાણમાં કિંમત આપી હશે."

"મને શી રીતે શોધ્યો ?"

"જ્યારે આપ જજ નીમાયા ત્યારે વર્તમાન પત્રોમાં આપના ફોટા આવ્યા હતા. આપનો ફોટો જોઇ મને ઓળખીતો ચહેરો લાગ્યો. મારી પાસે જે ફોટો હતો, તેની સાથે તે સરખાવ્યો. ત્યારથી મને ખબર પડી."

"પછી ?"

"દીવાળી પછી વતન ગયો. ત્યાંથી એક દિવસ અહીં ઉતર્યો. વખતે એવો ખાનગી જલસો હોય તો કામ મળે એમ આશા હતી. પૈસા ખુટયા હતા. પૈસા મેળવવાની વેતરણમાં હતો. તેટલામાં એક દિવસ કુસુમબાને અને સતુભાઇ સાહેબને સ્વદેશી વસ્તુભંડાર આગળ જોયા. કુસુમબાને તરત જ ઓળખ્યાં. તે જ દિવસે સતુભાઇ સાહેબ સીમલાથી આવ્યા હતા. એક ખાનગી પત્ર લખ્યો. કુસુમબાને મળવા વિનંતી કરી. એટલું જ લખ્યું હતું કે ખાનગી સમાચાર આપવાના છે. આપના ઉપર જે વિચિત્ર આળ છે તે જતું રહેશે. એલીસ બ્રીજ આગળ રાતે બારેક વાગ્યાના સુમારે મળવાનું લખ્યું હતું."

"પછી ?"

"રાતે બાર વાગે આવ્યાં હતાં. જરા જરા છાંટા પડતા હતા તેથી હું એમને ફકીર ઘેલા વાળા બંગલાની પાસે લઇ ગયો."

"પછી ?"

"પછી બધી વાત કહી. ફોટો પણ બતાવ્યો. મેં એમને કહ્યું કે એ મોટા માણસ થઇ ગયા અને તેથી તમને બોલાવતા નથી. આ સાધન છે."

"પછી તમે ફોટો વેચ્યો?"

"હા. સાહેબ."

"પૈસા ક્યાંથી આપ્યા ?"

"કેમ, સાહેબ ! કુસુમબા પાસે પૈસા નથી ? આપના કરતાં સતુભાઇ સાહેબ પાસે વધારે પૈસા છે."

"પછી એ એકલી ઘેર આવી ?"

"ના. એમની પાસે તે વખતે પૈસા નહોતા. હું એમને ઘેર લઇ આવ્યો. ઘેર આવ્યા પછી તે અંદરથી પૈસા લઇ આવ્યાં. હું બહાર ઉભો હતો. તે મને પૈસા આપી ગયાં હું થોડી વાર ઉભો રહ્યો."

"કેટલા વાગ્યાનો સુમાર હતો ?"

" અમે ઘેર આવ્યાં ત્યારે ત્રણ વાગ્યા હતા. અને ચારેક વાગ્યાને સુમારે હું મારે ઘેર ગયો. "

"એ કયું ઘર હતું ?"

" આ સાહેબ. જે ઘરમાં આપ બેઠા છો તે જ ઘર. "

" હવે પેલો ફોટો મને આપવો છે ? "

" ના સાહેબ. મારી પાસે એક જોઇએ. "

" તમે એને શું કરશો ? "

" સાહેબ એ તો એક હીરાનો દાગીનો છે. ઝવેરીઓ એની કિંમત કરી શકે. "

" તમારે એ ફોટો મને આપવો પડશે. "

" અને ન આપું તો ? "

" તો તમે હેરાન થશો. કુસુમે તમને પૈસા આપ્યાં હોય તે પાછા આપો. "

" સાહેબ, આ મારો ધંધો છે. એમ હું બીવાનો નથી. એવી બીક રાખીને આવો ધંધો થાય નહિ. તમારા કરતાં પણ વધારે મોટા બારીસ્ટરની સલાહ લીધી છે. હમ આપશો નહિ. "

" એ કયો દિવસ હતો ? "

" તે કહું. જુઓને-પેલા લાલચંદનું ખૂન થયું તે જ રાત. "

" તમારી પાસે જે ફોટો છે તે વધારી ખાજો. લો, આ દશ રૂપીઆ. "

" એ દસ રૂપીઆને શું કરૂં ? "

" ત્યારે કેટલા જોઇએ છે ? "

" કંઇ નહિ સાહેબ. આપની મહેરબાની. તસ્દી માફ કરશો. " એમ કહી મહારાજ જવા માંડયા. ઉપરથી બેપરવાઇ હતા પણ અંદરથી ગરજ હતી.

" મગન મહારાજ. "

" જી, સાહેબ. "

" તે રાતની હકીકત મને લખી આપશો ? સો રૂપીઆ આપીશ. " અમરનાથે પાછા બોલાવીને પુછ્યું.

" સાહેબ, એમ કાંડાં કાપી આપાય કે ? "

" વીલે પારલેની વાત ન લખશો. તે રાતની વાત લખજો. તમે કાગળ લખ્યો-કુસુમ તમને મળી-તમે પાછા આવ્યાં--ફોટો વેચ્યો--પૈસા લીધા--અને રાતે ચાર વાગે તમે ઘેર ગયા. એમાં તો કાયદો નડતો નથી ? "

" ફોટાની કિંમત દસ રૂપીઆ લખીશ. " મગન મહારાજ સો રૂપીઆના નામે જલ પીગળ્યા હતા.

' ભલે, એમ કરજો."

' પણ બે નોટ આપો સાહેબ, મારે બહુ જરૂર છે."

" ઠીક."

મગન મહારાજે લખી આપ્યું. આ ગધંધા કરી, તેને પોતાના કામ પુરતો કાયદો આવડતો હતો. સંભાળથી લખી આપ્યું.

" લો, આ બે નોટ."

તે બે નોટ લઈ મગન મહારાજ વિદાય થયા.

થોડી વારે અમરનાથે રૈફઆળાને બોલાવી. પેલું લખાણ એનાં હાથમાં આપ્યું.

" આપનું અનુમાન ખરૂં. કુસુમબા ખૂનની રાતે બહાર ગયાં હતાં—પણ ખુન કરવા માટે નહિ-પણ આ માહિતી મેળવવા માટે. એ વાત એમણે કહી દીધી હોત તો ? પણ પેલા રસોયાના શબ્દ ઉપર અને ફોટો ઉપર કેમ આધાર રખાય ? હવે સતુલાલને ખબર આપવી જોઈએ. જો એમને એમ ખાત્રી થાય કે કુસુમબા નિર્દોષ છે તો તે ખરેખર બચાવ કરે અને છુટી જાય."

" હમણાં એને મળીશ નહિ. આ યોગ્ય સમય નથી. આપણે વધારે તપાસ કરવી જોઇએ."

" હું એ તપાસમાં જ છું."



[ ૨૮ ]

## શંકા



શૈલબાળાને કંઇક વિચાર સુઝયો હોય એમ લાગ્યું. સવારના પહોરમાં તે સતુની મીલે ગઇ.

"હિરાચંદભાઈ છે ?"

"ના, એ મુંબાઇ ગયા છે."

"એમની સાક્ષી પુરી થઈ નથી ?"

"પરમ દિવસે પૂરી થઈ ગઇ. કેસ પુરો થતાં સુધી રોકાવું પડશે. વખતે આજે પુરો થશે."

"તમે મને ઓળખી ?"

"હા. તમે શૈલબાળા બહેન."

"અત્યારે શેઠીઆનું કામ કોણ સંભાળે છે ?"

"હું સંભાળું છું."

"સતુલાલને તમે મદદ કરી શકશો ?"

"એમને માટે પ્રાણ આપવા તૈયાર છું."

"તમારૂં નામ નથાલાલભાઇ, કેમ ?"

"હા."

"છુપી પોલીસના જેવું અગત્યનું કામ કરવાનું છે. કરી શકશો ? ફક્ત શંકા છે—અનુમાન છે. ઇશ્વર મદદ કરે તો ફાવીએ. ખાનગી છે."

"ખાનગી હોય તો હરકત નહિ. આપણે કાંઇ યુક્તિ શોધી કહાડીશું."

"આપે સાંભળ્યું હશે કે લાલચંદની ચાલચલગત સારી નથી. સતુલાલે મોતીચંદને ઉલટ તપાસમાં જે સવાલો પૂછયા હતા તે યાદ હશે. બીજી બાજુએથી તપાસ કરતાં મેં એમ સાંભળ્યું છે કે સ્વરૂપવાન મીલ મજુરણોને તે સતાવતો હતો. આવી મીલ મજુરણોમાંથી બે ત્રણનાં નામો સાંભળ્યાં છે. કહે છે કે તે ઘણી જ રૂપાળી—મારા કરતાં પણ ઘણી રૂપાળી હતી. કેટલીકને તો તેણે પરણવાનું વચન આપ્યું હતું. એવું એવું બોલી તે ફસાવતો હતો. વખતે, આમાંની એકાદ મીલ મજુરણે એ

અત્યંત્ર કૃત્ય કર્યું હોય એમ શંકા જાય છે. જો આપણે લાલચંદની મીલનાં હાજરી પત્રક જોઇએ તો કંઇક મળી આવે. જો એમાંની કોઈ મીલ મજુરણે એ દુષ્કૃત્ય કર્યું હશે તો હાજરી પત્રક ઉપરથી ખબર પડશે. હાજરી પત્રક જોવા મળશે ?"

નાયાલાલ વિચારમાં પડયા.

"હું પ્રયત્ન કરૂં. હમણાં જ જાઉં." નાયાલાલ ઘણી વારે બોલ્યા.

"પણ તમે કયીમીલમાં જશો ? એમની મીલો ઘણી છે."

"એ મને સાંભર્યું નહોતું."

"એમની સારામાં સારી કયી મીલ ?"

"મોતી મીલ."

"ત્યારે ત્યાં તપાસ કરો."

"એ સહેલાઇથી બની શકશે, કારણ કે તે મીલના સેક્રેટરી મીલમંડળના સેક્રેટરી છે અને હું કામદાર મંડળનો સેક્રેટરી છું."

"ઇશ્વર તમને સહાય કરશે. મોટરમાં જાઓ. હું અહીં જ બેસી રહીશ."

નાયાલાલ મોટરમાં ગયા. મોતી મીલમાં જઇ સેક્રેટરીની તપાસ કરી. સાધારણ રીતે સહુની મીલના કોઇ પણ અમલદારને મોતીચંદની મીલમાં દાખલ થવા દેવામાં આવતા નહિં; પરંતુ નાયાલાલ કામદાર મંડળના સેક્રેટરી હતા, તેથી તેમને છુટ હતી. તેઓ અવારનવાર જતા હતા તેથી કોઈને શંકા ગઇ નહિ. તરત જ સેક્રેટરી સાથે મેળાપ થયો.

"તમારાં હાજરી પત્રક જોવા દેશો ?"

"હાજરી પત્રકનું શું કામ પડયું ?"

"અમારા કામદાર મંડળના કામે."

"કયારનાં જોઇએ છે ?"

"મે—જુનનાં આપો."

સેક્રેટરીએ મે માસથી તે અત્યાર સુધીનાં હાજરીપત્રકો મંગાવ્યાં.

"હું અમારા મંડળની ઓફીસે લઇ જાઉં ?"

"ઓફીસ બહાર હાજરીપત્રક લઇ જવાય ?"

"હું બગાડીશ નહીં."

"તો પણ ઓફીસ બહાર કેમ લઇ જવા દેવાય ? અમારે ત્યાં નકલ રહેતી નથી. શેઠ બૂમ પાડે."

"શેઠ તો મુંબાઇ છે. લઈ જવાં દો ને ? સાંજના પાછાં આપી જઇશ."

" બાર વાગ્યા પહેલાં પાછાં આપી જાઓ તો લઈ જાઓ."

" બાર વાગ્યાની છુટી પહેલાં જોઈએ ?"

" હા."

" અગીઆર વાગે આપી જઈશ."

" કોઈને કહેશો નહીં."

" આપને હેરાન કરવાનો મારો હેતુ હોય ?"

" ઠીક લઇ જાઓ. અગીઆર વાગ્યા સુધીમાં પાછાં આપી જજો."

નાથાલાલે બધાં હાજરીપત્રકો એક કટકામાં બાંધી લીધાં. તરત જ મોટરમાં તે પાછા ફર્યા.

"એટલીવારમાં આવી પહોંચ્યા ?"

" હા. મે માસથી તે અત્યાર સુધીનાં હાજરી પત્રકો લાવ્યો છું. જે રીતે તમારે જોવાં હોય તે રીતે જોઈ લ્યો. તમે જાતે જુઓ તો ફેર પડે. અમે તો કામદાર મંડળના મનુષ્ય રહ્યા !"

શૈલબાળા મુંગી રહી તે હાજરી પત્રકો તપાસવા મંડી પડી.

" હજી નિશ્ચયથી કંઈ કહેવાય નહિં. શંકા જ કહેવાય !" તે બબડી.

તેણે એક કાગળ ઉપર બે ત્રણ નામો લખ્યાં.

" આમાંથી એક હજી સુધી આવતી નથી. થોડા દિવસથી બીજીએ આવવા માંડયું છે અને ત્રીજી વચ્ચે વચ્ચે આવે છે. આ છોકરી તો ખૂનના પછીના દિવસથી બંધ છે. તેની પહેલી તપાસ કરીએ તે મીલ મજુરોના અવાસમાં જ રહે છે. તે લતાની હું ભોમીઆણ છું. જો માતાપિતાજી માટે ચુંટણીની ધમાલમાં ત્યાં ફરી ન હોત તો અત્યારે હેરાન થાત." આ પ્રમાણે તે બબડી

" નાથાલાલભાઇ, આ હાજરીપત્રકો આપી આવશો તો મને વાંધો નથી. મે તપાસી લીધાં."

" આટલી વારમાં ?"

" હા."

" મેં તપાસ્યાં હોત તો મને આખો દિવસ થાત ! કેમ ? કંઇ મળ્યું ?"

" હજી શંકા છે."

નાથાલાલને મોટર આપી મોતી મીલમાં મોકલ્યા. તે હાજરીપત્રકો આપી આવ્યા. જલદી પાછાં મળ્યાં તેથી તેનો સેક્રેટરી પણ રાજી થયા.

નાથાલાલના પાછા આવ્યા પછી શૈલબાળા મોટરમાં ગઈ. તે મીલ મજૂરોના અવાસમાં ગઈ.

"જીવીબાઇ છે ?"

"તમારે શું કામ છે ?"

"મેં સાંભળ્યું છે કે તે માંદાં છે. બનતી મદદ કરવા આવી છું."

"તમે કોણ છો ?"

"કેમ ? તમે મને ઓળખી નહીં ?"

"હમણાં લોક નવી વાત કરે છે તેથી ઓળખાણ પડતું નથી. પહેલાં તો હું તમને પેલા જડજની દીકરી તરીકે ઓળખતી હતી."

"અને હજુ પણ જડજની દીકરી જ છું."

"કેવી રીતે ? પેલાં કુસુમબા એ જડજનાં વહુ અને સતુ શેઠ એમનો દીકરો; ત્યારે પછી તમે કોનાં દીકરી ?"

શૈલબાળાને સખત દુઃખ લાગ્યો. આ કટાક્ષની આશા રાખી નહોતી. તેણે સ્વસ્થતા મેળવી તો ખરી; પણ મનમાં અસ્વસ્થતા રહી!

"પણ જીવીબાઇને તાવ આવતો હોય તો હું ડાકટરને બોલાવું—માવજત કરું."

"અત્યાર સુધી ક્યાં હતાં ?"

"મને આજે જ ખબર પડી કે જીવીબાઈ સીક છે."

"જાઓ, જાઓ, તમે તો ભલી બાઈ છો તમારું કંઇ કામ નથી."

એ જણ વચ્ચે થોડી રકઝક ચાલી; પણ જીવીની માએ શૈલબાળાને ઘરમાં પગ જ મૂકવા દીધો નહીં.

શૈલબાળા વીલે મુખે ઘેર ગઇ.

"તું ક્યાં ગઇ હતી ?" અમરનાથે પુછ્યું.

"પિતાજી, રાતના મને એક વિચાર સુઝયો હતો. તે ઉપરથી મને શંકા આવી. તેનું નિવારણ કરવા સવારની ગઇ હતી."

"નિવારણ થયું ?"

"શંકા દૃઢ થતી જાય છે."

"મને કહીશ ?"

શૈલબાળાએ બધી વાત અથથી તે ઈતિ સુધી સંભળાવી. અમરનાથે ધ્યાન દઈ તે વાત સાંભળી. તેને પણ તે જ પ્રમાણે શંકા ગઇ.

"એની માએ તને ઘરમાં પગ પણ મૂકવા દીધો નહિ ?"

"ના."

"ઠીક છે. તું પ્રયત્ન કરજે અને હું પણ કરીશ. વખતે તારી શંકા ખરી હોય! તપાસ કરવી જોઇએ. ઇશ્વર મદદ કરશે !"

" પિતાજી, મુંબાઈના કંઇ સમાચાર ?"

" વર્તમાનપત્રો વાંચ્યાં નથી ? "

" ના "

" બધું ખલાસ થઇ ગયું."

" કેમ ? "

" કાલે સાંજે—મોડી સાંજે— જ્યુરીનું વર્ડીક્ટ આવી ગયું !"

" શું આવ્યું ? પિતાજી ! "

તેણે એક વર્તમાન પત્ર એની આગળ ધર્યું. તેનાથી બોલાયું નહિ:

" હવે શું થશે ? " શૈલબાળાએ પુછ્યું.

" હજી વીસ દિવસ છે. એકવીસમે દિવસે એ ભયંકર કામ થશે."

" હજી વીસ દિવસ છે ? દરમ્યાન એ જીવી પાસે સત્ય વાત કહેવડાવીશું. જો એ સત્ય વાત કહી દે તો શી વિધિ થવી જોઇએ ? "

" ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ આગળ તેણે ' કન્ફેશન ' આપવું જોઇએ.

" તમે ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટને ઓળખો છો ? "

" હા. સીટી મેજીસ્ટ્રેટને અને કલેક્ટરને—એમ બેને ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટના અધિકાર છે. બન્નેને ઓળખું છું. ફ. ક. સીટી મેજીસ્ટ્રેટ મી. વકીલના છે અને ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ મી. મેક્ફર્સન છે. "

" તમે બન્નેને વાત કરી મૂકશો ? જો અત્યારથી વાત કરી હોય તો જ્યારે બોલાવીએ ત્યારે આવે. "

" હા. મહેરબાન; પણ અત્યારથી કેમ વાત થાય ? હજી તો શંકા છે. "

આટલી વાત થયા પછી બીજી આગળ વાત થઈ નહિ. બન્નેના મુખ ઉપર તાળાં વસાઈ ગયાં.

" દાક્તર સાહેબ, મીલ મજુરોના અવાસમાં સેનીટેશનના પ્રચાર માટે વ્યવસ્થા કરવી જોઇએ. "

" ન્યાયમૂર્તિ અમરનાથે મને કેટલીક વાત કહી છે તેને લીધે ? "

" એમણે આપને શા સંબંધમાં વાત કરી છે ? "

" પેલી જીવીના સંબંધમાં. "

" ફોસલાવીને કામ લેવા જેવું છે. જીવીની મા જરા કડક લાગે છે. તે કોઈને ઘરમાં પેસવા દે, એમ લાગતું નથી. આપણે આ પ્રમાણે કાર્યક્રમ રચીએ હું એ મહોલ્લાઓમાં ફરું. બધાંને સ્વચ્છતા માટે સુચવું. જીવીના લત્તામાં હું નહિ

લાઉં. ત્યાં તમે જજો અને જે કોઈ માંદું હોય તેની તમે સારવાર કરજો. બીજાનું જોઈ, વખતે જીવી પણ તમારી દવા લેવા માંડે. પછી યુક્તિથી કામ લેજો."

"ઠીક છે."

બન્નેએ પોત પોતાનું કામ શરૂ કર્યું. શૈલબાળા સવારના પાંચ વાગ્યાથી તે લત્તામાં જતી. દસેક વાગ્યા સુધી તે સર્વને સ્વચ્છતા સાચવવા સમજાવતી. જીવીના ઘર ઉપર પણ નજર રાખતી. થોડા દિવસમાં તે ભીલ મજુરોમાં બરોબર ભળી ગઇ. તે ઘણી પ્રિય થઇ ગઈ. જો કોઈક વાર તેને મોડું થતું તો બધાંને તે લત્તામાં ચિંતા થતી! સાથે સાથે તે મદ્યપાન નિષધ ઉપર પણ બોલતી. વળી તેમના તરફથી અંદર અંદરના ક્લેશ પતાવી આપવા પણ તેને કહેવામાં આવતું.

ડૉ. દેસાઇ પણ પોતાનું કાર્ય બરોબર કર્યે જતા હતા.

"અરે સાહેબ, તમે દેસાઇ દાક્તરને તમારી છોડીનું શરીર બતાવો ને! વૈદથી કંઇ થવાનું નથી. તે મટાડી આપશે આ મારો છૈયો કેટલા દિવસથી માંદો હતો. વૈદથી કંઇ વળ્યું નહિ અને દાક્તરે મટાડી આપ્યું."

"પેલી ડાકણનો મળતીયો છે. મારે એવું કામ નથી."

"એ બિચારીને ડાકણ કહો છો? કેવી ભલી છોકરી! આપણા લોકને માટે કેટલી મહેનત લે છે! સતુશેઠ એ પ્રમાણે કરતા હતા. આપણામાંથી કેટલા બધાંએ દારૂ છોડી દીધો? એના આવ્યા પછી આપણા ઘરોમાંથી જુઆ અને ચાચડ ગયા!"

"બરોબર છે. મોતીબેન કહે છે તે બરોબર છે. દાક્તરને બતાવો." બીજી પાડોશણે કહ્યું.

"કહે છે કે એ પૈસા લેતા નથી. દવાના પણ પૈસા લેતા નથી." ત્રીજીએ આપ્યો.

આ પ્રમાણે વાત ચાલવા માંડી. સવાર-બપોર-સાંજ તેને તે પ્રમાણે શીખામણ મળવા માંડી. એમ કરતાં કરતાં દસ દિવસ થઇ ગયા.

અગીઆરમે દિવસે જીવીનો મંદવાડ વધ્યો. વૈદે પણ બીજા દાક્તરને બતાવવા સલાહ આપી છેવટે બધાંના આગ્રહને વશ થઇ બીજે દીવસે સવારે ડૉ. દેસાઇને બતાવવા નક્કી થયું.

"દાક્તર સાહેબ! મારી જીવીને મટશે તો ખરું ને? કેવી ગોરી છોકરી? રૂપ રૂપનો તો ભંડાર! અમારા ગરીબના ઘરમાં આવું રતન કયાંથી બચે? દાક્તર સાહેબ! એને બહુ સારી દવા આપજો." જીવીની માએ કહ્યું.

"ફીકર કરશો નહિ. મટી જશે. તમારી છોકરી બચશે. પણ એની પાસે માણસની આવ–જા થવી જોઈએ નહિ, વધારામાં, એની માવજત બરોબર થવી જોઈએ. અડધા અડધા કલાકે દવા આપવાની છે. શેક આપવો પડશે. વખતે પ્લાસ્તર પણ મારવું પડશે માથે કોલન વોટરના પોતાં મુકવાં પડશે. પગે—"

"અરે ! દાક્તર સાહેબ, આ બધું અમે અજાણ શી રીતે કરી શકીએ ?"

"ત્યારે હું નર્સ મોકલી આપું ? તે બધું કરશે. નર્સના આવ્યા પછી તમારાથી એની પાસે નહિ જવાય."

"સાહેબ, અમારી પાસે નરસના પૈસા હોય ?"

"તેની તમે ફીકર કરશો નહિ."

"ત્યારે સાહેબ ઠીક !"

એક નર્સને ખાનગી સુચના આપવામા આવી. છબીને નર્સની સંભાળમા મુકવામાં આવી.

"ડોકટર, તમને શું લાગે છે ?"

"નામદાર, મને લાગે છે કે નર્વસ શૉક છે."

"તેનું કારણ ?"

"ક્યાં તો તે કાર્ય તેણે કર્યું હોય અથવા તેના પ્રત્યેની લાગણીના આવેશને લીધે હોય."

"ભીલમજુરણને એવી લાગણી હોય ?"

"તે લોકમાં હોય ! કેટલાક ડંસીલા પણ હોય છે. જો તેણે, શરૂઆતમા લાલચો આપી હોય અને પાછળથી તે ફરી ગયો હોય તો ડંશ રાખે—અને વખત આવ્યે છેલ્લી હદ સુધી પણ જાય."

"પણ તેના ખુનના સમાચાર સાંભળી એવી માંદી થાય ?"

"સંભવતું નથી."

"ઈશ્વર જે કરે તે ખરૂં !"

અમરનાથ અને ડા. દેસાઈ વચ્ચે આ પ્રમાણે સંવાદ સાંભળી શૈલબાળામા નવચેતન આવ્યું હોય એમ લાગ્યું ! અમરનાથની પરવાનગી લઇ શૈલબાળા તે રાતે મેલમાં મુંબાઇ ગઇ.

કુસુમની અવસ્થા એવી ને એવી જ હતી. જાણે તે ઉંઘમાં પડી હોય એમ દીસતું હતું. કોક વાર જાગતી—પણ જાણે તે ઉંઘમાં બોલતી હોય એવું. મોસંબીના રસમાં બ્રાંડી આપવામાં આવતી. દહાડામાં દસેકવાર મોસંબીનો રસ અને ત્રણ ચાર વાર તેમાં બ્રાંડી અપાતી. સવાર સાંજ થોડું દુધ પણ અપાતું.

મુંબાઇમાં સતુની સ્થિતિ પણ વિચિત્ર હતી. જયુરીના વર્ડીક્ટ પહેલાં તે પોતાને સ્વતંત્ર માનતો. વર્ડીક્ટ પછી તેને બહુ ગેરત આવતી. દુનિઆમાં ભયંકરમાં ભયંકર કૃત્ય હોય તો તે ખૂનનુ કૃત્ય હતું. હવે તેના ઉપર ફક્ત આરોપ નહોતો પણ તે ખુની ઠર્યો હતો.

તેના મગજમાં ઘણા વિચારો આવતા—હવે કુસુમ—અમરનાથ કે શૈલબાળા કોઇ ખબર નહોતું લેતું તેથી તેને બહુ ઓછુ આવતું હતુ. બધાં 'સુખના સાથી' છે એમ શંકા ઉદ્‌ભવી! તે જ ક્ષણે વિચાર આવ્યો કે કુસુમ સુખની સાથી નહોતી. વખતે સુવાન બાળા સુખની સાથી હોય!

"તે કેમ આવતી નથી? તેનામાં પણ હાલની આધુનિક બાળાના જેવો બનાવટી પ્રેમ છે? કોર્ટે ખુની ઠેરવ્યો તેથી તે ભડકી ગઇ? અત્યાર સુધી જે પ્રેમ દાખવતી હતી તે શું? દેખાવ? આનાં કરતાં મૃત્યુ શું ખોટું? કહે છે કે એકવીસમે દિવસે મને લટકાવવામાં આવશે. આજે તેરમો દીવસ થયો. હવે આ ફાની દુનિઆમાં સાત દીવસ રહેવાનું!" સતુ આ પ્રમાણે વિચાર કરતો હતો. તે જ વખતે એની ખોલીનાં બારણાં ખખડયાં.

"કોણ? શૈલ—"

"હા. હું શૈલબાળા." એટલું બોલીને તરત જ તે સતુના શરીરમાં લપાઇ ગઇ. તેણે તેને બાથમાં લીધી. જેલ સુપ્રીન્ટેન્ડેન્ટ ત્યાં આવેલો હતો તેથી બન્ને અચંકાતાં હતાં. શૈલબાળાનું શરીર તેની છાતી સરસુ દબાયું અને બન્નેની આંખમાંથી ઉનાં અશ્રુ ઢળ્યાં.

સતુએ સ્વસ્થતા મેળવી પણ શૈલબાળા મેળવી શકી નહિં. તેનું રૂદન એટલું બધું વધી ગયું કે તે સાંભળી પત્થર પણ કકળી ઉઠે.

"સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ, આપ બહાર જઇ શકો નહિં?"

"નિયમ વિરૂધ્ધ છે."

"અમને બન્નેને ઓળખો છો. અમે તોફાન કરીએ એવાં છીએ?"

"પણ નિયમ વિરૂદ્ધ છે" તેનાથી વધુ બોલાયું નહિં. તે આડું જોઈ ઉભો રહ્યો.

"મારા પ્રાણ! તમને એમ લાગતું હશે કેન" શૈલબાળાથી વધુ બોલાયું નહિ.

"તું શાંત થા. મને મરણનો ભય નથી. હું નિર્દોષ છું તેથી મને સંતોષ છે."

"અમે બધાં અમદાવાદમાં હતાં, તેની ખબર છે?"

શૈલબાળાએ ગમે તેવા કઠણ હૃદયને પીગળાવે એવી રીતે ટુંકાણમાં બધી કહાણી કહી. ફક્ત છબીની વાત કહેવાઇ નહિં તે વાત એનાથી સંભારાઈ પણ નહિં.

" શૈલબાળા બ્હેન, વખત થઈ ગયો. "

" હવે માત્ર પાંચ મીનીટ ? "

" એક ક્ષણ પણ રહેવા દઉં તો મારે ફાંસીને લાકડે લટકવું પડે. હવે નહિ. "

" પણ આટલી વાત કહેવા દે. વહાલા, મારા પ્રાણેશ્વર, તમે નિર્દોષ છો. અમે સાબીત કરી શકીશું. "

" એમ ફાંફાં મારેથી શો ફાયદો ? ન્યાયમંદીરમાં ન્યાય તોળાય છે કે કાયદો તોળાય છે ? ન્યાયમંદીર કે કાયદામંદીર ? ન્યાયમૂર્તી કે કાયદામૂર્તી ? એ બધું કાયદાઈ યંત્ર લાગે છે ! કાયદાને અને ન્યાયને સંબંધ લાગે છે ? જો ઉંદરનો અને બિલાડીનો મેળ ખાય તો કાયદાનો અને ન્યાયનો મેળ સંભવે એમ નહીં ? " સતુએ હાસ્ય કહાડતાં કહ્યું.

" શૈલબાળા બહેન, હવે બહુ સમય થઈ ગયો " સુપ્રીન્ટેન્ડેન્ટે પાછું નમ્રતા પૂર્વક કહ્યું.

" તમે બચશો--ખરો ખુની—" સુપ્રીટેન્ડેન્ટે શૈલબાળાનો હાથ ખેંચ્યો અને તે પ્રમાણે બોલતાં બોલતાં તેને જવું પડયું. વાક્ય અધુરું રહ્યું !

સતુ પાછો એકલો પડયો. શૈલબાળાને મળવાથી વિચારના મણકા વધ્યા.

શૈલબાળાને અમરનાથ તરફથી બીજું કામ સોંપવામાં આવ્યું હતું, પણ સાથે સાથે તેણે ઉપર પ્રમાણે સતુને મળી લીધું.

શૈલબાળાને સોંપેલું કાર્ય અમરનાથને જ કરવું હતું; પણ છબીને લીધે તેઓ અમદાવાદ છોડવા માંગતા નહોતા. તેમ તે બાળા સોંપેલું કાર્ય કરી શકે તેવી પણ હતી.

અમરનાથની સુચના પ્રમાણે તે મુંબાઇ સરકારના 'હોમ' મેમ્બરને મળવા ગઇ. તેને એક પીટીશન આપી. રૂબરૂમાં બે શબ્દો કહ્યા. 'હોમ' મેમ્બરે તે પીટીશન વાંચી અને શૈલબાળા સાથે શાંતિથી વાત કરી. પોતાની સહાનુભુતિ દર્શાવી અને બીજે દિવસે આવવા સુચવ્યું.

બીજે દિવસે તે પાછી મળવા ગઇ. 'હોમ' મેમ્બરે જણાવ્યું કે: ગઇ કાલે કાઉન્સીલની ખાસ બેઠક બોલાવવામાં આવી હતી. તે પીટીશન ઉપર ચર્ચા થઇ. જ્યુરીએ સર્વાનુમતે અભિપ્રાય આપેલો હોવાથી અને ન્યાયમૂર્તિએ 'દયા' માટે વલામણ કરેલી નહિ હોવાથી કંઈ થઇ શકશે નહિ, એમ ઠર્યું છે.

એ પ્રમાણે સાંભળી શૈલબાળાનાં મોતીયાં મરી ગયાં! તેને શીત આવ્યું. 'હોમ' મેમ્બરે તેને બ્રાંડીનો ડોઝ આપ્યો. થોડી વારે તે વિદાય થઈ ગઇ. આ સમાચાર સાંભળી તે અમદાવાદ જઈ શકી નહિ. સતુ સાથે મરવાનો નિશ્ચય કર્યો!

આ બાજુ અમદાવાદમાં ડો. દેસાઇ પોતાનું કાર્ય કરે જતા હતા. ડાકતરને તરત ખબર અપાય તેથી જીવીના ઘરમાં ટેલીફોન મૂકવામાં આવ્યો અને નર્સને સુચવવામાં આવ્યું કે જો વિચિત્ર પ્રસંગ ઉભો થાય તો ડાકતરને-પછી અમરનાથને-પછી સીટી મેજીસ્ટ્રેટ મી. વકીલનાને અને પછી ડી. એ. મી. મેકફર્સનને ખબર આપવી.

કુસુમની સ્થિતિમાં પણ ફેર પડયો નહોતો. તે જ અવસ્થામાં પડી રહી હતી. સતુના સમાચાર એણે સાંભળ્યા નહોતા, તેથી એક રીતે બધાને અસંતોષ થતો નહોતો. નિર્દોષ માણસને ખુની કહેવાથી કેવી ભયંકર અસર થાય છે? ખરો ખુની હોય તો પણ તેવું આળ મુકતાં પહેલાં વિચાર કરવો જોઇએ!

"ડાક્તર સાહેબ, મને મટશે? હું બહુ દુઃખી થાઉં છું." જીવીએ એક દિવસ ડાકતરને પૂછ્યું.

"બહેન, અમે અમારૂં બનતું કરીએ છીએ."

"જો મને મટે એમ ન હોય તો મને કહેજો—મારે તમારી સાથે ખાનગી વાત કરવી છે."

ડાકતરથી બોલાયું નહિ. આજે ઓગણીસમો દિવસ હતો.

"ડાક્તર, એને કહી દો ને હવે મટશે નહિ."

અમરનાથે સાંજના ડો. સાંઇને કહ્યું.

"સ્થિતિ એવી છે-પણ મારી જીભ ઉપડતી નથી."

"એમ હિંમત હાર્યે ચાલશે? વચ્ચે એક દિવસ છે."

"આજે એ બોલી તે ઉપરથી મને શંકા જાય છે કે-" ડો. દેસાઇથી આગળ બોલાયું નહિ.

"શી શંકા જાય છે?" આતુરતાથી અમરનાથે પુછ્યું.

"જીવીએ જ ખુન કરેલું."

"મારી શંકા પણ દૃઢીભૂત થતી જાય છે. ત્યારે એ ભસી કેમ મરતી નથી"

"ફાંસીને લાકડે ચડવું કોને ગમે?"

"પણ એ એક યુવાનને ચડાવશે?"

બીજે દિવસે સવારે પાછો જીવીએ તે પ્રમાણે પ્રશ્ન કર્યો. હિંમત એકઠી કરી ડો. દેસાઈએ કહી દીધું કે મટશે નહિ.

"ત્યારે કેટલા દિવસ જીવાશે ?"

"થોડા કલાક."

"થોડા કલાક ? સાંજ સુધી તો જીવાશે ને ?"

"હા." ડૉ. દેસાઇથી 'હા' ભણાઇ ગઈ.

અમરનાથ પાસે ઉભેલા હતા. તેણે એક ઠોંસો માર્યો. ડૉ. દેસાઇ સમજ્યા.

"જીવીબેન, જે કહેવું હોય તે કહોને. શું કરવા વિલંબ કરો છો ? હૃદયનો ભાર ઓછો થશે. શાંતિથી મરવું એ સારૂં છે."

"ડાક્તર સાહેબ, તમે હમણાં કહ્યું ને કે સાંજ સુધી જીવાશે, ત્યારે હાલ નહિ."

બધાંનાં હૃદય ધડકવા લાગ્યાં. આજે ત્રીસમો દિવસ હતો. પ્રત્યેક પળ ઉપયોગી હતી. સતુને માટે ફાંસીનો માંચડો ઉભો થઇ ગયો હશે એમ બધાંને થયું. પણ શું કરે ?

અમરનાથને ઘેર જવું ગમ્યું નહિ. તે ત્યાંજ બેસી રહ્યા, જમવા પણ ગયા નહિ. એ જ સ્થિતિમાં સાંજ પડી. ડાક્તરે એને ફરી તપાસી.

"ડાક્તર સાહેબ, હવે કેટલા દિવસ જીવાશે ?"

"થોડા કલાક."

"ત્યારે હમણાં નહિં. થોડા કલાક પછી વાત કહીશ. ખાનગી વાત છે. તમને એકલાને કહીશ. થોડા કલાક પછી મને પૂછજો. એમ કરતાં કરતાં રાતના નવ વાગ્યા. બધાએ બહુ સમજાવ પણ તેણે માન્યું નહિં. ધમકી આપવાનો વિચાર કર્યો પણ તેથી વધુ બીક લાગી. તેની દશા પણ બગડવા માંડી. હાથ પગ ઠંડા થવા માંડ્યા. ડાક્તરે સ્ટીમ્યુલંટનો ડોઝ આપ્યો. બારના ટકોરા સંભળાયા અને બધાનાં હૃદય ધડકી ઉઠયાં. ડી. એ. મી. મેકફર્સનને અને મેજી. મી. વકીલનાને તરત જ ટેલીફોન કર્યો. એક સારા નિષ્ણાત વૈદ્યને પણ ટેલીફોન કર્યો.

"જીવી બહેન, હવે વખત આવી લાગ્યો છે. પાંચેક મીનીટની વાર લાગે છે."

"હા. મને એમ લાગે છે કે હવે હું જીવીશ નહિં. મને વિમાન દેખાય છે. જુઓ—"

એટલામાં મોટરનો અવાજ સંભળાયો.

"જરા ઉભાં રહો બહેન, લો આ દવા." એમ કહી ફરીથી સ્ટીમ્યુલંટનો ડોઝ આપ્યો.

મી. મેકફર્સન—મી. વકીલના અને વૈદ્ય આવી પહોંચ્યા.

"હવે હું જીવીશ નહિ, ખરૂં ?

"ના. પાંચ મીનીટ પણ નહિ."

# [ ૨૯ ]

## ન્યાયનો નાથ કોણ ?




“ત્યારે મારે કહેવું જોઈએ. નિર્દોષ, ન્યાયી, અને અમારા લોકના આત્મારૂપ સતુ શેઠે શું કરવા મરવું જોઈએ ? તમે કહો છો કે હું મરવાની છું—પછી બેને મરવાનું કારણ ? જો જીવવાની હોત તો જેમ અત્યાર સુધી ન બોલી તેમ બોલત નહિં. સતુ શેઠને વખતે મરવા પણ દેત. હવે નહિં. એમણે જીવવું જોઇએ.”

“ પણ હવે જલદી કર. બોલવું હોય તે બોલી દે-નાહ તો એક કલાકની અંદર તારા સતુ શેઠ ફાંસીને લાકડે લટકી જશે.”

અમરનાથની ઈચ્છાથી વૈદ્યે માત્રા આપી. તે સારી ચેતનમાં આવી. તે જ સમયે બહાર મોટરનો અવાજ સંભળાયો અને કોર્ટનો ઇન્ટરપ્રીટર તથા પોલીસ સર્જ્યન આવી પહોંચ્યા.

“ જુઓ, સાંભળો.” જીવીએ કહ્યું.

“ ભાનમાં રહો; તમે જે કાંઇ બોલશો તે તમારી વિરૂદ્ધ પુરાવામાં વાપરવામાં આવશે. જો કોઇ ફોજદારી ગુનો થાય એવું બોલતાં હો તો તમે તેમ કરવાને બંધાએલાં નથી. કોઇ પણ માણસ ફોજદારી ગુનો કબુલ કરવા બંધાએલું નથી અને અમે તમને તેમ કરવા કહેતા નથી, એટલું જ નહિં પણ તેમ કરવા ના કહીએ છીએ.” મેજી૦ મી૦ વકીલનાએ જીવીને કહ્યું. ઇન્ટરપ્રીટરે પોલીસ સર્જ્યનને અને મી૦ મેકફર્સનને તે સમજાવ્યું. મી૦ મેકફર્સને તે પ્રમાણે નોંધ લીધી.

“મને બધી ખબર છે. તમારે સમજાવવાની જરૂર નથી. હું મારા મનથી બોલું છું. હવે વખત ગુમાવશો નહિ.” જીવી બોલી. તેણે આગળ ચલાવતાં કહ્યું, “ લાલચંદને હું સારી રીતે ઓળખું છું. હવે તો તે મરી ગયો—સારૂં થયું- દુનિઆમાંથી એક પાપી ઓછો થયો. સતુશેઠની છરીથી મેં એને મારી નાંખ્યો છે. તેનું કારણ હું તમને વિગતવાર જણાવીશ. ધ્યાનમાં રહ્યું ? તમે લખી લીધું ? સતુશેઠની છરીથી લાલચંદને તે રાતે--તે રાતના પાછલા પહોરે--તેના જ બંગલાની નજીકમાં મેં મારા સગા હાથથી મારી નાંખ્યો છે. પાછળના ભાગમાં એવી જોરથી છરો ખોસી

હતી કે તે એક શબ્દ પણ બોલ્યા વગર ધબ દઇને નીચે પડયો અને તરત જ મરી ગયો. મેં પોતે અને મેં મારા સગા હાથથી તે પવિત્ર કામ કર્યું છે-" આટલું બોલતાં તે થાકી ગઇ મ્હોં ઉપર જરા ફીણ આવ્યાં. અમરનાથે વૈદ્યને આંખના અણસારાથી સમજાવ્યું અને તરત જ વૈદ્યે એક માત્રા ચટાડી. પોલીસ સર્જ્યને અને ડા. દેસાઇએ તેને તપાસી અને સર્ટીફીકેટ લખી આપ્યું કે જીવી બોલતી હતી તે વખતે તે પૂર્ણ શુદ્ધિમાં હતી. અમરનાથે મી૦ વકીલનાને અને મી૦ મેકફર્સનને સુચવ્યું અને તેથી તેઓએ લખી લીધેલું સ્ટેટમેન્ટ જીવીને વાંચી સંભળાવ્યું. જીવીએ સાંભળ્યું અને પોતાના મનથીજ સહી કરવા તે કાગળો માંગ્યા. મી વકીલનાએ ગુજરાતીમાં લખ્યું હતું અને જેમાં ઇન્ટરપ્રીટર તરજુમો કરે જતો હતો, તેમ મી.મેકફર્સને અંગ્રેજીમાં લખી લીધું હતું. બન્ને જણે લખેલા લખાણ ઉપર સહી કરી. વળી, વધારામાં ઉમેર્યું કે પોતે રાજીખુશીથી લખાવ્યું છે અને તે સત્ય છે. પોલીસ સર્જ્યને અને ડા. દેસાઇએ એને ફરીથી સર્ટીફીકેટ લખી આપ્યાં. ઇન્ટરપ્રીટરે અને વૈદે પણ પોતપોતાના શેરા કર્યા.

"કેમ ખૂન કરવું પડ્યું ?" વકીલનાએ પૂછ્યું.

"હા, તે કહું. લાલચંદ ખરાબ ચાલનો હતો. તે દારૂડીઓ હતો. મારા જેવી રૂપાળી છોકરીઓની પુઠે પડતો—અને તેમને ખરાબ કરતો. હું પૈસાની લોભી નથી. મને મારૂં શીળ બહુ વહાલું છે. હું મારી માની સાથે એની મીલમાં નોકરીએ રહી હતી. ત્યાં એક દિવસ મને એણે જોઇ. એ મોહાંધ થયો. એક દિવસ એકાંતમાં બહાનું કહાડી મને તેણે બોલાવી. તે મને સમજાવવા મંડયો. મેં ના કહી. ચોકખા શબ્દોમાં મેં એને કહ્યું કે તે વાત ફકત મારા ધણી સાથે જ થશે. મારે પેરણવું છે—મારે ઘર માંડવું છે-મારે પરણેતર થઈને રહેવું છે-આડો સંબંધ બનશે નહિં. થોડા દિવસ પછી પાછી મને બોલાવી. તેણે કહ્યું, 'થોડા દિવસ મને તારી સાથે સમાગમમાં આવવા દે. જો ફાવશે એમ લાગશે, તો હું પરણીશ.' મેં વાતને ટેકો આપ્યો. તેણે મને બંગલા ઉપર કામમાં રોકી. આઠેક દિવસ પછી મને કહે, 'તારી સાથે ફાવશે. હું લગન કરીશ. મજુરણ સાથે આમ લગ્ન કરાય નહિં તેથી તારી માને પૈસા આપીશ. એક સારૂં ઘર લઇ આપીશ. સારાં સારાં કપડાં અપાવીશ. શેરનો સટ્ટો કરાવીશ. એમ કરવાથી તમે પૈસાવાળા કહેવાશો, તેથી લગ્ન કરી શકીશ.' એના શબ્દોથી હું ભોળવાઇ ગઇ. મેં નાતજાત માટે પુછ્યું. એણે એ વાંધાને હસી કહાડયો. ત્યારથી મને એણે બંગલા ઉપર રાખી. રાતે મને સારાં સારાં-કમઠા-કપડાં પહેરાવતો, વાંકી સેંથી પાડી માથું હોળાવતો-અત્તર-સેંટ છાંટતો અને મજા કરાવતો. એમ કરતાં બહુ દિવસ થઇ ગયા. મને અટચણ આવતી બંધ થઇ. મે એને લગ્ન માટે સંભાર્યું. એમ પણ કહ્યું કે વાત બહાર પડી જાય એવા સજોગો ઉભા થાય છે. તે ખખડાટ હસ્યો.

મને મૂર્ખી ગણી કહાડી. મેં એને શાળનો લુંટારો જોયો. ફરીફરી સમજાવ્યો. એણે માન્યું નહિં. પછી મે વિચાર કરી જોયો. સતુ શેઠને ફરીઆદ કરવા વિચાર કર્યો. ભલા માણસ ! હું એમની ઓફીસમાં ગઈ. તે વખતે સતુશેઠ બહાર ગયા હતા. એકાદ ક્ષણ ઉભી હોઇશ, એટલામાં મારી નજર પેલી છરી ઉપર પડી. તાત્કાળીક મને વિચાર સૂઝયો. એ છરી મેં મારા બદનમાં સંતાડી દીધી અને હું છાનીમાની બહાર ચાલી ગઇ. છેટેથી સતુ શેઠને મેં આવતા જોયા અને હું દોડી ગઇ. તે છરી સંતાડીને હું લાલચંદને બંગલે ગઇ. રોજના નિયમ પ્રમાણે સારાં સારાં કપડાં પહેરીને ત્યાં સુવાને રહી. તે દિવસે લાલચંદને મેં બહુ ચડાવ્યો. એને બહુ ખુશ કર્યો. પરોઢના ત્રણેક વાગ્યા હશે, ત્યારે મેં બહાર કમ્પાઉન્ડમાં ફરવા જવા સુચવ્યું. ગરમી લાગતી હતી તેથી તેણે હા કહી. અમે બહાર કમ્પાઉન્ડમાં ફરતાં, હતાં તેટલામાં વરસાદનાં જરા ફોરાં પડયા. લાલચંદે ઘરમાં જવા સુચવ્યું. મેં ના કહી. ત્યાં પાસે જ અમે છાંપરી નીચે બેઠાં. ફોરાં બંધ થઈ ગયાં. જરા આમ તેમ ફરવા સુચવ્યું. કમ્પાઉન્ડથી થોડે આઘે લઈ ગઇ. પાછું લગ્ન માટે મેં સુચવ્યું. તેણે તે વાતને હસી કહાડી. મારી આંખમાં ઝેર વ્યાપ્યું. સંતાડેલી છરી કહાડી. તે હસ્યો. મશ્કરી માની તે ઘર તરફ વળવા માંડયો. એ જરા વળ્યો કે તરત જ પેલી તીણી છરી ખોસી દીધી. તે ઢગલો થઇને ભોંય ઉપર પડયો. છરી ખોસ્યા પછી મેં હીમત ગુમાવી દીધી ત્યાંથી હું દોડી. છેક ઘેર આવીને ઉભી. તે દિવસના કપડાં અહીં જ છે. ત્યાંથી આવ્યા પછી તરત જ હું થાકી ગઇ અને પથારીમાં પડી. પછી ઉઠાયું જ નથી. મટવાની આશા હતી. મારી માંને પણ કહ્યું નહોતું. તેને શંકા ગઈ હશે એમ લાગ્યું. પણ હું બોલી નહિ. પછી—" તેનાથી આગળ બોલાયું નહિ. ડૉ. દેસાઇએ તેને સ્ટીમ્યુલંટનો ડોઝ આપ્યો. મી૦ વકીલનાએ તે લખાણનો કાગળ ધર્યો. તેણે તરત જ સહી કરી આપી. મી૦ મેકફર્સનના લખાણ ઉપર પણ એણે સહી કરી. આગળ બોલવા તેણે પ્રયત્ન કર્યો પણ તેનાથી બોલાયું નહિં. તરત જ તેને શીત આવ્યાં. બગાસાં આવ્યાં.. એક વાધણી આવી અને શ્વાસ બંધ થઇ ગયો !

ચંત્રવત બધાએ પોતપોતાની ઘડીઆળ જોઇ. બે વાગવા આવ્યા હતા.

"હવે શું કરવું ?" ડૉ. દેસાઈએ પૂછયું.

"આ સ્ટેટમેંટ તારથી મુંબાઈ મોકલીએ." મી૦ મેકફર્સને સુચવ્યું.

"તે શિવાય બીજો ઇલાજ નથી. કાલે સાડા સાતે ફાંસી છે." અમરનાથે કહ્યું.

થોડી મસલત પછી એમ ઠર્યું કે ડી. મે. મેકફર્સને તથા પોલીસ સર્જનને મુંબાઈ તાર કરવા. 'હોમ' મેમ્બર ઉપર-પોલીસ કમીશ્નર ઉપર-ચીફ જસ્ટીસ ઉપર અને ન્યાય આપનાર ન્યાયમૂર્તિ ઉપર--એમ ચાર તાર કરવા ઠર્યું.

" તાર એક જ કરવો અને તેની ચાર નકલો તે પ્રત્યેકને મોકલવા તાર ઓફીસને જ કહેવું. પ્રત્યેક નકલના થોડા પૈસા લે છે તે ચાર્જ લઈને તે બધાને એક જ સાથે મળશે. " મી વકીલનાથે સુચવ્યું.

" પૈસાનો સવાલ નથી. તમને ઠીક લાગે તેમ કરો. " અમરનાથે કહ્યું.

" ન્યા. મૂ. અમરનાથ, આપ ગવર્નરને પણ તાર કરો તો?" મી. મેક્ફર્સને પુછ્યું.

" આ બાબતમાં મારે તાર કરવો યોગ્ય નથી. "

" ત્યારે પાંચ તાર કરવાનું રાખો. મારા નામથી પાંચ તાર જાય. " મેક્ફર્સને કહ્યું.

" ઠીક છે. પણ, હવે વિલંબ ન કરો. "

આખું સ્ટેટમેંટ તારમાં લખી દીધું. ડાકટરોનાં સરટીફીકેટ પણ તારમાં લખ્યાં.

ટોળું તાર ઓફીસે ગયું. જવાબ મોકલવા તારથી સુચવ્યું હતું. બધા ત્યાં જ બેસી રહ્યા.

સાડા પાંચ થયા પણ તાર પહોંચ્યાનો જવાબ આવ્યો નહિ. તારની વિગત પોસ્ટ માસ્તરને પહોંચી હતી તેથી તે નીચે આવ્યા.

" સાહેબ, આપ ટેલીફોન કરો તો ? " પોસ્ટ માસ્તરે સુચવ્યું.

" બરોબર છે. ' બધાના શરીરમાં જીવ આવ્યો હોય તેમ લાગ્યું.

" પહેલો તો કોને કરવો ? "

" ગવર્નરને " અમરનાથે કહ્યું.

મુંબાઇ ગવર્નરનો નંબર મંગાયો.

" ગવર્નર સાહેબ અત્યારે જાગતા હોય ? અત્યારે ટેલીફોન કરનાર કોણ મૂર્ખ છે ? " તેના એ ડી સી. એ જવાબ આપ્યો.

" અમદાવાદથી ટેલીફોન છે. "

" અત્યારે ટેલીફોન નહિ " તુંડમીજાજી એ. ડી. સી. એ ટેલીફોન મુકી દીધો.

" છ તો વગી ગયા ! હવે શું કરીશું ? "

" હોમ-મેમ્બરને ટેલીફોન કરીએ. "

" જો ત્યાંથી પણ આવો તુંડ મિજાજી જવાબ મળે તો ? "

" પોલીસ કમીશનરને કરીએ. તેને ત્યાં તો મધ્ય રાત્રીએ પણ ટેલીફોન આવે. તેથી ત્યાંથી એવો જવાબ નહિ મળે. " પોલીસ સર્જને સુચવ્યું.

તે સલાહ બધાને યોગ્ય લાગી.

" પોલીસ કમીશનર ? "

"અમદાવાદથી ડી. મે. મેકફર્સન વાત કરે છે. સાંભળો." પોસ્ટમાસ્તરે ટેલીફોન જોડીને કહ્યુ.

"હલ્લો, મી પોલીસ કમીશનર! હું અમદાવાદનો ડી. મે. મેકફર્સન."

"હા શુ કહો છો? હમણાં જ તમારો તાર મળ્યો. તે સંબંધમાં વાત કરવા માંગો છો?"

"હા."

"સારું થયુ--તમે ટેલીફોન કર્યો. હું તો મશ્કરી માનતો હતો. તમારો અવાજ ઓળખાય છે તેથી હવે ખરી વાત માનું છું. સાત તો વાગ્યા. બનતી ઉતાવળે બધી તજવીજ કરૂં છું. ફીકર કરશો નહિં. નામદાર ત્યાં છે?"

"હા."

"એમને ટેલીફોન ઉપર બોલાવો."

અમરનાથ ટેલીફોન ઉપર ગયા.

"હલ્લો. ના. અમરનાથ, અભિનંદન. હું બધું કરીશ. ફીકર કરશો નહિ."

"આપનો ઉપકાર."

ટેલીફોન બંધ થયો.

મુંબાઈમાં બધાને તાર મળી ગયા હતા. બધાને નવાઇ લાગતી હતી. તેટલામાં પોલીસ કમીશનરે તે બધાને ટેલીફોન કર્યા.

આ બાજુ ઉમરખાડી જેલમાં બધી તૈયારી થઈ ગઈ હતી. માંચડો ઉભો થઈ ગયો હતો. સતુને ત્યાં લઈ જવામાં આવ્યો હતો. તે સમયે પણ સતુએ પોતાની દૃઢ ચાલ છોડી નહોતી. તેની ગૌરવભરી ચાલ નિહાળીને બધાંને નવાઇ લાગી. તેના હાથ--પગ અને આંખમાં સ્થિરતા હતી--ગભરાટ નહોતો.

જેલ સુપ્રીન્ટેન્ડેન્ટ--જેલ ડાકતર વિગેરે અધિકારીઓ હાજર થઈ ગયા હતા. "કંઈ કહેવું છે?" એમ પૂછવામાં આવ્યુ. ઘણી જ સ્વસ્થતાથી નકારમાં જવાબ આવ્યો.

સાડા સાતમાં પાંચ કમ રહી. સતુને માંચડા ઉપર ચડાવવામાં આવ્યો. ટોપી પહેરાવાની વિધિ થઇ. દોરડાનો ફાંસો દેખાયો-- તે ફાંસો સતુના ગળામાં નાખવામાં આવ્યો.

આ બાજુ પોલીસ કમીશનર--હોમ મેમ્બર અને પેલા ન્યાયમૂર્તિ ગવર્નરને બંગલે પહોંચી ગયા હતા. ત્યાં સવા સાત થયા. તેઓ ગવર્નરની સાથે મોટરમાં ઉપડયા. અમરનાથને ઘેર ગયા. શૈલબાળા ઠંડો થઇને બેઠેલી હતી. ગવર્નરને જોઇને

પણ તે હાલી નહિ. ગવર્નરે તેને ટુંકાણમાં હકીકત કહી. તે તરત સમજી ગઈ. તેને મોટરમાં લીધી અને મોટર ઉમરખાડી જેલ તરફ ઉપડી.

સાડા સાતનો ટકોરો થયો અને દાક્તરે સંજ્ઞા આપી. સતુને લટકાવવા ઉભા રહેવાનું સ્થાન ખેંચી લેવામાં આવ્યું. દોરડાનો ફાંસો વિચિત્ર બંધાયો. હશે, કંઈક ઇશ્વરી પ્રેરણાથી તે ફાંસો ખસ્યો નહિં અને સતુ નીચે પડી ગયો. ફાંસો એવો ને એવો જ રહ્યો. સતુ તરત જ ઉભો થઈ ગયો. તેને થોડું વાગ્યું હતું.

જેલ સુપ્રીટેન્ડેન્ટ ફાંસી આપનારને લડવા મંડયો. તે જ ક્ષણે મોટરના હોર્નનો અવાજ સંભળાયો. ઉપરાઉપરી હોર્ન વાગતું હતું. બધાની નજર તે તરફ ગઈ. શૉફરની છાતી ઉપર રાતો પોષાક દેખાયો. બધા ભડકયા ! થોડી જ વારે મોટર ઉપર નંબરને બદલે શાહી શીક્કો દેખાયો ! વધુ ભડકયા ! બધા તે તરફ તાકીને ઉભાં રહ્યા. હજી પણ સતુમાં સ્વસ્થતા હતી.

મોટર ઉભી અને તેમાંથી ગવર્નર-વિગેરે મંડળી ઉતરી. બધાનાં હાથ પગ ધ્રુજવા માંડયા પણ સતુ સ્વસ્થતાથી ઉભો હતો. તેની એવી સ્વસ્થતા નિહાળી બધાને ઘણો જ અચંબો થયો.

શૈલબાળા સતુને બાઝી પડી. સતુએ તેને હૃદયસરસી દાબી.

" શૈલબાળા, આ સમયે તારે આવવાનુ કારણ ? "

" તમને છોડાવવા—તમે નિર્દોષ છો. "

" હા, હું નિર્દોષ છું. તેની મને ખબર છે જ. "

" ના—ના. હવે તો બધા જાણે છે. તમને ફાંસી નહિ. "

ગવર્નરે સતુ સાથે હસ્તધૂનન કર્યું. ન્યાયમૂર્તિ આગળ આવ્યા. તેમણે પણ હસ્તધૂનન કરી અભિનંદન આપ્યું.

" આપ ન્યાયમૂર્તિ કે કાયદામૂર્તિ ? ન્યાયનો નાથ કોણ, તે કહેશો ? " સતુએ કટાક્ષમાં પુછ્યું.



# [ ૩૦ ]

## સ્વાગત



નામદાર ગવર્નર સતુને તથા શૈલબાળાને ઉમરખાડી જેલમાં લઈને નીકળ્યા, અને પ્રથમ ગવર્નમેન્ટ હાઉસમાં ગયા. ત્યાંથી અમદાવાદ પોસ્ટ માસ્તરના ઉપર તથા ઉ વિભાગના કમીશનર ઉપર પોતે ટેલીફોન કર્યા. અમરના ટેલીફોન ઉપર બોલાવી શૈલબાળા પાસે તથા સતુ પાસે વાત કરાવી નામદાર ગવર્નરનાં બાનુએ એમને અ નંદન આપ્યાં અને હારતોરા પહેરાવી વિદાય કર્યાં.

સતુ અને શૈલબાળા અમરનાથને બંગલે ગયાં.

"અત્યારે આપણે બધાં વિચિત્ર સંજોગોમાં મૂકાયાં નથી? અમદાવાદમાં તમારા બંગલામાં પિતાજી અને કુસુમબા અને અહીં પિતાજીના બંગલામાં તમે અને હું!" શૈલબાળાએ સતુને કહ્યું. કયા સંબોધનથી સતુને બોલાવવો તે સમજ નહિં પડવાથી તે કોઇ પણ સંબોધન વાપર્યા શિવાય સતુને બોલાવતી હતી.

"એવું થયું છે ખરું!" સતુએ કહ્યું.

તેજ વખતે નામદાર ગવર્નરનાં બાનુ અને એક એ. ડી. સી. ત્યાં આવ્યાં.

"માસ્ટર અમરનાથ, તમારે જો અત્યારે તમારા પિતાજીને તથા માતુશ્રીને મળવા જવું હોય તો સ્પેશીઅલ ટ્રેનની વ્યવસ્થા કરાવી આપુ?"

"આપ નામદારનો અંતઃકરણપૂર્વક આભાર માનીશ." સતુએ કહ્યું.

સતુએ તથા શૈલબાળાએ તેમને બંગલામાં આવવા ઘણો આગ્રહ કર્યો; પણ એ પ્રત્યુત્તર સાંભળી તરત તે ત્યાંથી જતાં રહ્યાં.

"જ્યારે અત્યારેજ અમદાવાદ જવાની વાત થાય છે, ત્યારે મારે તમને જણાવવું જોઇએ કે કુસુમબા સીક છે." શૈલબાળાએ કહ્યું. ધીમે ધીમે અને યુક્તિથી તેણે બધી વાત કહી.

"હું ત્યાં જઇશ એટલે મટી જશે." સતુએ કહ્યું.

સતુએ હજી મંભીરાઇ ત્યજી નહોતી. અત્યાર સુધીના બધા અવનવા બનાવોથી તે વિચારમગ્ન રહેતો ખાસ કરીને તેનું ધ્યાન વિધવા-વિવાહ, હિંદુ-આંગ્લ લગ્ન શુદ્ધિ, આધુનિક સુધારાના વિચારો અને કાયદાની કોર્ટના પ્રશ્નો તરફ આકર્ષાયેલું રહેતું હતું. તેજ પ્રમાણે હિંદે ગુમાવેલાં મનુષ્યત્વ અને સ્વાતંત્ર્ય માટે પણ વિચાર આવતા હતા. તે ધ્યાનસ્થ રહેતો હતો, તેમ છતાં પણ તે કોઇ નિર્ણય ઉપર આવી ચક્યો નહોતો. પોતાના જ અનુભવથી નિર્ણય ઉપર આવવું તે એને, વાસ્તવિક લાગતું નહોતું.

થોડી વારે નાં. ગવર્નરનાં બાનુએ આવીને કહ્યું કે સાડાસે કોલાબાથી સ્પેશીઅલ ઉપડશે; સાડા પાંચે અમદાવાદ પહોંચશે. એટલું કહી તે ચાલી ગયાં.

બન્ને સ્નાનવિધિમાં રોકાયાં. તરત જ તેમણે થોડું ઘણું જમી લીધું. સ્પેશીઅલ ટ્રેનનો વખત થવા આવ્યો હતો.

છવીની કસુરાતના અને સતુના છુટકારાના સમાચાર બધે પ્રસર્યા હતા. મુંબાઇમાં રોજીંદા વર્તમાનપત્રોએ ખાસ વધારા કહાડી તે સમાચાર મુંબાઈ શહેરમાં ફેલાવ્યા હતા. તારથી એ સમાચાર આખા હિંદમાં અને પરદેશમાં પણ ગયા હતા. વળી ધારાસભામાં સતુએ નામના મેળવેલી હોવાથી તે સમાચાર વિલાયત સુધી પહોંચી ગયા હતા સ્ટેશન પર જતાં પહેલાં તો કેટલાએ તારથી અભિનંદનના સંદેશા આવવા માંડયા !

“ શૈલબાળા, તમાસો જોયો ? જ્યાં સુધી પેલી છવીએ ગુન્હો કબુલ નહોતો કર્યો ત્યાં સુધી આ બધાં મારી સાથે બોલવામાં પણ પાપ સમજતાં હતાં ! અને અત્યારે ?, જાણે એ લોકને મારે માટે એટલી બધી લાગણી છે કે પ્રાણ આપે ! ”

“ દુનિઆ છે, ગમે તેમ તો પણ તે લોક પામર જીવો છે. આપણા જેવાએ દરકાર ચિત્ત નાખવું ” શૈલબાળાએ સલાહ આપતાં કહ્યું.

કોલાબા સ્ટેશનેથી સ્પેશીઅલને ઉપડવાનો વખત થવા આવ્યો. સતુ અને શૈલબાળા ટ્રેનમાં ગોઠવાઇ ગયા. ટ્રેન ઉપર ન્યાયમૂર્તિ--જ્યુરીનાં સભ્યો--જેલના અધિકારીઓ--ધારાસભાના સભ્યો--પોલીસ કમીશનર--મ્યુનીસીપલ કોરપોરેશનના પ્રમુખ વિગેરે ઘણી મદદમાં હાજર હતા. એડવોકેટ--જનરલ પણ આવી પહોંચ્યા હતા. ટ્રેનને ઉપડવાને થોડો સમય હતો અને નામદાર ગવર્નરનાં બાનુ આવી પહોંચ્યાં. બધાંએ ફરીથી અભિનંદન આપ્યું--હસ્તધૂનનની વિધિ થઈ અને ટ્રેન ઉપડી.

અમદાવાદમાં સૌ વરની બધાને ખબર પડવા માંડી હતી. જેમ જેમ શાહપુર રંગળમાં વાત ફેલાતી ગઈ તેમ તેમ ' સતુશેઠની જય ', બોલાવી તે લોક દલ માંગતા

માંડ્યા. મીલ માલીકોએ પણ સ્થિતિ વિચારી લીધી અને સતુના છુટકારાના માનમાં મીલો બંધ કરી.

સ્પેશીઅલ ટ્રેન સાંજે સાડાપાંચે અમદાવાદ આવી પહોંચશે તે સમાચાર, પણ બધાને મળી ગયા. સતુના સ્વાગત માટે બધી વ્યવસ્થા થવા માંડી. મોટું સરઘસ કાઢવાનો એમનો વિચાર જણાયો. પ્રથમ તો તેઓએ સરઘસના આકારમાં સતુને ઘેર લઈ જવાનો વિચાર કર્યો, પણ કુસુમની માંદગીને લીધે તેઓએ તે વિચાર માંડી વાળ્યો. ત્રણ વાગ્યાથી સ્ટેશન ઉપર ધ્વજા પતાકા સાથે કામદારોનાં જુથ જામવાં માંડયાં.

કુસુમની તબીયતમાં પણ આજે ફેર લાગતો હતો. ધીમે ધીમે ચેતન આવતું હોય એમ લાગ્યું. ડૉ. દેસાઇને સંતોષ થયો.

પાંચવાગે સ્ટેશન ઉપર હજારો માણસની મેદની દેખાતી હતી. શહેરના બધા પ્રતિષ્ઠિત ગૃહસ્થો સ્ટેશન ઉપર હતા. ઉત્તર વિભાગના કમીશનર પણ આવી પહોંચ્યા હતા. આ દૃષ્ય નિહાળી અમરનાથનું હૈયું એક હાથ ઉછળી આવ્યું-છાતી ફુલી આવી! આવો નામાંકિત પુત્ર છે, એ વિચારે કયા માતપિતાને હર્ષ ન થાય? અમરનાથ અને સતુ બન્ને ગુજરાતના પ્રતિનિધિઓ! બહારગામથી પણ ઘણુ લોક સતુના સત્કાર માટે અમદાવાદ આવ્યું હતું અને તે બધાં સ્ટેશન ઉપર હાજર હતાં.

વાંદરાની ખાડી છોડયા પછી, સતુના પ્રતિનિધિત્વની હદ શરૂ થતી હતી. સાધારણ રીતે મેલની ઝડપથી સ્પેશીઅલ જાય તો પણ દસ કલાક થવા જોઈએ તેને બદલે સાડાસાત કલાકમાં તે ટ્રેનને અમદાવાદ પહોંચાડવાની હતી! તે કારણને લીધે મેલના કરતાં વધુ ઝડપથી દોડાવવા પરવાનગી આપવામાં આવી હતી અને ઘણાં જ થોડાં સ્ટેશને ઉભી રહેવાની હતી. સ્પેશીઅલના સમાચાર ચારે બાજુએ ફેલાએલા હોવાથી, વલસાડ--સુરત--ભરૂચ--વડોદરા--આણંદ અને નડીઆદ સ્ટેશને તેના સ્વાગત માટે તૈયારીઓ થઇ ગઈ હતી! ગુજરાતે તો સતુને પોતાના આત્મારૂપ માન્યો હતો. બધાની શુભાશિષો સ્વીકારતો તે અમદાવાદ આવી પહોંચ્યો.

અમદાવાદ સ્ટેશને શાહી સન્માન મળ્યુ! માથે તાજ નહોતો તેટલો જ વાંધો હતો, પરંતુ તાજ વિનાના રાજા થવું એ સહેલ નથી. અમરનાથના હૃદયમાં લાગણી ઉભરાઈ આવી-થોડાં હર્ષાશ્રુ પણ આવ્યાં. શૈલબાળા તરફ કોઇનું નજર જ નહોતું ગયું. કોણ જાણે શા કારણથી પણ શૈલબાળા બધાની સાથે પહેલાની માફક છુટથી હળીમળી શકી નહિ. અભિનંદનની વિધિ થઇ રહ્યા પછી 'સતુભાઈની જય' ના પોકારો વચ્ચે બધાં બહાર નીકળ્યાં. શૈલબાળા એક ટેકસીમાં બેસી વહેલી ઘેર પહોંચી ગઈ! તેનાથી ત્યાં રહેવાયું નહિ

સ્ટેશનેથી સરઘસ ગોઠવાયું. વચ્ચે વચ્ચે ગગનભેદી નાદથી સતુની જયઘોષણા થતી હતી!

એ જ સમયે કુસુમ જરા જાગૃતાવસ્થામાં આવી. શૈલબાળાને ઘાંટો પાડયો. કોઇ વિચિત્ર પ્રેરણાથી તે પ્રથમથી જ ત્યાં આવેલી હતી. કુસુમે ત્યાં એક વિચિત્ર વ્યક્તિને જોઈ. તેને નવાઇ લાગી.

"તમે કોણ છો?"

"હું નર્સ છું"

"મને સારી ઉંઘ આવી હતી, ખરૂં? મારી શૈલબાળા કયાં છે?"

તે જ સમયે કુસુમનો અવાજ સાંભળી શૈલબાળા ત્યાં આવી પહોંચી.

"શૈલબાળા, તમે કયાં હતાં? મારો સતુ કયાં?"

"આવે છે."

"મને ખાત્રી જ હતી કે તે બધાંને હંફાવશે. છેવટે તે જીત્યો! બધા બારીસ્ટર રોકવાની સલાહ આપતા હતા! તેની આગળ એ લોક તો પાણી ભરે! મારો સતુ હવે હમણાં આવશે. આ સતુભાઈની જય સંભળાય છે. દા—સ ઘસ કહાડયું હશે. એ આવે ત્યારે મારે એને આવકાર આપવો જોઈએ—"

"ના–ના–કુસુમબા, આપ ઉઠશો નહિ. આપને આરામ લેવાનો છે."

"અરે, મેં ઘણો આરામ લીધો કાલે રાતે મને સરસ ઉંઘ આવી હતી. આજે હવે ઠીક છે. પરમ દિવસે મુંબાઈથી નીકળ્યા પછી મને થાક લાગ્યો હતો. સારી ઉંઘ આવી તેથી હવે સારૂં છે. મારાથી ઉઠાશે.'

"ના–ના–કુસુમબા—ડાકતર સાહેબ અમને લડશે"

"કાલે રાતે મને ઉંઘ આવી તેમાં ડાકતર સાહેબ તમને શું કરવા લડે?"

નર્સ આગળ બોલવા જતી હતી; પણ શૈલબાળાએ તેને એમ કરતાં અટકાવી. શૈલબાળાએ તેને ટેકો આપ્યો અને કુસુમ ઉઠી.

"જુઓ, મારા સતુએ મારે માટે એક બનારસી સાડી લીધી છે. એને તે બહુ ગમે છે. રૂ. ૩૦૦) આપી આવ્યા હતા. તે પહેરીશ અને તેમાંનું જ બદન છે. હીરાના બંગીઆ અને બંગડીઆ પણ પહેરીશ. હીરાનો કંઠો પણ પહેરીશ. મારો સતુ બધાંને હંફાવીને આવે ત્યારે મારે બરોબર કપડાં પહેરવાં જોઈએ." કુસુમ આ પ્રમાણે બોલતી હતી. નર્સને નવાઇ લાગતી હતી. લગભગ બાવીસ દીવસથી તે બેભાન હતી—અત્યારે તે સાજી લાગતી હતી—આંખમાં તેજ ચમકતું હતું.

"લાવી આપું?" શૈલબાળાએ પૂછ્યું.

"ના, શૈલબાળા, તે બધું તું પહેર. એમાંની બીજી જોડ છે તે હું પહેરીશ. તે વસ્તુઓ મેં એક પણ વાર પહેરી નથી." કુસુમે વિચાર બદલતાં કહ્યું.

"તમારું પહેરેલું હોય તો મને વાંધો નથી."

"એક જોડ મેં પહેરી છે અને બીજી જોડ તારે માટે જ રહેવા દીધી છે. મારા આગ્રહથી એણે બે જોડ લીધી હતી. વહુ માટે એને રોજ હું કહેતી, તેથી એણે બે જોડ લીધી છે. આપણે બે સરખું પહેરીએ."

"કુસુમબા, તમને લાવી આપું?"

"આ કબાટમાં છે. લો, આ કુંચીઓ. કહાડો હવે. એ કુંચીઓ તમારી પાસે જ રાખજો."

"કુસુમબા, આમાં ફક્ત કપડાં જ છે. તમે કહો છો તે ઘરેણાં અંદર નથી." શૈલબાળાએ કપડાં કહાડતાં કહ્યું.

"સતુના ઓરડામાં ત્રીજોરી છે તેમાં તે છે" એ પ્રમાણે બોલી તે શૈલબાળાને લઈને સતુના ઓરડામાં ગઇ. શૈલબાળા પાસે ત્રીજોરી ઉઘડાવી અને તેની પાસે બધાં ઘરેણાં કઢાવ્યાં. બન્ને જણે પહેરવા માંડયું.

આ દ્રશ્ય જોઈ નર્સને બહુ નવાઈ લાગી જે દરદી અત્યાર સુધી કોઈના સામું જોઇ શકતું નહોતું તે દરદી અત્યારે આમ હરીફરી, આવું કામ કરી શકે તે સ્વપ્નવત્ લાગ્યું.

શૈલબાળાની સુચનાથી કુસુમે મુખ ધોયું. શૈલબાળાએ તેનો ચોટલો વાળ્યો અને પછી ચાંલ્લો કર્યો.

"શૈલબાળા, તમારે મને ચાંલ્લો કરવો જોઇએ કે મારે તમને ચાંલ્લો કરવો જોઈએ?" કુસુમ બોલી. શૈલબાળા શરમાઈ ગઇ

ચોટલા-ચાંલ્લા કરી, કપડાં પહેરી અને ઘરેણાંથી શણગારાઇ તૈયાર થયાં કે તરત જ સતુની જયઘોષણાનો ગગનભેદી નાદ સંભળાયો.

"મારો સતુ આવ્યો." કુસુમ બોલી.

તે બન્ને નીચે ઉતર્યાં. બંગલાના કમ્પાઉન્ડના દરવાજા આગળ જઇને ઉભાં રહ્યાં. કુસુમને કંઇ સાંભર્યું હોય એમ લાગ્યું. તે ઘરમાં દોડી. એક ચાંદીના કળશમાં પાણી અને તેવી જ તાસકમાં કંકુ અને અક્ષત લઇ આવી.

તે જ સમયે સતુની મોટર દરવાજા આગળ આવી પહોંચી. કુસુમને ત્યાં જોઇ અમરનાથ અને ડો. દેસાઇ દિંગ જ થઈ ગયા. બધાંને નવાઈ લાગી!

કુસુમે એના માથે પાણી ફેરવ્યું—તે વિધિ કરી કંકુનો ચાંલ્લો કર્યો અને ચોખા ચોડ્યા. બધાં અંદર દાખલ થયાં. આપ્તજન અંદર આવ્યાં. કામદાર મંડળે અને

સઘળા હાજર રહેલાઓએ સતુની જયઘોષણા બોલાવી. ત્રણ વાર તે બોલાવ્યા પછી તે બધા જવા માંડયા. સતુએ કહ્યું:—

"મારા પરમપ્રિય મિત્રો—મારા બન્ધુઓ ! આજે આપે બધાએ મારા પ્રત્યે મમતા દાખવી છે તેનો ઉપકાર દર્શાવવા મારી પાસે પુરતા શબ્દો નથી. આપે આટલો બધો શ્રમ લીધો છે--આપે આટલી બધી મમતા દાખવી છે--આપે મને વધાવી લીધો છે તે જોઇ કોની આંખમાં હર્ષાશ્રુ ન આવે? અત્યારે જો હું વધુ બોલી ન શકું તો માફ કરશો."

"બસ--બસ, વધુ બોલવાની જરૂર નથી--અમારો આભાર માનવાની જરૂર નથી-- અમે તો આપના સેવક છીએ." એવા એવા અવાજ આવ્યા.

"પણ મારે બે શબ્દો કહેવાના બાકી રહી જાય છે. જે આ ફત્તેહ મળી છે તે કોને આભારી છે ? અત્યારે જે સ્થાન મને મળ્યું છે તે કોને આભારી છે ? ઈશ્વરનો ઉપકાર માન્યા પછી મારે મારી માતાનો ઉપકાર—"

"કુસુમબાની જય" વચ્ચે જ જયઘોષણા થઇ.

"મારે મારી માતાનો ઉપકાર માનવો જોઇએ." આગળ ચલાવતાં કહ્યું. પાછો બોલ્યો, "તે પછી મારે મારા પૂજ્ય પિતાજીનો ઉપકાર માનવો જોઇએ—"

"અમરનાથની જય" અમરનાથની જયઘોષણા બોલાઇ.

"પછી મારે શૈલબાળાનો ઉપકાર માનવો જોઇએ—"

"શૈલબાળાની જય."

"અને આપનો--અમદાવાદીઓનો--ગુજરાતીઓનો ઉપકાર પ્રથમથી માનેલો જ છે અને ફરીથી માનું છું. જે ગુજરાતમાં વસે તે ગુજરાતી. હિંદુ—પારસી—મુસલમાન કે અંગ્રેજ—જે ગુજરાતમાં વસે તે ગુજરાતી--એવા બધા ગુજરાતનો ઉપકાર માનું છું."

આટલું બોલી તેણે 'વંદેમાતરમ્'નો પોકાર કર્યો--તે ઝીલાયો. બધા વિખેરાયા.

"ડાક્ટર, આનું નામ 'સ્વાગત.'" અમરનાથે ડો. દેસાઈને ઘરમાં જતાં કહ્યું.



[ ૩૧ ]

## બે સજોડાં



સતુભા સ્વાગત પછી, કુસુમ બધાંને ઘરમાં લઈ ગઈ. યુક્તિથી કુસુમે શૈલબાળાને સતુની સાથે રાખી. સતુ અને શૈલબાળા બે સાથે ચાલતાં હતા—જાણે, વધૂવરને વધાવી, કુસુમ તેમને ઘરમાં લાવતી હોય !

કુસુમને અત્યારની સ્થિતિમાં નિહાળી ડાકતરને અને નર્સને નવાઇ લાગતી હતી. રાત દહાડો મહેનત કર્યા છતાં કુસુમ શુધ્ધિમાં આવતી નહોતી, અત્યારે અચાનક તે શુધ્ધિમાં આવી ! જે દાકતર દૈવને માનતા નહોતા તે ડાકતર અત્યારે દૈવને માનવા તૈયાર થયા !

ઘરમાં આવ્યા પછી કોઇ એક શબ્દ પણ બોલી શક્યું નહિ. બધા યંત્રવત ફરવા માંડયા. લાગણીનો આવેશ ઘણો વધી ગયો હતો.

આટલા બધા શ્રમથી કુસુમને થાક લાગ્યો. વધારામાં લાગણીનો ઉભરો ચઢી આવ્યો. ફરતાં ફરતાં પડી ગઈ. એને ઉંચકીને પથારીમાં સુવાડી. ડૉ. દેસાઇને પાછા બોલાવવામાં આવ્યા. ડૉ. દેસાઇએ કન્સલ્ટન્ટને બોલાવ્યો. બંને દાકતરોને એમ લાગ્યું કે આરામની જરૂર છે. સ્ટીમ્યુલંટના ડોઝ આપવા માંડયા.

"ડાકતર, તમે ઘરના છો તેથી તમને પૂછવામાં વાંધો નથી. મારા ધારવા પ્રમાણે એની માંદગી નર્વસ–શૉકને લીધે છે. અંગ્રેજી વૈદકમાં એને માટે યોગ્ય દવા હોય એમ હું ધારતો નથી. આયુર્વેદમાં મને થોડી ઘણી શ્રધ્ધા છે. આવા દરદ માટે તે વૈદકમાં દવા છે. જો તમે સલાહ આપતા હો તો આપણે કોઇ દેશી વૈદ્યને બોલાવીએ." અમરનાથે દાકતરને કહ્યું.

"ડા. દેસાઈને એ પ્રમાણે કહેવામાં વાંધો નથી." સતુએ કહ્યું.

"જો દેશી વૈદ્યને બતાવવા વિચાર હોય તો વીસનગરવાળા સ્વામીને બોલાવો. તે મહા પરોપકારી છે અને જે મનુષ્ય પરોપકાર કરે છે તેને માટે તે સારી લાગણી ધરાવે છે. તે પૈસા લેતા નથી તેથી એ કોઇના બંધાએલા રહેતા નથી; પરંતુ પરોપકારીને તેઓ પ્રથમ સ્થાન આપે છે. આપણા સતુભાઇ મહા પરોપકારી પુરૂષ છે. એમનું નામ સાંભળી તે તરત વીસનગરથી આવશે." ડાકતરે પોતાની સલાહ આપતાં કહ્યું.

"અમને પરિચય નથી." અમરનાથે કહ્યું.

"મેં એમનું નામ સાંભળ્યું છે." સતુએ કહ્યું.

"એમનામાં આયુર્વેદનું જ્ઞાન છે, એટલું જ નહિં પણ તે યુનાની અને અંગ્રેજી વૈદકશાસ્ત્ર પણ જાણે છે." ડાકતરે કહ્યું.

"ત્યારે તો ત્રિવેણી સંગમ થયો! બોલાવો."

તરત જ સતુના નામથી લાંબો તાર કરવામાં આવ્યો.

"પિતાજી, આપનો પૂર્વનો ઈતિહાસ જાણવા અમે બધાં બહુ આતુર છીએ." તે રાતે વાળુ પછી બધાં દીવાનખાનામાં બેઠાં હતાં તે વખતે શૈલબાળા બોલી.

"કુસુમની તબીયત ઠીક થાય ત્યાર પછી વાત." અમરનાથે જવાબ આપતાં કહ્યું.

બીજે દિવસે સ્વામીજી આવી પહોંચ્યા. એમણે કુસુમની વિગત જાણી. તેનું શરીર તપાસ્યું. એક માત્રા આપી. તરત જ શરીરમાં ચેતન આવ્યું. તબીયતના પ્રમાણમાં અસાધારણ શક્તિ દેખાઈ. તેમના ઉપચારથી ફાયદો થશે એમ બધાંને લાગ્યું. સતુએ અને અમરનાથે ડાકતર દેસાઇનો અને સ્વામીજીનો ઉપકાર માન્યો.

થોડા દિવસમાં કુસુમની તબીયત અસાધારણ રીતે સુધરી ગઇ. સ્વામીજી (શીવાનંદ અને પરમાનંદ) એ શૈલબાળાને-સતુને અને અમરનાથને પણ ઔષધ આપવા માંડયું. આટલી ચિંતા અને શ્રમને લીધે સર્વેને ઉપચારની જરૂર હતી.

બધાંની તબીયત સુધરતી જણાઈ અને કુસુમની તબીયત ઘણી સુધરી ગઈ. તે પછી સ્વામીજીએ રજા લીધી, દવા આપીને તે પાછા વીસનગર ગયા.

એક દિવસ બધાં સતુના અભ્યાસગૃહમાં બેઠેલાં હતાં. વાત કરવાનો પ્રસંગ અમરનાથને ઠીક લાગ્યો. આટલાં બધાં વર્ષની ટેવને લીધે કે એવા બીજા કોઇ કારણને લીધે સતુ અમરનાથને 'પિતાજી' નું સંબોધન આપી શકતો નહિં.

"પિતાજી!" ઘણા પ્રયાસના અંતે સતુ એ પ્રમાણે સંબોધીને બોલ્યો.

અમરનાથને આનંદ થયો.

"મારા વહાલા પુત્ર—બેટા—શું કહે છે?"

"પિતાજી! આપે વચન આપ્યું હતું તે પ્રમાણે આજે બધું વૃત્તાંત કહેશો!" શૈલબાળા બોલી.

"હું તે જ વિચાર કરતો હતો. પ્રથમ તો મારે કુસુમની અને સતુની ક્ષમા માંગવી જોઇએ. મારો ગુન્હો અક્ષમ્ય છે પણ—"

"આ શબ્દો હિંદુના મુખમાં શોભતા નથી. કોઇ અંગ્રેજ આગળ એ પ્રમાણે બોલજો." કુસુમથી નિર્દોષ રીતે તે પ્રમાણે બોલી જવાયું; પણ અમરનાથને શબ્દ ઘા લાગ્યો.

" કુસુમ–કુસુમ--હજી પણ કટાક્ષ ! હજુ આવાં મ્હેણાં મારે છે ! " અમરનાથે આર્દ્રતાથી કહ્યું:-

" કોઇ હિંદુ પત્ની આવી બાબતમાં તમે ધારો છો તેવો કટાક્ષ કરે ? " હજી પણ કુસુમ સમજી નહોતી. તે બિચારી નિર્દોષ રીતે બોલતી હતી; પણ અમરનાથના અંતરમાં બાણ વાગતાં હતાં.

" બા, તું નિર્દોષ રીતે બોલે છે; પણ તારા બોલવાનો અર્થ બીજો થઇ શકે તને ખબર નથી કે જ્યારે તે આપણા ગામમાં એસીસ્ટંટ કલેકટર હતા ત્યારે–"

" હા મને સાંભર્યું. નહિ--નહિ--એ વિષયને ઉદ્દેશીને હું બોલતી નથી. " કુસુમે વચ્ચે જ કહી દીધુ. પછી તેણે કહ્યું, " મારો કહેવાનો ભાવાર્થ બીજો જ હતો હું તો એમ કહેતી હતી કે આપણા હિંદુમાં દંપતીઓમાં ભિન્નતા નથી. અને તેથી આવા શિષ્ટાચારની જરૂર નથી. "

અમરનાથે પોતાનો પૂર્વનો વૃત્તાંત કહેવા માંડયો. ટુંકાણમાં ભાવ એવો હતો કે–તે ધનાઢય માતપિતાનો પુત્ર હતો. ભણવામાં હોંશીઆર હતો. પોતે જરા ઉદાત્ત વિચારનો હતો. એ વિચારના આવેશમાં પોતાના માતપિતાથી છાનું વિધવા સાથે લગ્ન કર્યું. તે વખતે જે નામ તેણે આપ્યું હતું તે ખરૂં હતું. આઇ. સી. એસ. થયા પછી કોઇ તેવા લગ્નનો વાંધો લેશે નહિ, એમ એ માનતો હતો. વિલાયતથી આવ્યા પછી તે લગ્નને ઉઘાડું પાડવા માંગતો હતો. તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે કુસુમ તે જ દિવસથી તે અવસ્થામાં રહેશે. વિલાયત પહોંચ્યા પછી તેને બંગાળી નામ ગમ્યું. ત્યાં જઇ તરત જ તેણે બંગાળી નામ ધારણ કર્યું. ફકત અમરનાથના નામથી તે ઓળખાવા માંડયો. ત્યાં ગીલીગન કુટુમ્બ સાથે સારા પરિચયમાં આવ્યો. અહીંથી જ તે કુટુમ્બ સાથે ઓળખાણ હતું. ત્યાર પછી તેણે તે કુટુમ્બ સંબધી--શુધ્ધિના વિચાર સંબંધી અને સરલાના લગ્ન સંબધી વૃત્તાંત કહ્યું. લગ્ન પછી મુંબાઇ તરફ અવાયું અને એસીસ્ટંટ કલેકટર તરીકેની નીમણુક થઇ તે જણાવ્યું.

" હિંદુ-અથવા હિંદી--અને અંગ્રેજ વચ્ચે લગ્ન સંબંધ થાય તો તે ઇષ્ટ છે કે કેમ ? તે વિષે હું મારો અભિપ્રાય જણાવીશ નહિ મારા લગ્ન સંબંધથી જે અજ્ઞાત હશે તેમને જણાવવાની જરૂર નથી; પણ જેમણે અમારો વ્યવહાર નિહાળ્યો હશે તે પોતાની મેળે જ અભિપ્રાય બાંધી લેશે. "

" પિતાજી ! એ સરલાબા કયાં છે ? તે કેમ દેખાતાં નથી ? " શૈલબાળાએ પુછ્યું.

" જ્યારે આપે મને પ્રથમ વાર જેલમાં મોકલ્યો ત્યારે તો તે હતાં ! ત્યાર પછી આપ મુંબાઇ ગયા અને પછી મેં તેમને જોયાં નથી. " સતુએ કહ્યું.

" હું તમને બધું કહીશ. જ્યાં મને એસીસ્ટંટ કલેક્ટર તરીકે મુકવામાં આવ્યો હતો ત્યાં સતુ--સતુ પણ હતા. સતુને જેલમાં મોકલવાનો પ્રસંગ આવ્યો. સતુ! મારે માફી માગવી જોઇએ. તને સાત વર્ષ જ થયાં હતાં. તે વખતની એક ભયંકર ભૂલ મને સાંભરે છે. તારો કેસ ચલાવતાં પહેલાં મારે ઇન્ડીઅન ‘પીનલકોડની કલમ ૮૨ અને ૮૩ પ્રમાણે પ્રથમ તપાસ કરવી જોઇતી હતી. જો સાત વર્ષ પુરાં ન થયાં હોય તો બાળક ગુન્હેગાર ગણાય જ નહિ. તેને છોડી મૂકવો જોઇએ જ. સાત ઉપર અને બાર વર્ષની અંદરનો બાળક હોય તો તે સમજણો છેકે નહિ તેની તપાસ કરવી જોઇએ. ફરીઆદી પક્ષ તરફથી તારી સ્કુલમાંથી ઉમરનું સર્ટીફીકેટ લાવ્યા હતા અને તે ઉપરથી મને ખબર હતી કે સાત વર્ષ પૂરાં થએલાં હતાં. તો પણ મારે તપાસ તો કરવી જ જોઇતી હતી. તું સમજણો હતો તે ખરોબર જણાતું હતું, પણ તપાસ કરી નહિ તે ભૂલ હતી. તે ઉમરમાં પણ તું કેટલો સમજણો હતો ? એ દૃષ્ય હજી મારી નજર આગળ તરી આવે છે-અને આપણો સંબંધ જણાયા પછી તે દૃષ્ય મારા હૃદયને ડંખ્યા કરે છે. મેં અન્યાય કર્યો હતો તે મારે કબુલ કરવું જોઇએ."

"પિતાજી ! આ વિષયાંતર થાય છે." અમરનાથને બીજી વાત તરફ વાળવા સતુએ કહ્યું. અનાયાસે તેણે આજ પ્રથમવાર વાતમાં ‘પિતાજી’ કહીને બોલાવ્યા.

"ઠીક, એ તારી ભલમનસાઇ દાખવે છે. તારી માતાનો એ ગુણ તારામાં છે. એ કેટલી ભલી ? હિંદુ પત્ની જ આ પ્રમાણે-આ સ્થિતિમાં-ફરીથી ઘર માંડે. આંગ્લ પત્ની--કાયદાના બંધનને લીધે સાત વર્ષ રાહ જુએ અને પછી પુનર્લગ્ન કરે ! હિંદુ પત્નીના વહાલને કોઈ પહોંચી શકે ?"

"પિતાજી ! આ પણ વિષયાંતર થાય છે." શૈલબાળાએ કહ્યું.

"તને સજા કર્યા પછી તરત જ મારે નોકરી છોડવાનો પ્રસંગ આવ્યો. સરકારે મને અન્યાય કર્યો અને તેથી મેં નોકરીનો ત્યાગ કર્યો."

"એ કયો અન્યાય ?" કુસુમે પૂછ્યું.

"મારાથી જુનીઅર એક બીજો એસીસ્ટંટ કલેક્ટર હતો. તે અંગ્રેજ હતો. કલેક્ટરની જગ્યા આપવાનો પ્રસંગ આવ્યો. સરકારે તેની નીમણોક કરી. મને એમ લાગ્યું કે હું હિંદી હોવાથી મારો હક ડુબાવ્યો. સરલાએ મને ના કહી પણ મેં સ્વમાનની ખાતર નોકરી છોડી. તે જ પ્રસંગે મારા મિત્ર અનીરૂધલાલ અને તેની પત્ની જ્યોત્સના એક ધાવણી પુત્રીને લઈને આવ્યાં. તે પણ આઈ. સી. એસ. હતા. રજા ઉપર આવ્યા હતા. કમનશીબે એ બન્નેને કોલેરાનો રોગ લાગુ પડયો. અનીરૂધલાલે તે ધાવણી પુત્રી ને અમને સોંપી અને અમારી પુત્રી માફક ઉછેરવા વચન લીધું. અમે કબુલ કર્યું. સરલાને સંતાન નહોતું તેથી તેણે કબુલ કર્યું--નહિં તો આંગ્લ લોહી તેવી પીડા વહોરે?"

" હું શોધી કહાડું તો ? " કુસુમે પુછ્યું.

"તે ન ચાલે. જુના જમાનાની વાત કરે છે-શૈલબાળાએ વર પસંદ કરવો. અને સતુ પોતાને માટે પત્ની શોધી કહાડે. પછી આપણે ધામધુમથી તે બંનેનાં લગ્ન કરીએ." અમરનાથે કહ્યું.

" વીલ્સન કોલેજની સામે ચોપાટી ઉપર તમે વાત કરતા હતા અને તે વખતે જે તોફાન તમારી આંખમાં દેખાતું હતું તે અત્યારે દેખાય છે ! "

" સંભવિત છે. "

" હવે, ખરી વાત કહી દો ને ! આ બે જણને શું કરવા રીબાવો છો ? "

" રીબાવવાની વાત ક્યાં છે ? "

" તમને બધી ખબર છે . "

" મને શી ખબર ? સતુ ! એક વાત કહેવાની રહી ગઈ. તને બચાવનાર કોણ તે ખબર છે ? "

" ન્યાયનો નાથ ? "

" ન્યાયનો નાથ તો આઘો રહ્યો--પણ તારા બચાવનો રસ્તો કોણે શોધ્યો ?"

" ના. "

" આ શૈલબાળાએ--પ્રથમ તેને શંકા ગઇ કે જીવીએ ખુન કર્યું હશે. તેના પ્રયત્નથી અમે જીવીની કબુલાત લઈ શક્યા. "

બન્નેની દ્રષ્ટિ મળી.

" પિતાજી મશ્કરી કરે છે. " શૈલબાળાએ કહ્યું.

" પિતાજી, આપે ' ન્યાયનો નાથ આઘો રહ્યો ' એમ કહ્યું. તે ન્યાયનો નાથ કોણ ? "

' વિચાર કરવાથી તને ખબર પડશે. તને વિચાર કરતાં આવડે છે. "

* * *

થોડા દિવસ પછી સતુનાં અને શૈલબાળાનાં લગ્ન થયાં. આખા દેશમાંથી અને પરદેશમાંથી બધાંએ પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે ઘણા ઉત્સાહથી ભાગ લીધો.

* * *

" સતુ, ન્યાયમૂર્તિની જગ્યાનું મેં રાજીનામું મોકલી આપ્યું. "

" સારું કર્યું, પિતાજી ! હવે શું કરશો ? "

" દેશ સેવા. "

" એ વિચાર રાખશો જ. ઇશ્વર કૃપાથી આપણી પાસે પૈસો છે--વાડી અને મોટરનું પણ સુખ છે. દેશના ઉદ્ધાર માટે તન--મન અને ધનથી પ્રયત્ન કરવો જોઇએ.".

" એવો વિચાર રાખ્યો છે. "

" સરકારની શેહમાં તણાશો નહિ. "

"મેં કોઇ દિવસ પણ સરકારની--દમનનીતિવાળી સરકારની -શેહ રાખી નથી અને રાખીશ નહિ."

"ત્યારે આપણું ફરજીયાત મીલીટરી શિક્ષણનું બીલ પસાર થાય તેમ કરજો."

"પિતાજી, તાર છે." શૈલબાળા તાર લઈને આવી. લગ્ન પછી પણ શૈલબાળા અમરનાથને પિતાજી કહીને જ બોલાવતી હતી.

"કોનો તાર છે?" સતુએ પૂછ્યું.

"ના. ગવર્નરનાં બાનુનો તાર છે. ગવર્નરના મંત્રીમંડળમાં એક જગ્યા ખાલી પડનાર છે–તે જગ્યા મને આપવાનો વિચાર હોય એમ લાગે છે. હું સ્વીકારીશ કે નહીં એમ પુછાવે છે." અમરનાથે કહ્યું.

"શું કરશો?"

"સ્વીકારવામાં શી હરકત?"

"આવી સરકારની સાથે સહકાર કરવાનું કારણ?"

"તમે જો એ જગ્યાએ હો તો દેશને મદદ કરી શકો કે નહિ?"

"તમારા હાથમાં શી સત્તા? કયી સત્તાથી મદદ કરી શકો? આપણો અવાજ શો? અત્યારે દેશમાં એવા ઘણા દાખલા છે કે હિંદી સભ્યના મતની વિરૂદ્ધ 'જોહુકમી' સરકારે ઘણું કર્યું છે. પિતાજી! ગવર્નરનાં બાનુ આટલી બધી કેમ તસ્દી લે છે?"

"તે સરલાની બહેનપણી હતી. લોર્ડ ડોર્ટનની છોકરી થાય. જ્યારે તે લેડી લ્યુસી ડોર્ટન હતી ત્યારે વિલાયતમાં મને ઘણી વાર મળેલી. મારા પ્રત્યે સારી મમતા રાખે છે. તે આપણા ગવર્નરને પરણી છે."

"સરલાદેવી શિવાય બધાનો મેળો થયો!"

"સરલાદેવી નથી તેથી હવે મને શોક થતો નથી. આ તારનો શો જવાબ આપવો?"

"ના."

"જરા વિચાર કરીને જવાબ આપીશું?"

"એમાં શો વિચાર કરવાનો છે?"

"સ્વમાન સચવાશે નહિં એમ લાગે છે?"

"હા, આઈ. સી. એસ.ની નોકરી છોડવી પડી હતી તેમ આ નોકરી છોડવી પડશે. રોયલ કમીશનની વાતો થઈ રહી છે. એમ સંભળાય છે કે કોઇ હિંદીને તેમાં નીમવાના નથી. તેમ કરે તો શું કરશો?"

"અસહકાર."

" ત્યારે તે વખતે નોકરી છોડવી પડે તેના કરતા અત્યારે ન સ્વીકારીએ તો? "

" ના; જો તેમ હોય તો આ જગ્યાનો સ્વીકાર કરવો અને તે વખતે સ્વમાનની ખાતર ત્યાગ કરવો. તેમ કરવાથી સરકાર ઉપર અને અને સરકારને 'મા—બાપ' ગણનારા ઉપર અસર થશે. "

" એ વિચાર પણ ઠીક છે. સ્વમાનની ખાતર ખુરશીનો ત્યાગ કરો તો સારી અસર થાય. તમે ત્યાં જઈ અંદરથી લડાઇ લડો—હું બહારથી લડાઈ લડું—ઇશ્વર આપણા દેશને મદદ કરશે—અને આપણે આપણું બનતું કરીશુ. " સતુએ કહ્યું.

* * * * *

થોડા દિવસ પછી કુસુમને લઇ અમરનાથ મુંબાઈ તરફ નવા ઓધ્ધાનો ચાજ લેવા ગયા અને સતુ અને શૈલબાળા અમદાવાદ રહ્યાં.

બધાંએ દેશસેવાના યજ્ઞમાં જોડાવા વ્રત લીધું. પ્રત્યેક હિંદી એમ કરે તો?

* * * * *

શૈલબાળાના ઉમળકા ભર્યા સહકારથી—શૈલબાળાના અનુભવની મદદથી—અને શૈલબાળાના પ્રોત્સાહનથી, સત્યેન્દ્રરાવ (સતુ) પોતાનું કાર્યક્ષેત્ર વધારી શક્યા. જનસેવા—સમાજસેવા—દેશસેવા અને કામદાર મંડળના શ્રેય શિવાય એમને બીજા વિચાર આવતા જ નહોતા. એમની પાસે લક્ષ્મી તો હતી જ—પરંતુ એમના એ કાર્યથી કુબેરસ ડારી ગાડ થયા હોય એમ લાગતું હતું. લક્ષ્મીની રેલછેલ થઇ ગઈ હતી. તેમ છતાં તે પતિપત્નીને ગાદી તકીઆ ઉપર પડી રહી, મોજશોખ માણવાનું મન થતું નહોતું! મીલ—હુન્નર ઉધોગ માટે અને હિંદે ગુમાવેલા મનુષ્યત્વ માટે તેને ઘણી ચિંતા રહ્યા કરતી હતી. જન સેવા અને દેશ સેવાના જ સ્વપ્નાં આવતાં હતાં. વળી ધારાસભામાં ફરજ્યાત મીલીટરી શીક્ષણ માટેનું પોતે દાખલ કરાવેલું બીલ પસાર કરાવવા તે તનતોડ મહેનત કરી રહ્યા હતા!

પ્રત્યેક પતિપત્ની એ પ્રમાણે વર્તે તો?

* * * * *

વર્ષ પછી શૈલબાળાને પુત્રપ્રાપ્તિ થઇ. બાળ પુત્ર હોવા છતાં તે પોતાના પતિને પ્રોત્સાહન આપી, તેના કાર્યક્ષેત્રમાં મદદ કરવામાં પાછી પાની કરતી નહોતી.

પ્રત્યેક પત્ની એમ કરે તો? ભારતની જય!




બાલજીવન

ચાલુ જમાનાનો ચમત્કારીક ઇલાજ!!!-ફાયદો ન કરે તો પૈસા પાછા

નપુંસકપણું મટાડી ઢીલી નસોમાં અપુર્વ તાકાત આપી લોહી તથા વીર્યને સુધારી વધારી કામ પ્રદિપ્ત કરનાર સર્વોત્તમ દવા

# ચંદ્રકળા ચાકુતી (ચમત્કારીક દેશી ઔાષધ.)

"અસલ ચંદ્રોદય રસનો ગુણ તથા પ્રભાવ કેવો અલૌકિક અને ચમત્કારી છે, તે તો તેને વાપરનાર રાજા મહારાજા અમીર ઉમરાવ તથા શ્રીમંત લોકો જ જાણે છે; પણ તેની કીંમત એટલી તો ભારે છે કે ગરીબ તેમજ સાધારણ માણસો હંમેશાં તેના ઉપયોગથી દુરજ રહે છે. તેથી અમોએ અદભુત શક્તિ આપનાર ઉત્તમોત્તમ ઔાષધીઓ સાથે શાસ્ત્રોકત રીતે કાર્યકુશળતાથી ઉપર જણાવેલા ઉમદા રસનું તેનાં અનુપાન સાથે જ મીશ્રણ કરી તેનું "ચંદ્રકળા ગોળીઓ" એવું ઉત્તમ નામ આપ્યું છે. અને તેવાજ પ્રતાપથી આ ગોળીઓ પાસે કેસર કસ્તુરી, અંબર, શીલાજીત, સુવર્ણ તથા મોકતીક મીશ્રીત ગોળીઓ, પાકો, મોદકો તથા ચુર્ણાદિક કોઇ પણ દવાઓનું બીલકુલ તેજ પડતુ નથી એમ અનુભવે સાબીત કરી આપ્યું છે.

આ ગોળીઓનું સેવન કરનાર મનુષ્યોના શરીરમાંથી જુવાની કદી જતી નથી. શરીર દ્દઢ થાય છે અને કોઇ પણ કારણથી પ્રાપ્ત થએલ અશકતી (નામરદાઇ) નો નાશ કરી શરીરના દરેક અવયવોની નસોને જાડી, લાંબી મજબુત, લોહીઆળ, તથા વીર્યના ટકાવવાળી બનાવી ચાહે તેવા વીર્યહીન થએલા પુરૂષને પણ નવી જુવાનીમાં લાવી મુકે છે.

ફકત એકજ ડબીના સેવનથી વીર્યસ્રાવ, સુખધાત, સ્વપ્નાવસ્થા, પેશાબ અને દસ્ત વખતે ધાતુનું જવું, શીથીલતાથી નીરાશ થવું,-વીગેરે ધાતુના વીકારથી થતાં તમામ દરદોને તાત્કાળીક નાબુદ કરી લોહીને લાલ, વીર્યને ઘટ તથા જઠરાગ્નીને સતેજ કરી ફીકકા તેમજ તવાઈ ગએલા શરીર તથા ચહેરાને પુનઃ ગુલાબી તથા કાંતીવાન બનાવે છે.

ફકત એકજ પંખવાડીઆના પુરા સેવનથી શરીરની ધાતુઓને, બાંધાની નસોને, લોહીને, માંસને, હાડકાંને તથા ખાલી પડેલા મગજને સારી રીતે પુષ્ટી આપી શરીરના દરેક અવયવોના બળમાં આશ્ચર્યકારક વૃધ્ધિ કરી નબળી પડેલી છાતીમાં બેહદ જુસ્સો આપી તદન અશકત તથા નીર્માલ્ય થયેલાં શરીરને પણ રૂષ્ટપુષ્ટ, મજબુત, બળવાન તથા કદાવર બનાવે છે!

**કીં. ગોળી ૨૪ ની ડબી ૧ ના રૂા. ૩-૦-૦ ત્રણ.**

**નમુના માટે આઠ ગોળીની બાટલીના રૂા. ૧-૦-૦**

ગુપ્ત ભાગની નસોની મજ્જેરી દુર કરી વીજળીક શક્તિ આપનાર અસાધારણ ચમત્કારી વિદ્યુત લેપ

ચંદ્ર કામોદયઘૃત વીજળીકતિલ્વે)

નામર્દી કે નપુંસકતાનો નાશ કરી વીજળીક શક્તિ આપનાર આ લેપ ઘણો જ ચમત્કારીક છે. ફક્ત એકજ શીશીના ઉપયોગથી હસ્તદોષથી તુટી પડેલી જનનેન્દ્રીયને મુળ સ્થિતિએ લાવી તદન નામરદ થએલા પુરૂષોને પણ પુરા મરદ બનાવે છે. કોઇ પણ જાતના પંઢત્વનો આનાથી નાશ થાય છે, કુકર્મથી નબળી પડેલી નસોનો નવો જોસ પેદા થાય છે તથા તુટેલી નસોને પણ જોડી દઇ કમજોર નસોને મહા બળવાન બનાવી સંસારસુખ ભોગવવામાં કાયમની મરદાઇ બક્ષે છે.

**કીં. તો. રાા શીશી ૧ ના રૂા. ૭ નમુનાની ાા તો. શીશીનો રૂા. ૧ાા.**

**હિન્ડોચાફાર્મસી,** કાલબાદેવી રોડ, ભાંગવાડી સામે, પહેલે માળે, મુંબઇ ન.૨

**पंढत्वनाशक–स्पेशीयल**

# વાજીકરણ–" ઘી "

## પુરૂષત્વ પ્રાપ્તિનો સિદ્ધ ઉપાય.)

સેંકડો રૂપિયાની માત્રાઓ, રસાયનો ને યાકુતિ કે માજુમો ખાઇને થાક્યા હો, તિલ્લાઓ અને તેલો લગાવીને કંટાળ્યા હો; અને કોઇ પણ પ્રકારે નામરદાઇ નહી મટવાથી નિરાશ થઇ બેઠા હો તો, છેવટના ખાત્રી ભર્યા ઉપાય તરીકે આ શાસ્ત્ર સિદ્ધ "વાજીકરણ ઘી" અજમાવો.

પાંચસો વર્ષ પહેલાંના દ્રાવીડી ભાષાના તાલપત્રપર લખેલા અત્યંત પ્રાચીન ગ્રંથને આધારે આ દવા બનાવી સિદ્ધ કરી છે. તેની માત્ર એકજ સળી પાનમાં લગાવી તે પાન ખાવાથી માત્ર એકજ કલાકમાં અદભુત કામ જાગૃતિ થઇ અપાર જુસ્સો આવી મનુષ્ય સંસારસુખ ભોગવવા સમર્થ થાય છે, અને સાત દિવસના પુરા ઉપયોગથી નપુંસકપણું સાવ નાબુદ થઈ પુરેપુરી મરદાઈ આવી જાય છે, આ દવા નપુંસકપણા માટે જ છે.

**કિંમત તોલા ૧ ના રૂપિયા ૨૦**

આ ઘી ખાવા તથા લગાવવાના બન્ને ઉપયોગમાં આવે છે.

મળવાનું ઠેકાણું:—**હિન્ડોચા ફાર્મસી,**

કાલબાદેવી, ભાંગવાડી સામે, જોશી બીલ્ડીંગ, પહેલે માળે–મુંબઈ નં. ૨

રૂ. ૨૦૫૧) ઈનામવાળી એમ. જે. મહન્તની

સર્વોપરિ દવા—

## સિદ્ધ મકરધ્વજ ચંદ્રોદય ગુટિકા

ખાસ ધ્યાનમાં રાખજો કે, પાપી ઠગ ઊંટ વૈદોની જેમ ધન મેળવવાની અધમ પ્રવૃતિ મહંતની નજ હોઇ શકે, એ પ્રતિજ્ઞાપુર્વક સત્ય છે. માટેજ અનુભવો સિદ્ધ મ૦ ચંદ્રોદય ગુટિકા.

તે પાસેર ઘી પચાવી વીર્ય, પુરૂષત્વ અને સ્તંભન શકિત વધારે છે અને **અતિ વિષય** કે **હસ્ત દોષાદિ** કારણોથી ગુમાવેલું પુરૂષાતન પાછું લાવી અખુટ શકિત બક્ષે છે એટલુંજ નહિં પણ મગજનો કે શરીરનો ચોવીસે કલાક શ્રમ કર્યા છતાં કદી પણ કંટાળો કે થાક લાગતોજ નથી!! **વળી** તેના સેવનથી ભયંકર કષ્ટ સાધ્ય પણ ક્ષય દમ ઉધરસ, લોહીવિકાર વૃદ્ધાવસ્થા, સંગ્રહણી અને ધાતુવિકાર વગેરે હઠીલાં દરદો નહિ મટયાનું સાબીત કરી આપનારને રૂ. ૨૦૫૧) નું ઇનામ આપીશું. ખાસ પરેજી નથી. ગોળી ૧૦૦ ની ડબી રૂ. ૨-૮-૦.

લખો:—અત્યારેજ

**વૈદ્યશાસ્ત્રી મહાવીરદાસજી જે. મહંત,**

**મુ. ધોલકા**

જીલ્લો અમદાવાદ ( ગુજરાત–ઇંડીઆ ).